# માયાવી મસ્તક

અથવા

# સાહસની પ્રતિમા.

ભાગ ૨ જો.

[ અદ્ભુત રસમય સચિત્ર નવલકથા ]

રેનોલ્ડ્ઝકૃત 'પોપ જોન' ઉપરથી


અનુવાદક તથા પ્રકાશક

**ચુનીલાલ વર્ધમાન શાહ**

વઢવાણનિવાસી

સારંગપુર, તળીયાની પોળ–અમદાવાદ.



પ્રથમ આવૃત્તિ: પ્રત ૧૦૦૦. વિ. સં. ૧૯૭૯. ઈ. સ. ૧૯૨૩.

સોલ એજંટ

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા–અમદાવાદ.

અમદાવાદ:

સલાપોસ રોડ પર ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૩

# ચુનીલાલ વર્ધમાન શાહનાં પુસ્તકો.

[ ઈ. સ. ૧૯૨૬ ]

| | | | | |
|---|---|---|---|---|
| મૂળરાજ સોલંકી | [ ઐતિહાસિક નવલકથા ] | સચિત્ર | | રૂ. ૩ |
| માયાવી મસ્તક ભાગ ૧-૨ | ” | | | રૂ. ૬ |
| ગુજરાતની ગર્જના | ” | ” | | રૂ. ૩ |
| વસઇનો ઘેરો | ” | ” | | રૂ. ૧ાા |
| પાટણની પડતીનો પ્રારંભ | ” | ” | | રૂ. ૧ાા |
| સોમનાથનું શિવલિંગ | ” | ” | | રૂ. ૧ાા |
| સિંધ ઉપર સ્વારી | ” | ” | | રૂ. ૧ાા |
| ધારાનગરીનો મુંજ | ” | ” | | રૂ. ૧ાા |
| અઢારમી સદીનું મહારાષ્ટ્ર | ” | ” | | રૂ. ૧ાા |
| કાશ્મીર અને કેસરી | ” | ” | | રૂ. ૨ |
| પ્રમોદા યાને દિલેર દિલારામ | ” | ” | | રૂ. ૧ા |
| વિમળા | [ સામાજિક નવલકથા ] | | | રૂ. ૧ |
| ભાગ્યચક્રનો મહામંત્ર | ” | ” | સચિત્ર | રૂ. ૨ાા |
| નોકરીનો ઉમેદવાર | ” | ” | ” | રૂ. ૧ાા |
| ન્યાયના ખૂનમાં નીતિ ! | ” | ” | ” | રૂ. ૨ાા |
| પિશાચમંદિર ભાગ ૧-૨. | ” | ” | ” | રૂ. ૭ |
| લતા અને લલિતા ભા. ૧ થી ૫ | ” | ” | | રૂ. ૮ાા |
| વિચિત્ર પ્રેમ-પંખિણી | ” | ” | ” | રૂ. ૨ાા |
| સુધરેલી સંગીતા | ” | ” | | રૂ. ૨ |
| વિદ્યાસાગર ભાગ ૧-૨ | ” | ” | | રૂ. ૧ાા |
| બંગ જાગૃતિ [ નાટક ] | | | | રૂ. ૦ા= |
| ચાંપરાજ હાડો ” | | | | રૂ. ૦ાા |
| કામરૂ દેશની કુટિલ કામિની | [ સચિત્ર ડિટેકટીવ વાર્તા ] | | | રૂ. ૧ાા |
| સુવર્ણ-પ્રતિમા | ” | ” | ” | રૂ. ૨ાા |
| નવદંપતીને શિખામણ | [ આરોગ્યનો ગ્રંથ ] | | | રૂ. ૨ |
| કર્તવ્ય કૌમુદી | [ નીતિબોધક ] | | | રૂ. ૦ાા |
| ભક્તામર-મંત્ર-માહાત્મ્ય | [ જૈન સ્તોત્ર ] | | | રૂ. ૨ |
| સુબોધક કથા-પંચક | [ પાંચ બોધક કથાઓ ] | | | રૂ. ૦ા- |

ચુનીલાલ વર્ધમાન શાહ-સારંગપુર-અમદાવાદ.

# પ્રસ્તાવના.

આ નવલકથાની વસ્તુસંકલના સંબંધે કેટલાક ખુલાસાની જરૂર છે, પરન્તુ આ ભાગમાં તે કરવાની મને કાંઇ જરૂર જણાતી નથી. આ નવલકથાનો એક જ ભાગ હવે બાકી રહ્યો છે અને તેની પ્રસ્તાવનામાં હું તે સંબંધે કેટલુંક કથન કરવાની ઇચ્છા રાખું છું.

પહેલા ભાગપરના પૂઠાપર જે ચિત્ર હતું તેનો સંબંધ પહેલા ભાગમાંના કથાનક સાથે હતો. આ ભાગના પૂઠાપરનું ચિત્ર આ ભાગના કથાનક સાથે સંબંધ ધરાવે છે. આ ભાગના પ્રકરણ ૭ માના [ જુઓ પૃષ્ઠ ૮૧ ] પ્રસંગનું તે ચિત્ર છે. પુસ્તકની અંદર વાર્તા સાથે સંબંધ ધરાવતાં અન્ય ચિત્રો પણ આપવામાં આવેલાં છે.

સારંગપુર, અમદાવાદ.
તા. ૧૫-૪-૨૩.

ચુનીલાલ વર્ધમાન શાહ.

# અનુક્રમણિકા.

# સ્પેનનો નકશો.

વાચકોને વાર્તા સાથે સંબંધ ધરાવતાં સ્થળોની યાદ આપવા માટે આ નીચે સ્પેનનો નકશો આ વાર્તાના પહેલા ભાગમાંથી પુનઃ ઉતારવામાં આવ્યો છે.





"આમ જો, બાળા!" કેવળ અશ્રાવ્ય સ્વરે જોન બોલી અને તુરત તેણે પેલી માણેકની વીંટી અલ્જીનોરાને બતાવી.

(પૃષ્ઠ ૨૧)

# માયાવી મસ્તક

અથવા

# સાહસની પ્રતિમા.

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧ લું.

#### ગુપ્ત સૂચનાઓ.

ડયુરાના ચૌટામાં બહાદુર બ્હારવટીયા ગોંઝાલેઝ એન્ડયુજારે આપેલા એક સો હથીઆરબંધ સૈનિકોની સાથે બર્થોલ્ડ તથા જોન એ સ્થાનને છોડી ગયાં ત્યારપછી આપણે તેમની બીલકુલ ખબર લીધી નથી, એટલે હવે આપણે તેમની તરફ દૃષ્ટિને દોડાવીશું.

તેઓ બાયટ્રેગો ખાતે પહોંચ્યાં ત્યારે રાત ઘણી વહી ગઈ હતી. પોતાને ત્યાંસુધી સલામતીથી પહોંચાડનાર ગોંઝાલેઝના ઘોડેસવારોને છેલ્લી સલામ કરીને બર્થોલ્ડ તથા જોને તેમને વિદાય આપી, કારણકે ઘોડેસવારો તે સ્થળે વધારે વખત રોકાવા ઇચ્છતા નહોતા. પછી તે પ્રેમી યુગલ મુસાફરખાનામાંના પોતા માટેના ઓરડામાં દાખલ થયું.

જોકે તેઓ છેલ્લા છત્રીસ કલાક દર્મિયાન પ્રવાસથી તથા માનસિક અકળામણથી અત્યંત થાકી તથા કંટાળી ગયાં હતાં, તોપણ તેઓ તુરત જ નિદ્રાધીન થઇ જવાને આતુર નહોતાં.

તેઓ એક મોટા ભયમાંથી મુક્ત થયાં હતાં અને હવે તેઓ મૂર પ્રદેશમાં આવી પહોંચ્યાં હતાં એટલે સંપૂર્ણ સ્વતંત્રતા તથા સલામતી અનુભવી રહ્યાં હતાં: આ રીતે વાતચીતને માટે તેમ જ પોતાની હાર્દિક સહાનુભૂતિના ઉભરા ઠાલવવાને માટે અત્યારે તેમને પૂરેપૂરી સગવડ મળવા પામી હતી.

તેઓએ પુનઃ પુનઃ પરસ્પર આલિંગન કર્યું, પરસ્પર ચુંબનની વૃષ્ટિ વર્ષાવી અને એ રીતે તેઓએ પરસ્પર પ્રેમનો ઉભરો ઠાલવ્યો, જે ઉપરથી તેઓ એક બીજાને કેવા ગાઢ પ્રેમથી ચાહી રહ્યાં હતાં તેની પ્રતીતિ ઉત્પન્ન થતી હતી.

એવી એકાકાર માનસિક સ્થિતિમાં, કાલાત્રાવાના કિલ્લામાં બનેલા અગત્યના બનાવોથી પોતાના પ્રિયતમને કેવળ અજાણ્યો રાખવો અને તેનાથી હવે વધુ વખત ગુપ્તતા જાળવવી, એ જોનને સ્વાભાવિક રીતે જ પાપરૂપ જણાયું.

જેને જોન અત્યંત પ્રેમાળપણે ચાહી રહી હતી તેની સમીપે-બર્થોલ્ડની સમીપે પોતાનું હૃદય સંપૂર્ણ રીતે ઠાલવી નાંખવા તે હવે આતુર બની ગઇ હતી. કાલાત્રાવાના કિલ્લામાંથી નીકળતી વેળાએ-સ્હવારમાં તેઓની વચ્ચે જે વાતચીત થઇ હતી તેની જોને બર્થોલ્ડને યાદ આપી અને પછી ધીમે ધીમે તેણે એ વિચિત્ર, આશ્ચર્યજનક તથા ચમકાવી મેલે તેવી વિગતો બર્થોલ્ડને કહી સંભળાવવાની શરૂઆત કરી.

બર્થોલ્ડે મૌન્યપૂર્વક સંપૂર્ણ ધ્યાન આપીને પૂર્ણ આશ્ચર્યનો અનુભવ કરતાં પોતાની સુંદર પ્રિયતમાની વાત સાંભળી.

જોકે બર્થોલ્ડ દૈવી ચમત્કારોની વાતોથી વ્હેમી બની જવાના સ્વભાવવાળો નહોતો, તોપણ જોન કાલાત્રાવાના કિલ્લાના ભોંયરામાંનાં પોતાનાં ભેદભર્યાં પરાક્રમોની વાત કહેતી વખતે જે સત્યતા તથા આંતરૂભાવદર્શક અસાધારણ વદનચર્યા ધારણ કરી રહી હતી તેથી તો તે આશ્ચર્ય જ પામી ગયો.

એ ભોંયરાના એક ઓરડામાંની અદ્દભુત વસ્તુઓ, ઘરેણાં, અને શારીરિક યાતના ઉપજાવનારાં યંત્રોનો સંગ્રહ–બીજા ઓરડામાંનાં ત્રણ હાડપિંજરો–પેલો વયોવૃદ્ધ પુરૂષ અને અલ્જીનોરા વચ્ચે થએલી વાતચીત–માયાવી મસ્તકવાળો ઓરડો–માયાવી મસ્તકે ઉચ્ચારેલા શબ્દો કે જે જોનના હૃદયપટમાં એક મૂર્તિમંત શિલાલેખની પેઠે કોતરાઈ રહેલા હતા–વયોવૃદ્ધ પુરૂષ સાથેનો જોનનો મેળાપ અને છેલ્લે, તે પુરૂષે જોનને સોંપેલું મહોરબંધ પરબીડીયું કે જે જોન પોતાના બદનમાં છુપાવેલું બહાર કાઢી રહી હતી–એ સંબંધી બધી વાતો સાંભળીને બર્થોલ્ડ આશ્ચર્ય તથા ભય પામતાં ઉંડા વિચારમાં પડી ગયો.

પેલાં ત્રણ હાડપિંજરોમાંના વચ્ચેના હાડપિંજરે પોતાનો રક્તમાંસહીન હાથ કેવી રીતે ઉંચો કર્યો અને તેમાંનું ખંજર તેણે કેવી રીતે ઉગામ્યું, તે વાત કહેવાનું જોન વિસરી ગઇ નહિ. વળી ડોન રોડરીકના વંશની પડતી સંબંધી અને અસ્તુરીયાના પદભ્રષ્ટ થએલા તથા અત્યારે મરણ પામેલા રાજા મોરીગેટો સંબંધી વર્ણનવાળા પેલા ગોથીક હસ્તલેખમાંની વિગતો જણાવવાનું પણ જોને છોડી દીધું નહિ.

જોન પોતાનો વૃત્તાંત પૂરો કરી રહી એટલે બર્થોલ્ડ બોલ્યો: "મારી વ્હાલી જોન! મારા પોતાના માનસિક બળ કરતાં તું વધારે ચડીયાતું માનસિક બળ ધરાવે છે તે વિષે જો મારી ખાત્રી ન હોત, તો સ્વાભાવિક રીતે મેં એવું જ માન્યું હોત કે તને કોઇ વિલક્ષણ સ્વપ્ન જ લાધ્યું હશે; પરન્તુ હું તને અને તારી શક્તિઓને એટલી સારી રીતે પિછાણું છું, કે એક ક્ષણને માટે પણ હું એવો વિચાર મનમાં લાવી શકતો નથી; એટલે તારા વૃત્તાન્તપર હું સંપૂર્ણ વિશ્વાસ ધરાવું છું. વળી તારા હાથમાં જે મહોરબંધ પરબીડીયું છે, તે ઉપરથી તો મારો જરા–તરા વહેમ પણ નાબૂદ થઇ જાય છે. અહા! મારી વ્હાલી જોન! હવે હું સારી પેઠે સમજું છું કે

કાલાત્રાવાના કિલ્લામાંથી નીકળતી વેળાએ એક ચોક્કસ દિશાએ જ મારા વિચારોને દોડાવવા તેં મને શામાટે તૈયાર કર્યો અને તું મહત્ત્વાકાંક્ષા ધરાવે છે એવું જ્વલંત ઉત્સાહપૂર્વક તેં મને શામાટે કહી સંભળાવ્યું !

"હા! જોન! તું ખરેખર મહત્ત્વાકાંક્ષિણી જ છે: તારી મહત્ત્વાકાંક્ષા પ્રશસ્ત તથા વાજબી છે અને તારી ભાગ્યરેષાઓએ તારે માટે જે ઉંચી કારકીર્દી નિશ્ચિત કરી છે તેમાં તારો ભક્ત બનેલો બર્થોલ્ડ પોતાની શક્તિ પ્રમાણે તને મદદ આપવા, સલાહ આપવા અને પુષ્ટિ આપવા હરેક ક્ષણે તૈયાર છે. તારા ચમત્કારિક વૃત્તાંત સંબંધે હું જેમ જેમ વધારે વિચાર કરૂં છું, તેમ તેમ મને વધારે ને ખાત્રી થતી જાય છે કે ખરેખર કોઇ દૈવી અને સર્વશક્તિમાન અસર હેઠળ જ તારૂં જીવન વર્તી રહ્યું હોવું જોઇએ.

"તું કહે છે કે કાલાત્રાવાના કિલ્લાવાળા એ વયોવૃદ્ધ પુરૂષે એવું ભવિષ્યકથન કર્યું હતું કે તું મોટા જોખમમાં આવી પડશે, પરન્તુ જે વખતે તું બધી પાર્થિવ આશાઓ છોડી દેશે તેજ વખતે તારે માટે મદદ આવી પહોંચશે: અને ખરેખર એ ઉત્સાહોત્પાદક ભવિષ્યકથનની સાબીતી રૂપે જ આપણો બચાવ આજે કેવળ અદ્દ્ભુત તથા દૈવી રીતે થયો છે."

એક પ્રેમાળ સુંદરીને છાજતા પ્રેમ તથા ઉત્સાહપૂર્વક બર્થોલ્ડને કંઠે વળગી પડીને જોન બોલી: "પ્રિય બર્થોલ્ડ! તારા મગજમાં આવા વિચારો હવે આવ્યા છે, ત્યારે હું કયો રસ્તો લઉં તો તને ગમે ?"

ક્ષણભર અચકાઇને પરન્તુ દૃઢ નિશ્ચયદર્શક સ્વરે બર્થોલ્ડ બોલ્યો: "જોન! એ પરબીડીયામાં ગમે તેવી સૂચનાઓ હોય પણ તેને અનુસરીને જ વર્તવાનું હું તને કહું છું. ગમે તેમ થાય પણ એ સિવાય બીજી કશી સલાહ હું તને આપી શકું નહિ. વળી તારો સૌથી પહલો હેતુ સ્રીજાતિના ભૂષણરૂપ ગાઢ પ્રેમ ધરાવનારી એક સુંદરીને મુક્ત કરવાનો જ છે, નહિ વારૂ? તો પછી જે રૂપે-

નીશ સુંદરી અત્યંત સ્વરૂપવતી અને અત્યંત દુઃખી હોવાનું તું કહે છે તેને મુક્ત કરવાના સાહસને ત્યજી દેવાની સલાહ હું તને આપું, એવું શું તું માને છે? ભલેને એ સાહસ પાર ઉતારવાને ગમે તેવી મુશ્કેલીઓ ઉઠાવવી પડે!"

બર્થોલ્ડના કંઠને પોતાના બાહુપાશમાં ભીડીને અને પ્રેમાવેગથી થડકી રહેલા પોતાના હૃદય સાથે તેને ઉત્સાહથી દાબીને જોન બોલી: "બર્થોલ્ડ! આટલી ભક્તિમત્તાની પાર પણ જો મારો પ્રેમ જઇ શકે એ સંભવિત હોય, તો હું કહું છું કે હું તારા પર વિશેષ ને વિશેષ પ્રેમ ધરાવતી જાઉં છું!"

જોનને પોતાના બાહુપાશમાં ભીડીને તેના વદનને ચુંબન કરતો બર્થોલ્ડ બોલ્યો: "મારા મનમાં હું તને જેવી વીર રમણી માની ચૂક્યો છું તેવી વીર રમણી તરીકે જગતની દૃષ્ટિમાં તું જણાઇ આવે એવું હું જોવા ઇચ્છું છું. વ્હાલી જોન! પૌર્વાત્ય દેશોનું સઘળું એ ધન તારે ચરણે ધરવા માટે જો મારી પાસે હોય અને મૃત્યુલોકના માનવીના સુખનું સાધન જો ધનવડે જ પ્રાપ્ત થઇ શકતું હોય, તો એ રીતે તને સુખપ્રાપ્તિ કરાવવા સંબંધે નિશ્ચિંત થવાથી મને કેટલો બધો આનંદ પ્રાપ્ત થાત? જોન! તારા જેટલી પ્રીતિપાત્ર, તારા જેટલી પૂજ્ય અને તારા જેવી પ્રશસ્ત અન્ય કોઇ સુંદરી નહિ હોય હોં!"

"અને બર્થોલ્ડ! તારે માટે મારા હૃદયમાં પ્રેમની જેવી જ્વલંત જ્યોત પ્રજળી રહી છે તેવી અન્ય કોઇ પણ સ્ત્રીના હૃદયમાં નહિ પ્રજળી રહી હોય!" એટલા સુકોમળ અને મૃદુતાયુક્ત સ્વરે જોને એ શબ્દો ઉચ્ચાર્યા કે એ સ્વર પુરૂષના સુકોમળ જ્ઞાનતંતુઓને આંદોલાયમાન કર્યા વિના રહે નહિ.

ઉભય પ્રેમિકો કેટલીક વારસુધી સ્નેહભીની નજરે એક બીજા તરફ જોઇ જ રહ્યાં. પછી બર્થોલ્ડ બોલ્યો: "જોન!" જોનના હાથમાંના મહોરબંધ પરબીડીયા ઉપર પોતાનો હાથ મૂકીને તે પુનઃ

બોલ્યો: " જોન ! આ પરબીડીયામાંની સૂચનાઓ જાણે કે તારી ભાગ્યરેષાઓની વિધાતા ન હોય–અને મારૂં ભાગ્ય અવિચળ રીતે તારા ભાગ્ય સાથે જ જડાએલું છે તથા આપણા ઉભયના જીવનની દોરીઓ એકમેક સાથે વણાઇ ગએલી છે, એટલે મારી ભાગ્યરેષાઓની પણ તે વિધાતા ન હોય, એવું મને લાગે છે. તો પછી આપણા કાર્યક્રમ ઉપર આટલી મોટી તથા અગત્યની અસર નીપજાવનારી આ સૂચનાઓ કેવા પ્રકારની છે તે નક્કી કરવાનું કામ હવે બહુ જરૂરનું છે; પણ જ્યાંસુધી માડ્રીડ પહોંચાય નહિ ત્યાંસુધી તારાથી એ પરબીડીયું ખોલાય તેમ નથી અને હજી તો આપણે માડ્રીડથી ત્રણ દિવસની મુસાફરી જેટલાં દૂર છીએ ! "

જોન બોલી: " જો આપણે ઉતાવળથી અને દૃઢ નિશ્ચયપૂર્વક પ્રવાસ કરીએ તો કદાચ આપણે તું કહે છે તે કરતાં વહેલાં પણ માડ્રીડ ખાતે પહોંચી જઇએ. ખરેખર, એ વયોવૃદ્ધ પુરૂષે આપેલા પરબીડીયાની અંદરની વિગતો જાણવાને હું પણ તારા જેટલી જ અધીરી બની ગઇ છું ! "

બન્ને પ્રેમિકો હવે સુઇ રહ્યાં, કારણકે તેમના ઓરડાની બારીમાંથી પરોઢનો ઝાંખો પ્રકાશ ડોકીયાં કરી રહ્યો હતો. તેમને લાગેલો શ્રમ એટલો બધો હતો કે દિવસ બહુ ચડી ગયો ત્યાંસુધી તેઓએ ઉંઘ્યા જ કર્યું; એટલે બપોર થયા પછી જ તેઓ પોતાના પ્રવાસને ત્યાંથી આગળ લંબાવી શક્યાં.

નજીકના ગામડા આગળ પહોંચતાં તેઓના જાણવામાં આવ્યું કે એક સો કુમારિકાઓ પડોશમાં આવેલા એક મૂરીશ કિલ્લામાં એક આખા દિવસ માટે થોભી હતી અને તેથી એ સ્પેનીશ સુંદરીઓની સવારી આપણાં નાયક–નાયિકાથી માત્ર થોડે જ આગળ રહેલી હતી.

ત્યારપછીની બીજી રાત્રે કુમારિકાઓએ બાયટ્રેગો અને ફુએનકારાની વચ્ચે આવેલા એક નાના ગામમાં રાતવાસો કર્યો; જ્યારે

બર્થોલ્ડ અને જોને કુમારિકાઓના ઉતારાવાળા સ્થળથી પાએક માઇલને અંતરે આવેલા એક ખેડૂતના ઘરમાં રાત ગાળી.

બીજા દિવસની સ્હવારમાં કુમારિકાઓએ દક્ષિણ તરફ પોતાનો પ્રવાસ આગળ ચલાવ્યો અને આપણાં નાયક–નાયિકાએ પણ તેમ જ કર્યું; પરન્તુ હવે જોન તથા બર્થોલ્ડનો ઇરાદો કુમારિકાઓની સવારીને વટાવીને આગળ નીકળી જવાનો હતો કે જેથી તેઓ કુમારિકાઓની સવારીની પહેલાં માડ્રીડ ખાતે પહોંચવાને શક્તિમાન બને.

સ્વાભાવિક રીતે જ તેમના મનમાં એવું આવ્યું કે અલ્જીનોરાને મુક્ત કરવાના સંબંધમાં પેલા પરબીડીયામાં જે કાંઇ સૂચનાઓ કરવામાં આવી હોય તે સૂચનાઓ હવે થોડી જ વારમાં પોતાના જાણવામાં આવનાર છે, તો પછી પોતે કુમારિકાઓની સવારીની આગળ નીકળી જવું એ જ આવશ્યક છે, કારણકે એમ કરવાથી ઇષ્ટકાર્યને માટે જે કાંઇ ગોઠવણો સૂચવવામાં આવી હોય, તે ગોઠવણો પાર ઉતારવા માટે તેનો અભ્યાસ કરવાનો, તત્સંબંધી વિચાર ચલાવવાનો અને કાંઇ આવશ્યક તજવીજ કરવા માટેનો પૂરતો અવકાશ પ્રાપ્ત કરી શકાય.

ડચુરાના ચૌટામાં જે યાદગાર બનાવો બની ગયા તે પછીનો આજે બીજો દિવસ છે; એટલે ઝામોરા ઉપર જે સાંજે કારાઅલીનાં માણસો તરફનો પ્રસંગ ગુજર્યો* હતો, તેજ દિવસ આજે ચાલે છે એમ સમજવાનું છે.

આ દિવસના બપોરે જ બર્થોલ્ડ અને જોન ફુએનકારા ત્રણ-ચાર માઇલ દૂર રહ્યું એટલામાં સો કુમારિકાઓની સવારીની ભેગાં થઇ ગયાં.

ઇલ્ડીફોન્સાની ડાબી બાજુએ સવારીને મોખરે જ અલ્જીનોરા પ્રવાસ કરી રહી હતી. જોને કાલાત્રાવાના કિલ્લાવાળા ભોંયરામાં તેને છૂપી રીતે જોઇ હતી એટલે અત્યારે તેને ઓળખી કાઢવામાં જોનને

* જુઓ ભાગ ૧ લો–પ્રકરણ ૧૯ મું.

જરા પણ મુશ્કેલી પડી નહિ. તેણે તુરત જ એ સ્પેનીશ સુંદરી તરફ આંગળી કરીને બર્થોલ્ડને તે ઓળખાવી. હૃદયમાં આનંદ તથા પ્રશંસા જાગૃત કરે તેવા કોઇ સૃષ્ટિસૌંદર્યના દેખાવ ઉપર જેમ એક કાળું વાદળું ઝઝૂમી રહેલું હોય, તેમ અલ્જીનોરાની અપ્રતિમ સુંદરતા ઉપર તેના શોકાતુર વદનની છાયા પડતી જોઇને બર્થોલ્ડના જીગરમાં દુઃખ થઇ આવ્યું.

અલ્જીનોરાને છૂપી રીતે આશાનો એકાદ શબ્દ સંભળાવી દેવાનો લાગ જોને શોધવા માંડ્યો પણ એવો લાગ તેને મળી શક્યો જ નહિ. બિચારી અલ્જીનોરા તો જાણી પણ શકી નહિ કે પોતાની બાજુએ થઇને ચાલ્યાં જતાં બે પ્રવાસીઓ પોતા તરફ આટલી બધી દિલસોજી તથા દયાળુતા ધરાવી રહ્યાં છે.

જેમ એ સરઘસ આગળ વધ્યે જતું હતું, તેમ બર્થોલ્ડ અને જોન પણ આગળ ચાલ્યાં જતાં હતાં. થોડી વારમાં કુએનકારા દૃષ્ટિગોચર થવા લાગ્યું, પરન્તુ જુવાન ઝામોરાને આપણાં નાયક–નાયિકા કેમ ભૂલી ગયાં ? તેઓ તેની ભેગાં કેમ થઇ શક્યાં નહિ ?

વાચકને સાંભરતું હશે કે જ્યારે કુમારિકાઓનું સરઘસ નજીક આવતું જતું હતું ત્યારે ઝામોરા જંગલમાં છુપાઇ રહ્યો હતો. જોકે તેણે બર્થોલ્ડ તથા જોનને ઉતાવળે આગળ ચાલ્યાં જતાં જોયાં હતાં, તોપણ તે ધીચ ઝાડીમાં સંતાએલો હોવાથી બર્થોલ્ડ તથા જોન તેને જોઇ શક્યાં નહોતાં. બર્થોલ્ડ અને જોન ઉપર શાં શાં વીતક કચુરામાં વીતી ગયાં હતાં તે વિષે ઝામોરા કેવળ અજાણ્યો હતો.

જ્યારે ઝામોરાએ કચુરા છોડ્યું, ત્યારે જોન તથા બર્થોલ્ડને પકડવાને તેમની પાછળ ઘોડેસવારોની ટુકડી નીકળી ચૂકી હતી, પરંતુ તેઓ પકડાયાં, તેમને મોતની સજા ફરમાવવામાં આવી અને છેવટે અદ્ભુત રીતે તેમનો બચાવ થયો એ કશી વાત તેના જાણવામાં આવી નહોતી.

તેથી, જ્યારે ઝામોરાએ તેમને આગળ પ્રવાસ કરી રહેલાં જોયાં, ત્યારે તેણે સ્વાભાવિક રીતે એવું માન્યું કે તેઓ પોતાની પૂઠે લાગેલા ઘોડેસવારોના પંજામાંથી આબાદ છટકી ચૂક્યાં હોવાં જોઇએ; તેથી તેને ખરેખરો આનંદ થયો, કારણકે તેણે બર્થોલ્ડની સાથે મિત્રતા જોડી હતી અને જોનનો તે પ્રશંસક બન્યો હતો.

પરન્તુ બર્થોલ્ડ તથા જોન ઝામોરાની છુપાવાની જગ્યાની નજીકમાં થઇને એટલી ઝડપથી આગળ નીકળી ગયાં કે ઝામોરાએ તેમને જોયાં અને તે તેમની ભેગો થઇ શકે તે પહેલાં તો તેઓ પાછાં અદૃશ્ય થઇ ગયાં : કદાચ તેઓ ધીમે ધીમે પ્રવાસ કરતાં હોત તોપણ ઝામોરા તે ક્ષણે જંગલમાંથી બહાર નીકળવાની હિંમત કરી શકત નહિ, કારણકે જો તે તેમ કરે તો કુમારિકાઓની સવારીની નજરે તે પડે અને ઓળખાઇ જાય એવો ભય રહેલો હતો.

બર્થોલ્ડ અને જોને આગળ પ્રવાસ ચાલુ રાખ્યા કર્યો અને કુએનકારા ખાતે પહોંચતાં તેઓ નાસ્તો કરવાને તથા ઘોડાને ચંદી ખવરાવવાને "રૂપેરી ચાંદ" નામના મુસાફરખાનામાં થોભ્યા.

રસ્તે આગળ વધતાં રાત્રિવાસ માટે ક્યાંય ઉતારાજોગું સ્થળ મળવાનો સંભવ છે કે નહિ તે સંબંધે કેટલીક પૂછગાછ તેમણે એ મુસાફરખાનામાં કરી, અને તેનો સંતોષકારક જવાબ મળવાથી તેઓએ પોતાનો પ્રવાસ આગળ લંબાવ્યો. તેમણે કરેલી પૂછગાછ સંબંધી વાત પાકોએ કારઅલીને એ જ મુસાફરખાનામાં કહી હતી તે વાચકને સાંભરતું હશે.*

રાત પડી એટલે તેઓ રસ્તે આવતી એક નાની વીશીમાં ઉતર્યાં અને બીજે દિવસે પ્રભાતમાં વહેલાં તેઓએ પુનઃ માડ્રીડ તરફ પોતાનો પ્રવાસ આગળ લંબાવ્યો. માડ્રીડમાં તેઓ બપોરે પહોંચ્યાં અને એક સ્પેનનિવાસી ખ્રિસ્તી ગૃહસ્થની માલકીના આબરૂદાર મુસાફરખાનામાં ઉતર્યાં.

* જુઓ ભાગ ૧ લો–પ્રકરણ ૨૦ મું.

અહીં આપણે જરા થોભીશું તથા જોઈશું કે આપણી વાર્તાને સમયે માડ્રીડ કાંઇ બહુ અગત્યનું સ્થળ મનાતું નહિ અને ટોલીડો, કોર્ડોવા તથા સ્પેનનાં બીજાં મોટાં નગરોના જેવી ઉચ્ચ પંક્તિ ધરાવતું પણ નહિ.

માડ્રીડમાં તે સમયે ભાગ્યે જ વીસ હજાર માણસોની વસતી હતી, જેમાંની અર્ધ કરતાં વધારે વસતી સ્પેનીશ ખ્રિસ્તીઓની હતી. જોકે એ નગર પર મૂરોનો રાજ્યાધિકાર હતો, તોપણ આ પ્રમાણે હજી તેનો મૂળ દેખાવ કેટલેક અંશે નભી રહ્યો હતો, કારણકે વસતીના ખ્રિસ્તી જનો મૂર અધિકારીઓને વાર્ષિક કર ભરીને પોતાની ધાર્મિક સ્વતંત્રતા ભોગવવાનો અને કોઇ જાતની હાનિ કે હરકત વિના પોતાનાં દેવળો નિભાવવાનો હક્ક જાળવી રહ્યા હતા. પરન્તુ મૂરીશ રાજ્યાધિકારવાળા બધાએ સ્પેનીશ પ્રદેશમાં આ માડ્રીડ નગર એકજ એવું સ્થળ હતું કે જ્યાં ખ્રિસ્તીઓ આટલી છૂટો ભોગવી શકતા હતા; તેથી જે કેથોલીક ખ્રિસ્તીઓને, કોઇ સંજોગોને લીધે અસ્તુરીયાને બદલે મૂરીશ રાજ્યમાં રહેવાની જરૂર પડતી, અને જેઓ પોતાના ધાર્મિક મત પ્રમાણે વર્તવાની છૂટ ભોગવવાને આતુર રહેતા તેઓ માડ્રીડમાં આવીને જ નિવાસ કરતા.

આ પ્રમાણે આ નગરમાં મૂર લોકો અને ખ્રિસ્તીઓ એકઠા વસી રહ્યા હોવાનું અસાધારણ દૃશ્ય જોવામાં આવતું હતું. જોકે તેઓ પૂરેપૂરી રીતે સંપ સંપીને રહેતા નહિ, તોપણ કોઈ જાતના ઝગડા–ટંટા વિના તેમનો સમય પસાર થતો હતો. જ્યારે એક શેરીમાં મીનારા અને ટોડાવાળી મુસલમાન મસ્જીદ જોવામાં આવતી, ત્યારે બીજી જ શેરીમાં ઉંચા બૂરજો અને અણીદાર કાંગરાવાળું ખ્રિસ્તી દેવળ દેખાતું.

એ સમયનું માડ્રીડ નગર આવું હતું. આગળ જણાવવામાં આવ્યું છે તેમ એક આબરૂદાર સ્પેનીશ ખ્રિસ્તીએ રાખેલા મુસાફરખાનામાં જોન તથા બર્થોલ્ડે ઉતારો કર્યો.

તેઓએ એક ખાનગી ઓરડો મેળવ્યો અને કહી બતાવવાની જરૂર નથી કે જે ક્ષણે તેઓ પોતાના ઓરડામાં એકલાં પડયાં, તે જ ક્ષણે કાલાત્રાવાના કિલ્લાવાળા વયોવૃદ્ધ પુરૂષે આપણી નાયિકાને આપેલા મહોરબંધ પરબીડીયાની તપાસ લેવાનું તેમણે શરૂ કર્યું.

પરબીડીયાને બાંધવામાં આવેલી દોરી કાપી નાંખવામાં આવી અને પરબીડીયું ખોલી નાંખવામાં આવ્યું. અંદરથી એક કોરો કાગળ અને એક માણેકની વીંટી નીકળી. વીંટીમાં જડેલા માણેક ઉપર કેટલાક મૂરીશ અક્ષરો કોતરવામાં આવેલા હતા, જે અક્ષરો ઉકેલવામાં જોન તથા બર્થોલ્ડને કશી મુશ્કેલી પડી નહિ. તે અક્ષરોમાં અબ્દુ રહેમાન પહેલાનું નામ માલૂમ પડતું હતું.

જોને તુરત જ થોડી આગ સળગાવી અને કોરા કાગળનો તાવ આગની ઉપર ધરી રાખ્યો. ધીમે ધીમે કાગળ ઉપર લીટીબંધ અક્ષરો દશ્યમાન થતા જણાયા.

છેવટે એ આગના તાપની અસર એ કાગળપરના અદૃશ્ય રાસાયનિક અક્ષરોપર પૂરેપૂરી થઇ, એટલે તેમાં લખેલી વિગત પૂરેપૂરી વાંચી શકાય તેવી બની, અને એ બધી ગોથીક લિપિમાં લખાએલી માલૂમ પડી આવી.

બર્થોલ્ડ અને જોને અત્યંત ઉત્સુકતા તથા આતુરતાપૂર્વક તે કાગળમાંનું લખાણ વાંચી જોયું તો તે નીચે પ્રમાણે માલૂમ પડયું:—

"માયાવી મસ્તક આ પ્રમાણે કહે છેઃ હિંમતવાન અને બહાદૂર જોન! તારા ભવિષ્યમાં ઉંચું અને કીર્તિમાન ભાગ્ય લખાએલું છે. પરન્તુ આ અદ્‌ભુત હસ્તલેખમાં લખાએલી આજ્ઞાઓને અનુસરવામાં તથા તેમાં દર્શાવેલાં કાર્યો પાર પાડવામાં જો તું નિષ્ફળ નીવડીશ તો તારા પર અને તારા પ્રિયતમપર આપ્તો ઉપર આપ્તો આવી પડશે! તારી દૃષ્ટિ સમીપે અત્યારે જે કાંઇ ઉજ્જવળ દેખાય છે તે બધું અંધકારરૂપ બની જશે અને અત્યારે જે સલામતી તથા સુરક્ષિતતા માલૂમ પડે છે તે તે વખતે ગંભીર જોખમ તથા નિરા-

શાનું સ્વરૂપ ધારણ કરશે. તારો સુંદર બર્થોલ્ડ કે જે વિદ્યાર્થીના વેશમાં એક પાદરી છે તેની પ્રત્યેનો તારો પ્રેમ તે વખતે તીવ્ર ધિક્કારના રૂપમાં બદલાઇ જશે; અને તારી પ્રત્યે તે જે ઉગ્ર પ્રેમ ધરાવે છે તે તિરસ્કાર તથા તુચ્છકારનું રૂપ ધારણ કરશે. પરન્તુ જો જોન પોતાની ઉન્મત્તતા, ભીરૂતા અથવા મૂર્ખતાથી પોતાના ભાગ્યમાં લખાએલા વિખ્યાતિ તથા શક્તિના મંદિર તરફ જવાના માર્ગમાંથી ભ્રષ્ટ થશે નહિ, તો તે પોતામાં નિવાસ કરી રહેલી વીરતાને સાર્થક કરી બતાવશે; તેટલા માટે, હે જોન ! માયાવી મસ્તકના શબ્દો તું સાંભળી લે !

“ તારી જ્વલંત કારકીર્દી પ્રાપ્ત કરવાનું પહેલું પગથીઉં અલ્જીનોરા ટચુકેલાની મુક્તિનું છે. તે ઉપરથી તારી ઉત્સુકતા, ચતુરાઇ તથા ધૈર્યની કસોટી થશે; તેટલા માટે આ કાર્ય પાર ઉતારવાનું તારાં ડહાપણ, દીર્ઘદૃષ્ટિ અને કલ્પનાશક્તિ ઉપર છોડવામાં આવે છે; પરન્તુ તને માર્ગદર્શન કરાવવાને માયાવી મસ્તક જે સૂચનાઓ કરે છે તે ઉપર ધ્યાન આપ. તારે કોઇ પણ રીતે અલ્જીનોરાની સાથે મેળાપ કરવાની તક સાધવી. તેને તારે પેલી માણેકની વીંટી નિશાની તરીકે બતાવવી એટલે અલ્જીનોરાની ખાત્રી થશે કે પોતાની મુક્તિ કરવાનું કામ જેને સોંપવામાં આવ્યું છે તે તું જ છે, અને પછી તે તારા પર વિશ્વાસ રાખશે. પછી તારે કાંઇ એવી યુક્તિ કરવી કે જેથી તું તેને ગુપ્ત રીતે મળી શકે અને મળતી વખતે તારે અલ્જીનોરાનાં તથા તારાં વસ્ત્રો અદલબદલ કરવાં, એટલે તારાં વસ્ત્રો તે ધારણ કરી લેશે અને તેનાં વસ્ત્રો તારે ધારણ કરી લેવાં. અલ્જીનોરા સહીસલામત રીતે પસાર થઇને છૂટી થાય એટલે તારે એક સો કુમારિકાઓમાંની તેની જગ્યા લેવી કે જેથી કુમારિકાઓની સંખ્યામાં કશી ન્યૂનતા થવા પામે નહિ, પરન્તુ અલ્જીનોરાને બદલે જોન સરત્રસમાં દાખલ થઇ ગઇ છે એવું રક્ષિકાઓ જાણી જાય નહિ, તેટલા માટે ફેર્ડોવાના બાદશાહના મહેલની અંદરના જનાનામાં

તું દાખલ થાય ત્યાંસુધી તારે તારા વદનપર આછો કાળો બુરખો કાળજીપૂર્વક ધારણ કરી રાખવો.

"પણ તું અલ્જીનોરાને છૂટી કરે એટલું જ બસ નથીઃ આ તો હજી તારા મહાન પરાક્રમની શરૂઆત માત્ર છે અને સંપૂર્ણ ઇષ્ટસિદ્ધિનું પહેલું જ પગથીયું છે. મૂર બાદશાહના જનાનામાં દાખલ થતાં તારે જરા પણ બ્હીવાનું નથી; તેમજ અબ્દુ રહેમાન બીજાની હજુરમાં પોતાની સુંદર પ્રિયતમાને રજુ થવા દેવાના વિચારથી બર્થોલ્ડે પણ કશો ભય, દ્વેષ કે અકળામણ ધારણ કરવાની જરૂર નથી. પરન્તુ કોર્ડોવા ખાતે પહોંચતાં, તારે એ પ્રતાપી બાદશાહની તુરતની અને ખાનગી મુલાકાતની માંગણી કરવી. જ્યારે તું તેની સમીપે જઇને કુર્નિશ બજાવે ત્યારે નીચા નમતી વેળાએ એ માણેકની વીંટી તું તેને આપજે. પછી તે તને ઘણી–ઘણી બાબતો વિષે પ્રશ્નો પૂછશે. તેની પાસે તારે કોઇ પણ વાત ભેદમાં કે છૂપી રાખવી નહિ પરન્તુ જે કાંઇ તે પૂછે તેના જવાબ તારે ખુલ્લા દિલથી અને સાચેસાચા આપવા તથા બનેલા બનાવો યથાસ્થિત રીતે કહી દેવા.

"એમ કરવાથી તારા પર તેની કૃપાદૃષ્ટિ થશે, અને જેવી રીતે એક ભાઇ પોતાની બ્હેનની સાથે વર્તે તેવી રીતે તે તારી સાથે અત્યંત દયાળુતાથી તથા પવિત્ર મિત્રાચારીભરી રીતે વર્તશે. તે સાથે જ તને બંધનમાંથી મુક્ત કરવામાં આવશે અને એ રીતે તારા પ્રિયતમ બર્થોલ્ડના માત્ર થોડા જ દિવસના વિરહ પછી તમે સુખ, આશા તથા આનંદ ભોગવવા પુનઃ એકઠાં થશો. માયાવી મસ્તક આ પ્રમાણે કહે છે, માટે તું તે પ્રમાણે બરાબર કરવામાં જરા પણ ગફલત કરીશ નહિ."

એ પ્રમાણે એ ભેદભર્યો કાગળ વાંચવાનું પૂરૂં કરીને બર્થોલ્ડ તથા જોને એકી સાથે કાગળપરથી દષ્ટિને પાછી ખેંચી લઇને એકમેકની સામે જોયું.

પરન્તુ જોનની વદનચર્યાપર માનસિક ગુંચવણનો ભાવ તરી

આવ્યો હતો, કારણકે એ કાગળમાંની ગુપ્ત સૂચનાઓથી પોતાનો પ્રિયતમ અસંતોષ દર્શાવશે એવો ભય તેના મનમાં ઉપસ્થિત થયો હતો. તોપણ માત્ર એક જ ક્ષણમાં આ બાબત પરત્વે તેની ખાત્રી થઇ. બર્થોલ્ડે કાલાત્રાવાના કિલ્લામાંથી નીકળતી વેળાએ તથા ફરીથી બાયટ્રેગો ખાતે પૂર્ણ શ્રદ્ધા તથા ઉત્સાહભરી પ્રશંસાપૂર્વક જોન પ્રત્યે જોયું હતું તેમ જ જોન પ્રતિ અપૂર્વ ભક્તિમત્તા દર્શાવી હતી, તેવી જ રીતે અત્યારે પણ તેણે તેની તરફ દૃષ્ટિપાત કર્યો.

તે બોલ્યો: “જોન–પ્રિયતમા જોન ! તારા ભાવી જીવન સંબંધે ઉંચું ભાગ્ય લખાએલું છે તેમાં હું મારી સ્વાર્થસાધુતાથી વિઘ્નકર્ત્તા થઇ પડીશ એવું તું બિલકુલ મનમાં લાવીશ નહિ. નહિ, નહિ, પુનઃ હું તારી સમક્ષ જણાવું છું કે હું તને તારાં કાર્યોમાં મદદ કરીશ, સલાહ આપીશ, તેમજ પુષ્ટિ આપીશ, પરન્તુ તેમાં તને જરાએ નિરૂત્સાહ થવા દઇશ નહિ !”

એકાએક બર્થોલ્ડના બાહુપાશમાં પડીને તેને ગાઢ આલિંગન કરી જોન બોલી: “અહા ! મારા સહૃદય પ્રિયતમ ! મારા ઉદાર મનના બર્થોલ્ડ !”

ત્યારપછી એક કલાક થઇ ગયો અને સૂર્ય અસ્ત થયો, એટલે એક સો કુમારિકાઓ સંબંધે કાંઇ પૂછગાછ કરવાને તેઓ બહાર ગયાં. તપાસ કરતાં તેમને માલૂમ પડ્યું કે તે વખતે કુમારિકાઓની સવારી શહેરના ઉત્તર દિશાના પરામાં દાખલ થઇ રહી હતી અને માડ્રીડના મૂર હાકેમના મહાલય તરફ ચાલી જતી હતી. સો કુમારિકાઓ તથા તેમની વૃદ્ધ રક્ષિકાઓ એ જ સ્થળે ઉતારો કરવાની હતી.

વળી બર્થોલ્ડ અને જોને એટલી પણ ખાત્રી કરી લીધી કે આવતી કાલનો દિવસ ખ્રિસ્તી તહેવારનો–રવિવારનો દિવસ હતો, એટલે સેંટ ઈગ્નેશિયાના દેવળમાં સો કુમારિકાઓ લોકોની સાથે સાથે પ્રાર્થનામાં શામેલ રહેશે અને સોમવારની સ્હવાર પડતાં પહેલાં તેઓ દક્ષિણ તરફ પોતાની મુસાફરીમાં આગળ વધશે નહિ.

આટલી વિગતો મેળવી લઇને બર્થોલ્ડ તથા જોન મુસાફરખાનામાં પાછાં ફર્યાં અને રાત્રે નિદ્રાધીન થયા પહેલાં તેમણે પેલા કાગળમાંની ગુપ્ત સૂચનાઓને અનુસરવાને તથા અલ્જીનોરાને મુક્ત કરવાને કેવી યુક્તિથી કામ લેવું તે વિષે કેટલીક વાતચીત કરીને નિશ્ચય કર્યો.

## પ્રકરણ ૨ જું.

### દેવળમાં.

રવિવારના દિવસના પ્રભાતમાં આઠ વાગ્યે સેંટ ઈગ્નેશિયાના દેવળમાંના ઘંટો ગંભીર રવ કરવા લાગ્યા અને દેવળ તરફ જવાની દરેક ગલી તથા ચોક સો કુમારિકાઓને જોવાને આતુર બનેલા પ્રેક્ષકોથી ધીચોધીચ ભરાઇ ગયાં.

એ લોકોનાં ટોળાંઓમાં મૂરો, ખ્રિસ્તીઓ તેમજ યાહુદીઓનું મિશ્રણ હતું અને તેમના જૂદા જૂદા પ્રકારના પોશાકોથી તે ટોળાંનો દેખાવ આંખને વિવિધતાયુક્ત તથા રમણીય લાગતો હતો. મુસલમાનોની ભરતકામની કિનારીવાળી તથા બુટ્ટાઓથી શણગારેલી પાઘડીઓ યાહુદીઓની સાદી સફેદ પાઘડીઓથી જૂદી પડી જતી હતી; તે જ રીતે મુસલમાનોના જરીબુટ્ટાવાળા તથા સુંદર કબજા યાહુદીઓનાં પીળા રંગનાં ઝળહળતાં પહેરણોથી ચડી જતાં દેખાતાં હતાં.

વળી સ્પેનીશ ખ્રિસ્તીઓનાં માથાંપરની કાળાં પીછાંવાળી મખમલની લાંબી ટોપીઓ અને કાળાં કુરતાં એ દૃશ્યની વિવિધતામાં વધારો કરી રહ્યાં હતાં. એ ત્રણે જાતિઓની સ્ત્રીઓનાં કપડાંમાં અને દેખાવમાં પણ એ જ પ્રકારનો મોટો વિરોધ હોવાને લીધે દૃશ્યની વિવિધતા બહુ વધી જતી હતી.

મૂરીશ સ્ત્રીઓના સફેદ રંગના જાડા બુરખાઓ યાહુદણોના કાળા બુરખાઓથી તદ્દન જૂદા પડી રહ્યા હતા અને ખ્રિસ્તી રમ-

ણીઓ જાળીદાર કાપડનાં મ્હોંઢાંકણવડે પોતાનાં બદામી રંગનાં વદનોને અર્ધાંપર્ધાં છુપાવી રહી હતી.

એકંદર રીતે તે જૂદીજૂદી જાતિના લોકોનું એક મિશ્ર ટોળું હતું, પરન્તુ મકાનોની બારીઓમાંથી એ ટોળું પોશાકોની તેમજ સહેલાઇથી ઓળખી કઢાય તેવી ચહેરાઓની વિવિધતાને લીધે સુંદર તથા મનોરંજક દેખાવ અર્પી રહ્યું હતું.

અને એ ઘરો પણ ભોંયતળીયાથી માંડીને છાપરાંસુધી કોર્ડોવાના બાદશાહના જનાનામાં લઇ જવામાં આવતી એ સો અસ્તુરીયન સુંદરીઓની ઝાંખી કરવાને આતુર બનેલા પ્રેક્ષકોથી ભરાઇ ગએલાં હતાં.

અત્યારે એ સુંદર સવારી દેવળ તરફ આગળ વધતી જોવામાં આવતી હતી. સરઘસના આકારમાં પગે ચાલતી જતી એ સુંદરીઓ લોકોનાં ટોળાંમાં થઇને આગળ વધવા લાગી ત્યારે લોકોમાં કેવળ નીરવતા પ્રસરી ગઇ અને લોકોએ આઘા–પાછા ખસી વચ્ચેથી માર્ગ ખુલ્લો કરી આપ્યો, જાણે કે એ સુંદરીઓના સરઘસની બન્ને બાજુએ જીવતાં માણસોની દિવાલો બંધાઇ ગઈ હોયની !

જ્યારે એ સુંદરીઓની મનોહર સવારી ધીમે ધીમે રસ્તાપર થઇને આગળ ચાલતી હતી, ત્યારે પ્રેક્ષકોમાંના જેઓ મૂર લોકો હતા તેઓ,એ સુંદરીઓ તરફ વિષયવાસનાથી ઉશ્કેરાએલી પ્રશંસક દૃષ્ટિથી જોવા લાગ્યા, ગેરસમજને લીધે બહુ નિંદાએલા યાહુદીઓ પોતાની સ્વાભાવિક દિલસોજીથી એ સુંદરીઓ તરફ જોઇ રહ્યા અને ખ્રિસ્તીઓ શોક, દયા તથા તિરસ્કારની મિશ્રિત લાગણીથી તેમની તરફ દૃષ્ટિપાત કરી રહ્યા.

જ્યારે કુમારિકાઓ સેંટ ઇગ્નેશિયાના દેવળ તરફ ધીમે પગલે જતી હતી, ત્યારે તેમના વદન ઉપર ગમગીની છવાઇ રહેલી દેખાતી હતી. તેઓ ત્રણ ત્રણની હારમાં દેવળના ગોથીક શિલ્પશૈલીના દરવાજામાં દાખલ થઇ. જે અનુક્રમે તેઓ પોતાની સવારીમાં ચાલતી હતી તે જ

અનુક્રમે તેઓ અત્યારે પણ ગોઠવાઇને દેવળમાં દાખલ થઇ હતી, એટલે આ સરઘસમાં પણ અલ્જીનોરા લેડી ઇલ્ડીફોન્સાના ડાબા હાથપર મોખરે રહીને ચાલતી હતી. આ પ્રમાણે એ ભક્તિમતી કુમારિકાઓની મંડળી એ પવિત્ર દેવળમાં દાખલ થઇ, એટલે જે કુમારિકાઓ સૌને મોખરે હતી તેઓ પ્રાર્થના માટેના પવિત્ર સ્થાનની પાસે સૌથી પહેલી આવી પહોંચી; તેથી કરીને એ સુંદર તથા ચિત્તાકર્ષક સ્થાને જવા માટેનાં પગથીયાંની આસપાસના કઠેરાની તદ્દન નજીકમા આવીને અલ્જીનોરા ઊભી રહી.

દેવળમાં પ્રાર્થના કરનારાઓની બહુ ગીર્દી થવા પામી હતી અને કેટલોક ગરબડાટ પણ ચાલી રહ્યો હતો, કારણકે જે ક્ષણે સો કુમારિકાઓ દેવળની અંદર દાખલ થઇ તે જ ક્ષણે દેવળનાં મુખ્ય દ્વારો બંધ કરી દેવામાં આવ્યાં હતાં. જ્યાંસુધી પ્રેક્ષકો પ્રાર્થનાના પવિત્ર સ્થાન આગળથી ખસીને આસપાસની ગેલેરીઓમાં પ્રસરી ગયા નહિ ત્યાંસુધી ઘણી સખ્ત ગીર્દી રહેવા પામી.

જોન ત્યાં હાજર હતી અને કોઇ સારો લાગ શોધી રહી હતી, તે એ થોડા સમયની ગરબડ દર્મિયાન કુમારિકાઓના ટોળાની અંદર પેસીને ધીમે ધીમે ખસતી કઠેરાની પાસે જઇને અલ્જીનોરાની બાજુમાં જ ઊભી રહી.

હવે વાદ્યયંત્રનો ગંભીર નાદ એ વિશાળ દેવળમાં ગાજવા લાગ્યો. તેનો રવ દેવળના છોબંધ છત અને કઠેરાથી આંતરી લીધેલી ગેલેરીઓમાં પ્રતિધ્વનિ પામીને વધારે ઘોર બનવા લાગ્યો. પછી પ્રાર્થનાનું ગીત ગાતા પાદરીઓનો અવાજ ઉઠવા લાગ્યો. જે વખતે કઠેરાની પાસેની કુમારિકાઓ ઘુંટણીએ પડી, તે વખતે જે બીજાઓને ત્યાંથી દૂર ખસેડવામાં આવ્યા હતા તેઓ ગંભીર વદનચર્યા ધારણ કરીને સ્થિર ઊભા રહ્યા.

કુમારિકાઓએ પોતાના મ્હોંપરનાં જાળીવાળાં મ્હોંઢાંકણ ખસેડી નાંખ્યાં હતાં. સર્વે કુમારિકાઓ પવિત્રતાથી ભરેલાં ગંભીર વદનોને આકાશ તરફ ધરીને પ્રાર્થનામાં ભાગ લઇ રહી હતી.

અને પછી એ સુંદર ચહેરાપર આંસુ ચમકવા લાગ્યાં, અશ્રુધારાઓ તેમના ગુલાબી ગાલપર થઇને નીચે સરવા લાગી, પ્રવાલ સરખા તેમના ઓષ્ઠ ધ્રૂજવા લાગ્યા, તેમનાં નાજુક હૃદય બહુ થડકવા લાગ્યાં અને જાણે કે ત્યાં અદૃશ્ય દેવદૂતો અશ્રાવ્ય વાતચીત કરી રહ્યા હોય તેમ છૂપા અંતર્માં જ શમી જતા નિઃશ્વાસો સંભળાવા લાગ્યાઃ કારણકે, એ સો કુમારિકાઓમાંની દરેક બાળા મનમાં સમજતી હતી કે અત્યારે પોતે ખ્રિસ્તી ધર્મ મુજબની પ્રભુપ્રાર્થના પોતાની જીંદગીમાં છેલ્લી જ વાર કરી રહી હતી! અફસોસ!

પછી એ પવિત્ર સ્થાને ગવાતા ગંભીર સંગીતથી દરેક બાળાના હૃદયમાં સુકોમળ વૃત્તિઓ જાગૃત થઇ અને તે સાથે જ પોતાથી દૂર રહેલાં સ્વગૃહો, શોક કરતાં માતાપિતા અને દુઃખ પામી રહેલાં મિત્રોનાં હૃદયદ્રાવક સ્મરણો તેમનાં ચિત્તમાં ઉભરાઇ આવ્યાં. દરેક કુમારિકાના ચિત્તમાં એવો વિચાર આવ્યા વિના રહ્યો નહિ કે જ્યારે પોતે પોતાના નગરના દેવળમાં છેલ્લી પ્રાર્થના કરી ત્યારે પોતાની બાજુએ પોતાનો પ્રિયતમ આવી રહેલો હતો અને અત્યારે પોતાને તેના જ બાહુપાશમાંથી નિર્દયતાપૂર્વક ઝૂંટવી લઇને વિખૂટી પાડવામાં આવી છે! આવો વિચાર આવતાં દરેક બાળાનું હૃદય ચીરાઇ જવા લાગ્યું.

પ્રેક્ષકોનાં હૃદય પણ આર્દ્ર થયા વિના રહ્યાં નહિ. આ સુંદર વદનવાળી બાળાઓનાં નેત્રોમાંથી શા કારણે અશ્રુધારાઓ વહન કરી રહી હતી, શા કારણથી તેમનાં સુકોમળ ઓષ્ઠો થર થર ધ્રૂજી રહ્યા હતા અથવાતો બળપૂર્વક બીડાયલા હતા અને શાને લીધે આટલાં બધાં કુસુમકોમળ હૃદયો મર્મભેદક યાતનાથી નિઃશ્વાસ-ઉચ્છ્વાસ ભરી રહ્યાં હોય તેમ ઉંચાં નીચાં થઇ રહ્યાં હતાં; તે બધું પ્રેક્ષકો સારી રીતે-ઘણી સારી રીતે સમજી રહ્યાં હતાં.

અલ્જીનોરાને પણ તેના જેવાં સુકોમળ હૃદયવાળી બીજી બાળાઓના જેટલી જ તીવ્ર તથા મર્મભેદક મનોયાતનાનો અનુભવ થવા

લાગ્યો. બર્ગોસથી કોર્ડોવા જવા માટેની લગભગ અર્ધી મુસાફરી અત્યારસુધીમાં પૂરી થઇ ચૂકી હતી અને હજીસુધી પોતાની મુક્તિને માટે કોઇ પણ જાતની મદદ આવી પહોંચવાનાં ચિહ્નો તેને દૃષ્ટિગોચર થયાં નહોતાં, તેમ જ કશા આશ્વાસનદાયક મધુરા શબ્દો તેને કર્ણગોચર પણ થયા નહોતા.

કાલાત્રાવાના કિલ્લાવાળા વયોવૃદ્ધ પુરૂષે પોતાને ઠગી તો નહિ હોય? અથવાતો તેણે આટલા વિશ્વાસપૂર્વક આપેલું વચન પાળવાને શું તે અસમર્થ બન્યો હશે?

અને હા! ઓરેલીઓ હજીસુધી કેમ દેખાયો નહિ? તે પોતાની પાછળ–પાછળ કેમ નહિ આવ્યો હોય! જે દુર્દશાની માત્ર કલ્પનાથી જ રોમાંચનો અનુભવ થાય, અંતરાત્મા ઉપર તીવ્ર આઘાત થાય અને હૃદયમાં મર્મભેદક યાતના ઉપજે, તે દુર્દશામાંથી પોતાને બચાવવાને ઓરેલીઓએ કેમ કશો યત્ન નહિ કર્યો હોય?

અફસોસ! શું ત્યારે પોતાની તેણે અવગણના જ કરી? ત્યજી દીધી? વિસારી મૂકી? પોતાના પિતાએ કેવળ નિરાશ–હતાશ બની જઇને શું પોતાની બધી આશાઓ હવે મૂકી જ દીધી હશે? શું પોતાના પ્રિયતમે આ પ્રમાણે બેપરવાઇ રાખીને પોતાને મદદ કરવાનો વિચાર છોડી જ દીધો હશે?

કાલાત્રાવાના કિલ્લાવાળા પોતાના અજાણ્યા મિત્રે પોતાને મદદ કરવાનો વિચાર શું માંડી વાળ્યો હશે? કે પછી તે તેમ કરવાને અસમર્થ બની ગયો હશે?

આવા આવા વિચારો અલ્જીનોરા ટચુડેલાના મગજમાં ભ્રમણ કરી રહેલા હતા; એટલામાં પોતાના ડાબા હાથની બાજુએથી કોઇ ધીમેથી પોતાની બાંહ્યને ધીમેથી ખેંચી રહ્યું હોય એવું અલ્જીનોરાને માલૂમ પડયું.

વાદ્યયંત્ર હજી એકસરખા મધુરે સ્વરે વાગી રહ્યું હતું અને આખા દેવળમાં પ્રતિધ્વનિ પાડી રહ્યું હતું; પાદરીઓ પ્રાર્થનાનું

ગીત એક સરખી રીતે ગાઇ રહ્યા હતા; પ્રેક્ષકોનું બધું ધ્યાન તથા ભાન એ હૃદયદ્રાવક તથા ચિત્તાકર્ષક દૃશ્ય અવલોકવામાં જ રોકાઇ રહ્યું હતું; એટલે જોનને અલ્જીનોરાનું ધ્યાન પોતા તરફ આકર્ષવાનો લાગ મળી આવ્યો. જ્યારે અલ્જીનોરાને પોતાની બાંહ્ય પોતાની ડાબી બાજુએ ઊભેલી સ્ત્રી તરફથી હળવે ખેંચાતી લાગી ત્યારે તેણે પોતાનાં વિશાળ, કૃષ્ણવર્ણીય તથા અશ્રુપ્લાવિત નેત્રોને એ દિશાએ ફેરવ્યાં.

તેની દૃષ્ટિ એક સુદૃઢ, રૂઆબદાર પણ નિર્દોષ સૌંદર્યવતી યુવતીના વદનપર પડી : પરન્તુ તે ક્ષણે જોનના વદનપરની સ્વાભાવિક દૃઢતા અને શૂરતાની રેષાઓ અદૃશ્ય થઇ ગઇ અને તેને સ્થાને ગૂઢાર્થસૂચક અપરિમિત સહાનુભૂતિનો ભાવ વદન ઉપર તરી આવ્યો.

હવે અલ્જીનોરાના મગજમાં જાણે કે કોઇ અદ્ભુત પ્રેરણાનું આંદોલન આવતું હોય તેમ-એક આનંદજનક વિચારનો ચમકારો થયો કે-પોતાના ભાગ્યનું ચક્ર હવે અનુકૂળ ગતિએ ફરવા લાગે એવો રંગ દેખાય છે ! જ્યારે અલ્જીનોરાની દૃષ્ટિ જોનના વદન ઉપર જ ટકી રહી, ત્યારે તે દૃષ્ટિમાં એટલી ખિન્નતા તથા દયોત્પાદકતા દેખાવા લાગી કે જોને એ કુસુમકોમળ હૃદયને હવે વધારે વાર ટટળાવી રાખવાનું વાજબી માન્યું નહિ : તેથી કરીને જોન બોલી-પણ એટલા ધીમા સ્વરે કે અલ્જીનોરા તેના શબ્દોને ઉચ્ચારથી નહિ પણ માત્ર જોનના ઓષ્ઠની ગતિ ઉપરથી તેમ જ પોતાને માટે મદદ આવી હોવાની પ્રેરણા તેના દિલમાં વ્યાપી ગઇ હતી તે પ્રેરણાએ ઉત્પન્ન કરેલી સ્વાભાવિક વૃત્તિથી જ કળી શકી.

જોન બોલી: "બાળા ! હું તારી હિતેચ્છુ છું ! ચમકતી નહિ ! આપણી વચ્ચે કાંઇ છૂપી વાતચીત ચાલે છે એવું દર્શાવનારો કશો ઇશારો પણ કરતી નહિ !"

આશા, આભાર, ચિંતા અને અનિશ્ચિતતા દર્શાવનારી રેષાઓ અલ્જીનોરાના સુંદર વદનપર થઇને પસાર થઇ ગઇ.

તેના ઓષ્ઠ કંપી ઉઠયા પણ તે બોલી શકી નહિ: તેનું હૃદય ભરાઈ આવ્યું–એક ક્ષણ પહેલાં જે ગરીબડું હૃદય દુઃખદાયક વિચારોની વૃશ્ચિકદંશ જેવી વેદના વેઠી રહ્યું હતું તે હૃદય અત્યારે ખરેખર વિલક્ષણ પણ આનંદદાયી ઊર્મિઓથી ભરાઇ ગયું.

"આમ જો, બાળા!" કેવળ અશ્રાવ્ય સ્વરે જોન બોલી અને તુરત તેણે પેલી માણેકની વીંટી અલ્જીનોરાને બતાવી.

તુરત અલ્જીનોરાની આંખો આનંદથી ચળકી ઉઠી. તેના ગુલાબી ગાલ ઉપર લાલી ચડી આવી. તેનું હૃદય છૂટકારા તથા આનંદના ઉચ્છ્વાસ–નિઃશ્વાસથી ઉંચું–નીચું થવા લાગ્યું.

પછી પોતાના મસ્તકને નીચું નમાવીને તે એકાદ મિનિટસુધી પ્રાર્થનામાં સ્થિર રહી; પણ પછી તેણે પાછી પોતાની નજર જોન તરફ ફેરવી.

જોને પાછી પેલી વીંટી પોતાના બદનના ગજવામાં સેરવી દીધી અને તે એવી રીતે આગળ નીચી નમી કે દેખીતી રીતે તે પ્રભુપ્રાર્થનામાં લીન બની ગએલી દેખાય, પરન્તુ વસ્તુતઃ એ રીતે તે અલ્જીનોરાના કાનમાં ધીમે સ્વરે કાંઇ કહી શકે એવી રીતે નમી હતી.

તે બોલી: "સખી અલ્જીનોરા! માડ્રીડમાં તમે બધાં ક્યાં ઉતર્યાં છો, તે હું જાણું છું–તમે મૂરીશ હાકેમના મહેલમાં જ ઉતરેલાં છો: આજે સાંજ પછી આપણે એકાંતમાં કોઇને જાણવા દેવામાં આવ્યા સિવાય મળી શકીએ એવું બને તેમ છે?"

અલ્જીનોરા કેટલીક ક્ષણોસુધી ઉંડા વિચારમાં ડૂબી ગઇ. પછી તે પણ ધીમે સ્વરે બોલી: "હા–આજે રાત્રે અગીઆર વાગ્યે આપણો છૂપો મેળાપ થઇ શકે એવી ગોઠવણ હું કરી શકું તેમ છું. હાકેમના મહેલના પશ્ચિમ દિશા તરફ આવેલા બૂરજને એક ઝરૂખો છે–જે જમીનથી લગભગ ૨૦ ફીટ ઉંચે આવેલો છે—"

"બસ." જોન વચમાં બોલી: "આજે રાત્રે અગીઆર વાગ્યે તારે એ ઝરૂખા પાસે હાજર રહેવું–અલ્જીનોરા! વ્હાલી અલ્જી-

નોરા !" અલ્જીનોરાનું છેલ્લું સંબોધન તેણે અત્યંત માયાળુ તથા આશ્વાસનદાયક સ્વરે ઉચ્ચાર્યું. તે આગળ બોલી: "અને તું મને જે ક્ષણે ઝરૂખાની નીચે જુએ, તે ક્ષણે એક રેશમી દોરી નીચે છોડવાને માટે દોરી હાથમાં રાખી તૈયાર થઇને રહેજે."

"કેવળ અજાણી પણ અત્યંત પ્રિય અને માયાળુ સખી ! એ કામમાં હું જરા પણ ગફલત નહિ કરૂં, તેની ખાત્રી રાખજે." અંતઃકરણપૂર્વક આભાર દર્શાવતા સ્વરે તથા વદને એ સ્પેનીશ સુંદરીએ જવાબ આપ્યો, એ જ ક્ષણે વાદ્ય વાગતું બંધ થયું અને પ્રાર્થનાગીત ગવાતું પણ પૂરૂં થયું. ત્યારપછીની ધાર્મિક ક્રિયાઓ નિયમ મુજબ આગળ ચાલી. એ વખતે જોન તથા અલ્જીનોરા વચ્ચે કાંઇ વિશેષ વાતચીત થઇ નહિ. માત્ર તેઓ પુનઃ પુનઃ પરસ્પર અર્થસૂચક વદનચર્યા કરતી રહી હતી. જ્યારે પ્રાર્થના પૂરી થઇ, ત્યારે સો કુમારિકાઓ મૂરીશ હાકેમના મહેલમાં પાછી ફરી અને જોન મુસાફરખાનામાં પાછી ફરીને બર્થોલ્ડની સાથે પોતાની યુક્તિઓ તથા યોજનાઓ વિષે વિવાદ ચલાવવા લાગી.

## પ્રકરણ ૩ જું.

### ઝરૂખો.

રાત્રિ અત્યંત રમણીય લાગતી હતી. આકાશ તથા પૃથ્વીનું દૃશ્ય સુધામયી શાન્તિને આંદોલિત કરી રહ્યું હતું. શીતળ મંદમંદ વાયુ ક્યારીઓમાંના ફૂલરોપને ચુંબન તથા આલિંગન કરી રહ્યો હતો અને પોતાના પ્રેમના વિજયચિહ્ન તરીકે પુષ્પોના સૌરભનું હરણ કરી રહ્યો હતો. ઉન્મત્ત વાસનાલોલુપીઓ અને પ્રકટ સ્વાર્થીઓ જે વખતે શાંતિમાં સૂઇ રહ્યા હતા તે વખતે ચંદ્ર પોતાના તારકવૃંદ સાથે પૃથ્વીપર પોતાના પાવત્ર સુધામય તેજનું સિંચન કરી રહ્યો હતો.

આકાશ ઘેરા આસમાની રંગનું તથા નિરભ્ર હતું, જનતાનો ઘોંઘાટ બંધ થઇ ગયો હતો અને માડ્રીડમાં થોડા કલાકોસુધી લોકોનો પગરવ સંભળાતો પણ અટકી ગયો હતો. શેરીઓમાં ફરતા મૂરીશ પહેરેગીરોનાં પગલાંનો અથવાતો કોઇ ખાસ કારણે બહુ મોડેથી ઘર તરફ પાછા ફરતા કોઈ નાગરિકનાં પગલાંનો અવાજ કોઈ કોઇ વાર સંભળાતો, તે સિવાય નિદ્રાધીન થએલા માડ્રીડની શાંતતામાં અત્યારે અન્ય કોઇ જાતનું સ્ખલન થતું નહોતું.

દિવસના સમયમાં જે વખતે ઉદ્યોગ-ધંધો પૂર જોસમાં ચાલી રહ્યો હોય છે અને સર્વત્ર ઉત્સાહ, ત્વરા તથા ઘોંઘાટનું જ દૃશ્ય નજરે પડે છે, તે વખતે અત્યંત વિચારશીલ મનુષ્યના મગજમાં એવો વિચાર આવ્યા વિના રહેતો નથી કે જો મનુષ્યના અત્યંત દુષ્ટ અને નીચ વિકારોની અનર્થકારક અસરનું અસ્તિત્વ જગત્માં ન હોત, તો આ જગત્ કેટલું સુખી, કેટલું શાંતિમય અને કેટલું આ-શીર્વાદરૂપ થઇ પડત !

પરન્તુ રાત્રિના સમયમાં જે વખતે દિવસના ઘોંઘાટ તથા ધમાલ પછી અને પરસ્પર વિરોધી લાભો તથા સ્વાર્થી પ્રવૃત્તિઓની ચળવળ પછી ગંભીર શાન્તિ પથરાઇ રહે છે અને જે વખતે વેપારી બજારો, શહેરના મોટા લત્તાઓ તથા ધનપિપાસુઓનાં તેમજ નફા-ખાઉઓનાં ભ્રમણસ્થાનો ખાલી પડી જાય છે, તે વખતે મનુષ્યની વિચારશીલતા ઉભરાઇ આવે છે અને ગંભીર, દીર્ઘદૃષ્ટિયુક્ત તથા શોકોત્પાદક વિચારો તેના મગજમાં તરવરવા લાગે છે. મનુષ્યનું જીવન જંજાળ તથા જીવનકલહ, લડવાડ તથા હરીફાઇ અને પ્રય-ત્ન તથા પરિશ્રમથી ભરપૂર છે અને તેવા જીવનમાં કેવી કેવી દુષ્ટ વૃત્તિઓ જન્મ પામે છે-કેવા કેવા નીચ વિકારો વૃદ્ધિંગત થઇને ભયાનક સ્વરૂપ ધારણ કરે છે !

આ પ્રમાણે ઈર્ષ્યા, અદેખાઇ, દ્વેષ, મનોયાતના, તિરસ્કાર અને નિર્દયતા જેવા અનિષ્ટ રોપાઓ સમાજરૂપી ક્ષેત્રમાં ઉગી નીકળે છે

અને જેટલા પ્રમાણમાં એ રોપાઓ વધે છે તથા વિસ્તરે છે તેટલા પ્રમાણમાં તે રોપાઓની અસરથી કોમળ સહાનુભૂતિ અને ઉદાર વૃત્તિ મંદ બને છે, ક્ષીણ થાય છે તથા નાશ પામી જાય છે. એક મનુષ્યનો વિજય તે બીજા મનુષ્યના વિનાશની બરાબર છે અને જે જગતની સંપત્તિના માર્ગપર વધારે ત્વરાથી ડગલાં ભરતો આગળ વધે છે તે જરૂર તેનાથી ઓછા બુદ્ધિમાન્ જિજ્ઞાસુઓને પોતાના પગ હેઠળ છૂંદી નાંખે છે.

દુનિયાપર વસનારાં બધાં પ્રાણીઓના કલ્યાણ તથા સુખને અર્થે પ્રભુએ જે દુનિયા આટલી વિશાળ તથા ફળવતી બનાવી છે તે દુનિયા આ પ્રકારની છે. આ પ્રમાણે દુનિયા જાણે કે થોડાં મનુષ્યોની સ્વાર્થસાધુતાથી ઘેરાઈ ગઇ હોય અને તેની વસ્તુઓની વિપુલતાને કેવળ થોડાં મનુષ્યો પોતાને માટે સંપૂર્ણ રીતે દબાવી બેઠાં હોય, તેવી રીતે દુનિયાનાં મનુષ્યોનો નવ-દશાંશ ભાગ આ દુનિયાપર પોતે જાણે પરાયો, વગર હક્કે ઘૂસી ગએલો અને ન્યાત બહાર થએલો હોય એવો જ પોતાને જુએ છે! પ્રભુએ રચેલી સૃષ્ટિપર સર્વનો સરખો હિસ્સો છે, પરન્તુ આ હિસ્સાનો હિસાબ તો ગણાતો જ નથી!

પરંતુ હવે આપણે આપણા વાર્તાના પ્રવાહમાં વહીશું.

રાત્રિ રમણીય હતી અને આખું માડ્રીડનગર ચંદ્રના પ્રકાશમાં સ્નાન કરી રહ્યું હતું તથા શાન્તિપટથી આચ્છાદિત થઇ રહ્યું હતું. આ વખતે બર્થોલ્ડ તથા જોન પોતાના મુસાફરખાનામાંથી બહાર નીકળ્યાં અને મૂરીશ હાકેમના મહેલ તરફ ચાલતાં થયાં.

મોટા મોટા રસ્તાઓપર પહેરેગીરો ફરી રહ્યા હતા, એટલે એવા રસ્તાઓ છોડીને તેઓ પરાંઓની નાની-નાની ગલી-કુંચીઓમાં થઇને ચાલ્યાં. અગીઆર વાગવામાં થોડી મિનિટો બાકી રહી હતી, તે વખતે તેઓ જે પરામાં એ મહેલ આવેલો હતો તે પરામાં આવી પહોંચ્યાં.

તે એક મોટો મહેલ હતો. જૂના વખતના ગોથીક કારીગરોએ બાંધેલી કિલ્લાવાળી ઇમારતોનો જ તે મુખ્યત્વે કરીને બનેલો હતો, પરન્તુ તેમાં મૂર શિલ્પકારોએ કેટલાક સુંદર ફેરફારો કરીને એ વિશાળ મહેલને મનોહર બનાવ્યો હતો.

મહેલની પશ્ચિમ દિશાના બધા વિભાગમાં મૂર શિલ્પકારોએ વધારે પ્રમાણમાં ફેરફાર કરેલા હતા અને તેથી મહેલનો એ ભાગ બીજા ભાગ કરતાં વધારે વિશાળ, સગવડવાળો તથા મનોહર હતો. એ આકર્ષક વિભાગમાં જ સો કુમારિકાઓને ઉતારો આપવામાં આવ્યો હતો.

એક લાંબી ચાલીમાં આવેલા હારબંધ ઓરડાઓ તેમને સોંપવામાં આવેલા હતા. આ ચાલીમાં પ્રવેશવાનું મુખ્ય દ્વાર તાળું મારીને બંધ રાખવામાં આવેલું હતું અને ઓરડાઓની બારીઓ જમીનથી સારી પેઠે ઉંચી આવેલી હતી, એટલે એ કુમારિકાઓમાંની કોઇ છટકી જાય એવો સંભવ દેખાતો નહોતો.

આ ઓરડાઓવાળી ચાલીને એક છેડે મુખ્ય પ્રવેશદ્વાર હતું અને એ પ્રવેશદ્વારમાં આવવાને માટે એક સુંદર આરસની સીઢી આવી રહેલી હતી; પરન્તુ ચાલીને બીજે છેડે એક ઝરૂખો આવી રહેલો હતો.

આ ઝરૂખાના મોખરાનો ભાગ મહેલના બગીચાનો હતો. બગીચાને ફરતી બારે માસ લીલા રહેતા થુવરની વાડ હતી, એટલે જો કોઇ હિંમતવાન વ્યક્તિ પહેરેગીરનો મેળાપ થઇ જવાની કે મહેલની બારીઓમાંથી પોતાને કોઇ જોઇ જાય તેની દરકાર ન રાખે તો તે સ્થળે સ્હેલાઇથી તે આવી શકે તેમ હતું.

આ બધી વસ્તુસ્થિતિ જોન તથા બર્થોલ્ડે દિવસની અંદર જ તપાસી લીધી હતી, તેથી કરીને તેઓને હવે એ મહેલ સંબંધી કશી વિશેષ તપાસ કરવાની જરૂર રહી નહોતી.

જરાએ સંકોચ વિના પરન્તુ પૂરતી સાવધાનતાથી અને નીરવતાથી બગીચાની ફરતી વાડ ઓળંગીને તેઓ બગીચાને એક છાયાવાળે રસ્તે ચાલ્યાં અને તુરત જ ઝરૂખાની નીચે જઇને ઊભાં રહ્યાં. ત્યારપછી થોડી જ વારમાં અલ્જીનોરા ઝરૂખામાં દેખાઇ. જોને તેને જે મુદ્દામ સૂચનાઓ કરી હતી તે મુજબ તેણે રેશમી દોરી પોતાની પાસે તૈયાર જ રાખી હતી અને એ રેશમી દોરીનો શો ઉપયોગ કરવાનો હતો તે કાંઇ તેને કહેવાની જરૂર પડે તેમ નહોતું. રેશમી દોરીના દડાનો એક છેડો બરાબર હુશીયારીથી પોતાના હાથમાં રાખીને તેણે દડો નીચે ફેંક્યો એટલે બધી દોરી ઉકેલાઇને નીચે પડી, જ્યાં આગળ તેને મુક્તિ અપાવનાર બર્થોલ્ડ તથા જોન અગાઉથી આવીને તૈયાર ઊભાં હતાં.

રેશમી દોરીને નીચેને છેડે બર્થોલ્ડે એક દોરડાની બનાવેલી સીઢી બાંધી દીધી એટલે અલ્જીનોરાએ તે સીઢી ખેંચી લીધી અને સીઢીના દોરડાના છેડા ઝરૂખાના કઠેરાની કોતરકામવાળી ભમરીઓની સાથે મજબૂત રીતે બાંધી દીધા. આ રીતે ઝરૂખાને કઠેરે દોરડાની સીઢી નીચે લટકી રહી.

જોન તથા બર્થોલ્ડ હવે પરસ્પર હૃદયદાન દેવા લાગ્યાં અને થોડી વારમાં એ પ્રેમલીલાથી પરવારીને જોન દોરડાની સીઢીપર ચડવા લાગી. બર્થોલ્ડે સીઢીના નીચેના છેડા મજબૂત રીતે પકડી રાખીને તેને જરા પણ ઝુલવા દીધા વિના સ્થિર રાખી હતી.

જોન સીઢીપર ચડીને ઝરૂખામાં પહોંચી ગઇ. અલ્જીનોરા ઝરૂખામાં તેનો અતિ આનંદથી સત્કાર કરવાને તત્પર રહી હતી. હવે બર્થોલ્ડ ત્યાંથી છટકીને પાસેની ઝાડીમાં છુપાયો પરન્તુ ત્યાં બેઠા બેઠા તે ઝરૂખા તરફ સારી રીતે નજર કરી શકતો હતો.

અલ્જીનોરા અત્યંત આભારની લાગણી પ્રદર્શિત કરતી ઉત્સાહપૂર્વક જોનને ભેટી પડી અને બન્ને ઝરૂખામાં આવીને ઊભાં. જોને સૌથી પહેલી કાળજી સીઢી ઉપર ખેંચી લેવાની દર્શાવી, કારણકે

જો તે એમ ને એમ ઝુલતી રહ્યા કરે તો રસ્તે ચાલતા કોઇ પહેરે-ગીરનું ધ્યાન ખેંચનારી થઈ પડે એવો સંભવ હતો.

પરન્તુ આ બધી કાર્યવાહી જોઇને એ સ્પેનીશ સુંદરી આશ્ચર્ય પામી ગઈ. પોતાની ચતુર સખીએ જેવી કાર્યદક્ષતા બતાવી હતી તેવી કાર્યદક્ષતાથી તે બિચારી કેવળ અજાણી હતી.

ભયથી ધ્રૂજતાં અને જોનની સમીપે ધીમેથી બોલતાં અલ્જીનોરાએ પૂછ્યું: "આપણને શું અહીંથી ઉતાવળે એક બીજાના સાથમાં નાસી છૂટવાનું નથી ?"

જોને જવાબ આપ્યો: "તારે અહીંથી જરા પણ વિલંબ કર્યા વિના ચાલ્યા જવાનું છે, પરન્તુ તારી જગ્યા જાળવીને મારે તો અહીં જ રહેવાનું છે. થોડી ક્ષણો પૂર્વે તેં મારી પાસે જે પુરૂષને જોયો હતો તે મારો પતિ છે. તે એક આબરૂદાર અને સ્ત્રીઓનું સન્માન જાળવે તેવો લાયક પુરૂષ છે. અહીંથી તે તને પોતાની સાથે લઇ જશે. તેની દેખરેખ હેઠળ તું વિશ્વાસપૂર્વક રહેજે, અલ્જીનોરા! અને તું તેને તારો સગ્ગો ભાઇ જ સમજજે." જોને એ છેલ્લા શબ્દો અત્યંત ધીમા પરન્તુ પૂરેપૂરા માયાળુ અને પ્રતીતિજનક સ્વરે ઉચ્ચાર્યા.

અલ્જીનોરા બોલી: "મારી અત્યંત વ્હાલી અને માયાળુ સખી ! દરેક વાતમાં હું તારી સૂચના પ્રમાણે જ વર્તીશ; પરન્તુ તું મારી જગ્યા જાળવીને પાછળ રહેવાનો ઇરાદો રાખે છે એ શું વાજબી છે ? તારી સામે કેવા કેવા જોખમભરેલા પ્રસંગો આવી પડશે અને તારૂં ભવિષ્ય કેવું નીવડશે તેનો તું પૂરી રીતે વિચાર કર ! વળી આપણે બન્ને એકી સાથે જ જો નાસી છૂટી શકીએ તેમ છે, તો પછી શામાટે આપણે તેમ ન કરવું ?"

જોને અસરકારક રીતે જવાબ વાળ્યો: "વ્હાલી બ્હેન ! જો તેમ કરીએ તો વ્હેલી નહિ પણ છેવટે સ્હવારમાં તો તારી ગેરહા-જરી જરૂર માલૂમ પડી આવે, દરેક દિશાએ તને પકડવાને માટે

માણસો દોડાવવામાં આવે અને માડ્રીડથી બહુ દૂર તું જઇ પહોંચે તે પહેલાં તો તારી પાછળ પડેલાઓ તને જરૂર પકડીને કેદી બનાવે ! વળી જે વયોવૃદ્ધ પુરૂષની વીંટી મેં તને બતાવી હતી તે પુરૂષની સૂચનાઓ આ સંબંધે કેવળ સ્પષ્ટ છે અને તેનું પાલન યથાર્થ રીતે કરવામાં આવવું જ જોઇએ."

અલ્જીનોરા મૃદુ સ્વરે બોલી: "અહો ! કાલાત્રાવાના કિલ્લાના ભોંયરામાં મને મળેલા એ પૂજ્ય વયોવૃદ્ધ પુરૂષનો આ કેટલો મોટો ઉપકાર !" પછી વળતા જવાબની રાહ જોયા સિવાય તે આગળ બોલી: "પ્રિય સખી ! ભલે ત્યારે, તારી મરજી પ્રમાણે જ આપણે કરીશું. હું જાણું છું અને મારી ખાત્રી છે કે તું જે કાંઇ કરે છે તે મારા ભલા માટે જ કરે છે, એટલે તને નકામા સવાલો પૂછવામાં હું હવે વખત ગાળીશ નહિ. કહે, હવે મારે શું કરવાનું છે ? હું સંપૂર્ણતઃ તારી આજ્ઞા મુજબ વર્તવા તૈયાર છું."

આ છૂપો પરન્તુ ત્વરિત સંવાદ ઝરૂખાંવાળી ચાલીની અંદર જ થયો. ચાલીની અંદર લટકાવેલાં ચાંદીનાં ઝુમ્મરોમાં થોડે થોડે અંતરે દીવા બળી રહ્યા હતા. દીવાના પ્રકાશમાં જોન સ્પેનીશ સુંદરીના સુંદર વદનપર સદ્વિશ્વાસ તેમ જ ચિંતાની મિશ્રિત રેખાઓ ઉકેલી શકતી હતી, ત્યારે અલ્જીનોરા જોનના સુંદર વદનપર અંતઃકરણની સંપૂર્ણ નિર્દોષતા તથા સ્પષ્ટ સરલતા પ્રતીત થતી જોઇ શકતી હતી.

જોને પૂછ્યું: "તારા નિવાસ માટે તને એક એલાયદો ખંડ આપવામાં આવ્યો છે કે તું બાજી કુમારિકાઓની સાથે રહે છે ?"

અલ્જીનોરાએ પોતાના ઓરડા તરફ આંગળી કરીને જવાબ આપ્યો: "આ મારા ઓરડાનું દ્વાર છે, અને જે સુંદર કુમારિકા મુખ્ય રક્ષિકા લેડી ઇલ્ડીફોન્સાના જમણા હાથપર રહીને પ્રવાસ કરે છે તે કુમારિકાને એ ઓરડામાં મારી સંગિની તરીકે રાખવામાં આવી છે. તેને અને મને હમેશાં એકી સાથે જ રાખવામાં આવે

છે અને જો અત્યારે તે અત્યંત થાકને લીધે ગાઢ નિદ્રામાં પડી ન હોત તો તેને મારી છૂપી વાત કહી દઇને તેને મારા વિશ્વાસમાં લેવામાં મેં જરાએ વિલંબ કર્યો ન હોત.

જોને ઉતાવળે ઉતાવળે પૂછ્યું: "અલ્જીનોરા! શું તું એમ ધારે છે કે આ સવારી કોર્ડોવા પહોંચે ત્યાંસુધી હું તારે બદલે ઓળખાયા વિના રહી શકીશ?"

સ્પેનીશ સુંદરીએ જવાબ આપ્યો: "હા—જો તારો એવો હેતુ તેમ જ એવી ઇચ્છા હોય, તો તું જરૂર ઓળખાયા વિના કોર્ડોવા ખાતે પહોંચી શકશે. મેં હમણાં જેની વાત કહી તે ઉંચા ખાનદાનની કુમારિકાને જો તું તારી ગુપ્ત વાત કહીને તારા વિશ્વાસમાં લે અને સવારીમાં પ્રવાસ કરતી વખતે તારા ચહેરા ઉપર બધો વખત મ્હોંઢાંકણુ ધારણ કરી રાખે, તેમ જ કોઇ બ્હાનું કાઢીને તારૂં ભોજન તારા ઓરડામાં જ લેવાની પરવાનગી મેળવી શકે, તો એ બનવું અસંભવિત નથી."

જોને ખુલાસો પૂછ્યો: "પરન્તુ રાત્રે સૂતી વેળાએ તેમ જ સ્હવારે ઉઠતી વેળાએ રક્ષિકાઓ અથવાતો બીજી કોઇ કુમારિકાઓ એકાએક મારા ઓરડામાં આવી પહોંચે—એવું નહિ બને? અને હું શું હંમેશાં જે માયાળુ કુમારિકાની તેં વાત કરી તેના ઉપર મારી એકની એક સંગિની તરીકે સંપૂર્ણ આધાર રાખી શકું?"

અલ્જીનોરાએ જવાબ આપ્યો: "એ બાબતમાં તારે જરા પણ બ્હીવાનું નથી. હલકા કુળની પચાસ કુમારિકાઓને મોખરે જે બે ઉંચા કુળની કુમારિકાઓ હંમેશાં પ્રવાસ કરે છે તેમને પોતાને માટે દરેક ઉતારાને સ્થળે એક અલાયદો ઓરડો મેળવવાનો હક્ક હોય છે, અને એવો જ હક્ક ઉંચા ખાનદાનની કુમારિકાઓને મોખરે પ્રવાસ કરતી બે કુમારિકાઓને પણ મળેલો હોય છે. મુખ્ય રક્ષિકા લેડી ઇલ્ડીફોન્સાએ મને અને મારી સંગિનીને પહેલા વિભાગને

મોખરે પ્રવાસ કરવા માટે પસંદ કરી છે, એટલે એલાયદો ઓરડો મેળવવાના જે ખાસ હક્કની વાત મેં તને હમણાં કહી તે ખાસ હક્ક તને કોર્ડોવા પહોંચતાંસુધી મળવાનો જ."

જોને પૂછી લીધુંઃ "તારી સુંદર સંગિનીનું નામ શું છે? અલ્જીનોરા !"

"ઇસાબેલા રોઝા." અલ્જીનોરાએ જવાબ આપ્યો.

જોન બોલીઃ "હવે આપણે એક બીજાને સૂચના કરવા જેવું કશું બાકી રહેતું નથી. નકામો વખત ગાળવો એ કામનું નથી અને કદાચ તે ભયભરેલું થઈ પડે. ત્યારે હવે આપણે ઓરડામાં જઇને ઉતાવળે આપણાં વસ્ત્રો અદલબદલ કરી લઈશું? આપણા કાર્યને માટે એ ફેરફાર કર્યા વિના તો આપણો છૂટકો જ નથી."

અલ્જીનોરા બોલીઃ "દરેક વાતમાં તારી સલાહ મુજબ વર્તવાને જ હું તો તૈયાર છું." એમ કહી એ સ્પેનીશ સુંદરી પોતાનો ઓરડો ખોલીને તેમાં દાખલ થઇ અને તેની પાછળ પાછળ જોન અંદર પેઠી.

એ નાનો ઓરડો મૂરીશ પદ્ધતિ મુજબ સારી પેઠે શણગારેલો હતો. છત સાથે લટકાવેલા રૂપાના દીવાનો પ્રકાશ વિસ્તરી રહ્યો હતો અને તે પ્રકાશમાં ઇસાબેલા રોઝા પોતાના પલંગમાં નિરાંતે નિદ્રા લઇ રહેલી દેખાતી હતી.

ઓશીકા ઉપર મૂકેલા સુંદર શ્વેત હાથ ઉપર મસ્તક રાખીને સૂતેલી એ નિદ્રાધીન સુંદરીના ગાલપર ગુલાબી સુરખી દીપી રહી હતી અને તેના ઓષ્ઠપર અદૃશ્ય સ્મિત ફરકી રહ્યું હતું, તે ઉપરથી જણાતું હતું કે એ બિચારી બાળા પોતાનાં ભાવી સુખનાં માયાવી સ્વપ્નોથી ઠગાઈ રહી હોવી જોઇએ.

જોને મૃદુ સ્વરે અલ્જીનોરાને કહ્યુંઃ "તે ગાઢ નિદ્રામાં છે અને સુખી સ્વપ્નનો અનુભોગ કરી રહી હોય તેમ જણાય છે. તેની ઉંઘમાં ખલેલ કરવાની આપણને કશી જરૂર નથી."

ધીમા અને કંપતા સ્વરે અલ્જીનોરા બોલીઃ " કાલે સ્હવારે તેને કહેજે કે જો તે ઉંઘમાં ન હોત તો હું તેને અત્યંત વ્હાલપૂર્વક છેલ્લા પ્રણામ કરત અને તેને આશીર્વાદ આપત, પરન્તુ તે ઉંઘમાં હોવાથી તારી માર્ફત હું એવો સંદેશો કહાવું છું. તેને ખાત્રી આપજે કે મારી પ્રાર્થનામાં હું તેને યાદ કરવાનું છોડીશ નહિ. "

જોને એ સંદેશો ઈસાબેલા રોઝાને કહેવાનું અલ્જીનોરાને વચન આપ્યું અને પછી તેઓએ પોતાનાં વસ્ત્રો અદલબદલ કર્યાં.

એ કાર્ય કરવામાં બન્નેએ પરસ્પર મદદ કરી અને પ્રસંગોપાત–વસ્ત્રોના ફેરબદલાથી થતા નવા દેખાવને લીધે ઉપજતી રમૂજથી–મધુરાં હાસ્યો પણ ઉભયનાં ઓષ્ઠપર સ્ફુર્યાં. એ કાર્ય પૂરૂં થયું એટલે તેઓ પાછાં ઝરૂખામાં આવ્યાં.

ચંદ્રના સ્વચ્છ અજવાળામાં બર્થોલ્ડે તેમને સહેલાઇથી ઓળખી લીધાં. તે તુરત જ બગીચામાંથી બહાર નીકળી આવ્યો અને ઝરૂખાની નીચે આવીને ઊભો. જોને પુનઃ દોરડાંની સીઢી નીચે ઉતારી એટલે બર્થોલ્ડે તેના નીચેના છેડા પકડીને તેને સ્થિર કરી–ઝૂલતી બંધ કરી.

જોન ધીમેથી બોલીઃ " અલ્જીનોરા! તારી મુક્તિનો સમય હવે આવી પહોંચ્યો છે. સલામ–પ્રણામ–તને સુખ પ્રાપ્ત થાય એવી મારી વાંચ્છના છે! "

જોનના ગળામાં વળગી પડીને અશ્રાવ્ય રોદન કરતી સ્પેનીશ કુમારિકા બોલીઃ " અને મારી વ્હાલી સખી! હું તને કેવા મોટા જોખમમાં મૂકી જઉં છું? "

જોને જવાબ આપ્યોઃ " વ્હાલી બ્હેન! મારે માટે તું જરા પણ ધાસ્તી રાખીશ નહિ. જે અદૃશ્ય બળવડે તને મુક્ત કરવાનું કાર્ય કરવામાં હું ફતેહ પામી, તે જ અદૃશ્ય બળ છેવટસુધી મારૂં સંરક્ષણ કરશેઃ અને હવે એક વાર ફરીથી પ્રણામ—"

"પ્રણામ! અંતઃકરણપૂર્વક પ્રણામ!" એમ કહીને અલ્જીનોરા જોનની મદદથી ઝરૂખામાંથી દોરડાંની સીઢીવડે નીચે ઉતરવા લાગી.

"આ સાહસ હવે સંપૂર્ણ રીતે પાર ઉતરે એટલું પ્રભુ કરે તો બસ!" એવી પ્રાર્થના આપણી નાયિકાના ઉંડા અંતરમાંથી હવે સ્ફુરવા લાગી. જોનનો સ્ત્રીસ્વભાવ એ ક્ષણે ક્ષણભર ઉભરાઈ આવ્યો. બર્થોલ્ડથી વિખૂટા પડવાનું ભાન થતાં તેનું હૃદય ચીરાવા લાગ્યું અને તેથી ઉભરાઇ આવેલી તેની માનસિક દુર્બળતા સ્વાભાવિક રીતે આ કાર્યની પૂર્ણતા પ્રત્યે શંકાશીલતા ધારણ કરવા લાગી તથા પ્રભુની પ્રાર્થના કરવા લાગી.

---

## પ્રકરણ ૪ થું.

### ફ્લૂહાનો મહંત અને સ્પેનીશ સુંદરી.

અલ્જીનોરા નીચે ઉતરી ગઇ એટલે જોને ઝરૂખાના કઠેરા સાથે બાંધેલી દોરડાની સીઢીના છેડા છોડી નાંખ્યા અને બર્થોલ્ડે સીઢી તુરત જ એકઠી કરી લીધી. આ વખતે અલ્જીનોરા પોતાની મુક્તિના આ વિલક્ષણ તથા જોખમભર્યા પ્રકારથી એક ભયભીત પારેવાની પેઠે થર થર કમ્પી રહી હતી, એટલે તેને બર્થોલ્ડે આશ્વાસનના બે શબ્દો સંભળાવ્યા અને તુરત તે અલ્જીનોરાને સાથે લઇને ત્યાંથી ચાલતો થયો.

બગીચાનાં વૃક્ષોની વચ્ચે થઇને તેઓ ચાલવા લાગ્યાં અને થુવરની વાડ ઓળંગીની બહાર નીકળ્યાં. માડ્રીડનાં પરાંની સાંકડી શેરીઓ તથા ગલીકુંચીઓમાં થઇને બર્થોલ્ડ અલ્જીનોરાને લઈ ચાલ્યો.

અલ્જીનોરા સંપૂર્ણ વિશ્વાસ તથા ભગિની તુલ્ય સદ્ભાવ સાથે બર્થોલ્ડનો હાથ પકડીને ચાલતી હતી. તે જ્યારે ઝરૂખામાંથી નીચે ઉતરી ત્યારે ચંદ્રના પ્રકાશમાં તેણે પ્રથમ દૃષ્ટિપાતે જ જોયું



“ પ્રણામ ! અંતઃકરણપૂર્વક પ્રણામ ! ” એમ કહીને અલ્જીનોરા જોનની મદદથી ઝરૂખામાંથી દોરડાંની સીડીવડે નીચે ઉતરવા લાગી.

( પૃષ્ઠ ૩૨ )

હતું કે જોનના વદન ઉપર જે નિખાલસપણું તથા સરલતા છવાએલાં હતાં તે જ સદ્‌ગુણો બર્થોલ્ડના વદનપર પણ સ્ફુરતા હતા.

જોકે અલ્જીનોરા પોતાને મુક્ત કરનારાઓ સંબંધી કશી વિગત જાણતી નહોતી, તેમ જ તેમનાં નામ પણ જાણતી નહોતી, તોપણ પોતાની જગ્યા લઇને જોખમમાં પડનાર જોન પ્રત્યે તે અત્યંત આભારવૃત્તિ ધરાવી રહી હતી, એટલું જ નહિ પણ જેની સાથે તે માડ્રીડના હલકામાં હલકા મહોલ્લાઓમાં મધરાતને સમયે ચાલી જતી હતી તેની પ્રત્યે પણ તે અપરિમિત વિશ્વાસ રાખી હતી.

રસ્તાપર ઉતાવળે ચાલતાં બર્થોલ્ડે કહ્યું: "સન્માન્ય સ્ત્રી ! અત્યારે હું કોઇ પણ જાતનો ખુલાસો તમારી પાસે કરતો નથી, કારણકે કદાચ આપણી ધીમી વાતચીત પણ કોઇના સાંભળવામાં આવી જાય એવો ભય રહેલો છે; વળી અત્યારે આપણે એટલી ત્વરાથી ચાલી રહેલાં છીએ તેમ જ છેલ્લા અર્ધા કલાકના વિલક્ષણ પ્રસંગોથી તમારૂં ચિત્ત એટલી અસ્તવ્યસ્તતાનો અનુભવ કરી રહ્યું હશે કે કોઇ જાતની ગંભીર તેમ જ સ્પષ્ટતાયુક્ત વાતચીત માટે અત્યારે હું અનુકૂળતા જોઇ શકતો નથી; પરન્તુ જે મુસાફરખાનામાં હું ઉતર્યો છું તે મુસાફરખાનામાં આપણે થોડી વારમાં જ પહોંચી જઇશું અને ત્યાં સ્હવાર પડતાંસુધી આપણને રોકાવું પડશે. મધરાતને સમયે સંશયભરેલી રીતે જો આપણે ચાલ્યાં જઇએ તો સ્વાભાવિક રીતે જ લોકોને કાંઇ વહેમ આવે, એટલે એવો વહેમ ન આવવા દેવા માટે આપણને રોકાવું પડશે અને એ રીતે એકાંતમાં વાતચીત કરવા માટે આપણને પૂરતો સમય મળશે. જ્યાંસુધી તમે મારી સાથે હશો તેમ જ મારા રક્ષણ હેઠળ હશો, ત્યાંસુધી હું તમને મારી ભગિની તુલ્ય જ લેખીશ, એવું કહેતાં હું આત્મશ્લાઘા કરી રહ્યો હોઉં એમ મને લાગે છે."

અલ્જીનોરા બોલી: "અને મહાશય ! હું પણ તમને ભાઇ તુલ્ય લેખીશ તથા ભાઇ કહીને જ બોલાવીશ, અને તેમ કરવાની તમે મને પરવાનગી આપશો એવી મને આશા છે."

આ રીતે બંધુભાવનું પ્રકટીકરણ થયા પછી ફુલ્દાનો મહંત અને તેની મનોહારિણી સંગિની પોતાને રસ્તે મૌન્યપૂર્વક ચાલવા લાગ્યાં. થોડી વારમાં તેઓ મુસાફરખાનામાં જઇ પહોંચ્યાં.

એ મુસાફરખાનું મુસાફરોને માટે આખી રાત ખુલ્લું રહેતું હતું, એટલે ત્યાં ઉતારો કરી રહેલાં બર્થોલ્ડ તથા તેની પ્રિયતમાના જેવી જ સુંદરીને મોડી રાત્રે પાછાં ફરેલાં જોવાથી દરવાનને કશો સંશય ઉત્પન્ન થયો નહિ. જોનનાં જ વસ્ત્રો અલ્જીનોરાએ ધારણ કરેલાં હતાં અને વળી બર્થોલ્ડ દરવાજામાં દાખલ થયો એટલે દરવાને તેને દીવો આપ્યો તે વખતે અલ્જીનોરાએ હેતુપૂર્વક મ્હોં બાજુએ ફેરવી વાળ્યું હતું. આ રીતે અલ્જીનોરાને દરવાન બર્થોલ્ડની સાથે ઉતરેલી તેની પ્રિયતમા જ માની લે અને તેને કશો સંશય ન પડે એ કેવળ સ્વાભાવિક હતું.

ત્વરાથી દાદર ચડીને બર્થોલ્ડ અલ્જીનોરાને પોતાના ઉતારાવાળા ખંડમાં લઇ ગયો. એ ખંડની અંદર એક બીજું દ્વાર પડતું હતું જેમાં થઇને સૂવાના ઓરડામાં દાખલ થઇ શકાતું હતું.

બર્થોલ્ડે એ સૂવાનો ઓરડો અલ્જીનોરાને બતાવીને કહી દીધું કે "જ્યારે તમારે સૂવું હોય ત્યારે તમે ખુશીથી એ ઓરડાને તમારો સૂવાનો ઓરડો માનીને જ અંદર ચાલ્યાં જજો;" પરન્તુ નિદ્રા લેવાની ઇચ્છા કરતાં ભવિષ્યનો કાર્યક્રમ જાણવાની તેની ઇચ્છા બળવત્તર હતી એવું જોઇને બર્થોલ્ડે તેની પાસે ઉતાવળે આવશ્યક ખુલાસો કરી નાંખ્યો.

એ ખુલાસામાં તેણે અલ્જીનોરાને એવું જણાવ્યું હતું કે તેનું નામ એલરમેન હતું. અલ્જીનોરા પાસે પોતાનું આ બનાવટી નામ કહેવાનો તેનો હેતુ એ હતો કે જો કદાચ અલ્જીનોરાને કાને ડચુરામાં બનેલા બનાવોની વાત આવી હોય અને એ બનાવોના સંબંધમાં 'બર્થોલ્ડ' નામની વ્યક્તિ વિષે તેણે સાંભળ્યું હોય તો એ વ્યક્તિ પોતે જ છે એવું તેની પાસે જાહેર કરવાની બર્થોલ્ડની ઇચ્છા નહોતી.

જો તે એ વાત જાહેર કરે તો પોતે કુલ્હાનો મહંત છે અને જોન પોતાની પત્ની નહિ પણ પ્રિયતમા છે એવું પણ જણાવી દેવાની તેને જરૂર પડે. જ્યારે જોને તો બર્થોલ્ડની પત્ની તરીકેની પોતાની ઓળખ અલ્જીનોરા પાસે આપી હતી.

એ પ્રમાણે આ મિત્રહીન કુમારિકા કે જે સંયોગવશાત્ બર્થોલ્ડના રક્ષણ હેઠળ આવી પડી હતી તેના સુકોમળ સ્વભાવ તથા તબીયતને જેમ બને તેમ વધારે અનુકૂળ થઇ પડવાનો અભ્યાસ બર્થોલ્ડને પડવા લાગ્યો. જોકે અલ્જીનોરા અનુભવહીન, ચાપલ્ય-હીન અને સરલ સ્વભાવની હતી, તોપણ એક સ્ત્રીની સ્વાભાવિક બુદ્ધિમત્તાથી તે તુરત જ જોઇ શકી કે બર્થોલ્ડના બધાએ શબ્દો એવી રીતે તોળી તોળીને બોલાતા હતા તથા તેનાં કાર્યો એવાં સં-યમિત હતાં કે એ બધું તેના સંમાન તથા સહૃદયતાની પ્રતીતિ પોતાના હૃદયમાં ઉપજાવવાને માટે જ હોવું જોઇએ.

અલ્જીનોરાએ જે માહિતી જોનને ઈસાબેલા રોઝાની મિત્રતા-ના સંબંધમાં તેમ જ તે ઓળખાઇ ન જાય તેવી યુક્તિના સંબંધમાં આપી હતી તે માહિતી અલ્જીનોરા પાસેથી જાણી લીધા પછી બર્થોલ્ડ બોલ્યો: “તમારી યુક્તિની ખબર બહાર પડી જાય એવો તાત્કાલિક ભય રાખવાનું કશું કારણ નથી. મારી પ્રિય પત્ની પોતાનો ભાગ એવી કુશળતાથી ભજવશે કે કોઇ જાતના પ્રતિકૂળ અકસ્મા-તથી જો તે નહિ ઓળખાવા પામે તો તે ઠેઠ કોર્ડોવા પહોંચતાં-સુધી પસાર થવામાં તમારે બદલે ફતેહ મેળવી શકશે. એ પ્રમાણે ઓળખાઇ ગયા વિના જો તે કોર્ડોવા પહોંચવામાં ખરેખર ફતેહ મેળવશે, તો પછી મૂર બાદશાહ એ ફેરબદલાથી ગુસ્સે થાય કિંવા તમને શોધવા માટે તમારી પૂઠ પકડે કે તમારી તપાસ કરાવે એવું માનવાનું જરા પણ કારણ નથી; પરન્તુ જો કદાચ કોઇ અકસ્મા-તથી રક્ષિકાઓ તેને કોર્ડોવા પહોંચતાં અગાઉ ઓળખી જાય અને તેમ થતાં રક્ષિકાઓ પોતે જ ચોમેર ભયની ખબર ફેલાવે તથા તમારી

પૂંઠે માણસો દોડાવે, તો મારી સૂચના એવી છે કે આપણે જરા પણ વિલંબ કર્યા વિના પ્રવાસ કરવો અને કોર્ડોવા તરફ જવું—"

"કોર્ડોવા તરફ જવું !—એ તો ક્રૂર બાદશાહની રાજધાનીનું નગર છે !" બર્થોલ્ડની વિલક્ષણ અને જોખમભરેલી સૂચનાથી ચમકતી તથા આશ્ચર્ય પામતી અલ્જીનોરા બોલી ઉઠી.

બર્થોલ્ડે સંપૂર્ણ સહૃદયતા દર્શાવતા સ્વરે કહ્યું: "પ્રિય ભગિની ! આ કાર્યક્રમ સૂચવવાનાં મારાં કારણો હું સૌથી પહેલાં સમજાવી આપીશ. જો તમે તે કરતાં બીજી કોઇ સારી અથવા અનુકૂળ યોજના બતાવી આપશો તો હું અંતઃકરણપૂર્વક તે સાથે મળતો થઇશ; પરન્તુ હું ધારૂં છું કે ઉતાવળે અસ્તુરીયા તરફ પાછાં ફરવું એ જોખમભરેલું છે એવું તો તમે પણ કબૂલ રાખશો. જો તમે ખરેખર એમ કરવાનું પસંદ કરો, તો તમને એક સો કુમારિકાઓની સવારીમાંથી નાસી છૂટવાના અપરાધ માટે તુરત જ પકડવામાં આવે; અને તમે ભલે ખાત્રીથી કહો કે 'મારી મુક્તિને માટે કોર્ડોવાના બાદશાહનું મન પૂરેપૂરી રીતે મનાવવામાં આવ્યું છે' તોપણ તે વાત કોઈ માનશે નહિ અને તમને અતિભયાનક સજા કરવામાં આવશે."

અલ્જીનોરાની આંખોમાં આંસુ ઝમી આવ્યાં. તે બોલી: "અફસોસ ! તમે સાચું જ કહો છો ! પરન્તુ શું ફરી કોઇ દિવસ મારા ઘર તરફ હું પાછી ફરી શકીશ નહિ ? શું મારે મારા વતન—અર્ગોસમાંથી દેશવટો વેઠતાં હમેશાં પરદેશમાં જ ભટકયા કરવું પડશે ?"

બર્થોલ્ડ બોલ્યો: "એટલી બધી ધાસ્તી તમે ન રાખો, પરન્તુ હું તમારી સમક્ષ જે ખાત્રીભરેલા શબ્દો તથા આશાજનક સંયોગો દર્શાવું છું તે બરાબર સાંભળી લઇને તેનો વિચાર કરો. હું તમને કહી ચૂક્યો છું કે જો મારી પત્નીને રક્ષિકાઓ ઓળખી નહિ જાય અને તે સલામત રીતે કોર્ડોવા પહોંચી જશે, તો પછી તમે સલામત જ છો અને તમારી જાતને કશી ઇજા થવાની નથી તેની ખાત્રી રાખજો. બાદશાહ અબ્દુલ રહેમાનની ભલી લાગણીઓ

તથા કૃપા પ્રાપ્ત કરવાનું સામર્થ્ય તેનામાં રહેલું છે. ભગિની અલ્જીનોરા ! અસ્તુરીયાના રાજા આલ્ફેન્ઝો તરફથી ખંડણી તરીકે જે પસંદ કરવામાં આવેલી કુમારિકાઓને મોકલવામાં આવી છે તેમાંની એક કુમારિકા તરીકેના તમારા બંધનમાંની સર્વ પ્રકારની ફરજો, જોખમો તથા કરારોમાંથી તમને મુક્ત કરીને છૂટાં મૂકવામાં આવે તે માટે અબ્દુલ રહેમાનની પરવાનગી મેળવવામાં મારી વ્હાલી જોન બિલ્કુલ નિષ્ફળ નીવડશે નહિ, તેટલા માટે જ્યારે તમારી મુક્તિ તથા સ્વતંત્રતાની પરવાનગી મેળવવામાં આવે, ત્યારે તમે જેમ બને તેમ મૂરીશ રાજધાનીની વધારે નજીક હો એ તદ્દન આવશ્યક છે; તેથી કરીને જ હું એવી સૂચના કરૂં છું કે કુમારિકાઓની સવારીની પહેલાં આપણે ઉતાવળે કોર્ડોવા પહોંચી જવું કે જેથી મારી પત્ની સવારીની અંદર જ ઓળખાઈ જાય અને આખા દેશમાં તે સંબંધી ખબર પહોંચાડી દઇને તમને પકડવાનો હુકમ નીકળે, તો હું તુરત જ એ વિષેની ખબર મારે કાને પડતાંની સાથે જ-તમારી સલામતીની ગોઠવણ કરવાને યોગ્ય સ્થાને પહોંચી જઈ શકું.”

ચિંતાથી થરથરતી અલ્જીનોરાએ પ્રશ્ન કર્યો: “અને મહાશય ! જો ખરેખર એવું બને, તો તમે શું કરશો ?”

બર્થોલ્ડે દૃઢતાથી જવાબ આપ્યો: “તો હું તુરત જ કોર્ડોવાના બાદશાહની હજુરમાં પહોંચી જઉં, તે નામદારને પગે પડું, તમારા નાસી છૂટવા સંબંધી તથા તમારી જગ્યાએ મારી સ્ત્રી ગોઠવાઇ હોવા સંબંધી બધા ભેદભર્યા બનાવો તે નામદારને સમજાવી દઉં અને જ્યાંસુધી કુમારિકાઓની સવારી રાજધાનીમાં આવી પહોંચે તથા જે વિલક્ષણ વિગતો હું જણાવું તે જ વિગતોને મારી પત્ની પણ કબૂલ રાખી શકે ત્યાંસુધી તમને જરા પણ હરકત નહિ કરવાને હું તેમને પ્રાર્થના કરૂં.”

સ્પેનીશ કુમારિકાએ પૂછ્યું: “અને તમે જે ભેદભર્યા બનાવોની વાત કહો છો તે બનાવો શા છે ?”

બર્થોલ્ડે જવાબ આપ્યો: "ભગિની ! તે બનાવો તમે જોએલા કાલાત્રાવાના કિલ્લાવાળા વયોવૃદ્ધ પુરૂષ સાથે સંબંધ ધરાવે છે, અને અસભ્યતા દર્શાવવાનો તથા નિરર્થક મૌન્ય જાળવવાનો દોષ કર્યા વિના હું વધારામાં એટલું પણ કહી વાળું છું કે તે બનાવો કેવળ ગુપ્ત રાખવાના છે."

અલ્જીનોરા બોલી: "તો પછી તે બનાવો જણાવવાને એક ક્ષણ પણ હું તમને આગ્રહ કરતી નથી. મારા સન્માન્ય મિત્ર—અરે મિત્ર કરતાં પણ વિશેષ—મારા પ્રિય બંધુ ! મને ક્ષમા કરજો ! આ વિવાદ મેં અવિચારપૂર્વક લંબાવ્યો હોય અને મારે માટે તમે નિશ્ચિત કરી રાખેલી ગોઠવણો સંબંધે નિર્દય રીતે તકરાર ચલાવી હોય તો તે માટે મને માફ કરજો ! તમે મારે માટે જે કાંઇ કર્યું છે અને તમે તથા તમારાં માનનીય પત્નીએ મારી જે મહત્ત્વની સેવા કરી છે તે જોતાં મારે માટે વધારે વાજબી તો એ જ છે કે તમે જે કાંઈ માર્ગ ગ્રહણ કરવા માંગતા હો તે માર્ગ જરા પણ સવાલ કર્યા વિના મારે તમને ગ્રહણ કરવા દેવો અને જેવી રીતે હું તમારા પર વિશ્વાસ રાખી ચૂકી છું તેવી જ રીતે તમારા સદ્વિચાર તથા ડહાપણ ઉપર જ સંપૂર્ણ રીતે મારે ભરોસો રાખીને રહેવું. મારી શંકાશીલ વૃત્તિથી તમને લાગ્યું હશે કે હું એક કૃતઘ્ન સ્ત્રી છું, પરન્તુ મારા પ્રિય મિત્ર—મારા માનનીય બંધુ ! તમે નક્કી માનજો કે હું કૃતઘ્ન નથી—હું કૃતઘ્ન બની શકું જ નહિ !"

એ પ્રમાણે અધીરે સ્વરે તથા ઉત્સાહદર્શક રીતે બોલીને અલ્જીનોરાએ બર્થોલ્ડપરના પોતાના સંપૂર્ણ વિશ્વાસની નિશાની તરીકે પોતાનો સુંદર હસ્ત તેની તરફ લંબાવ્યો.

અલ્જીનોરાનો હસ્ત પોતાના હાથથી ક્ષણભર દાબીને અને પછી તે છોડી દઈને બર્થોલ્ડ બોલ્યો: "ભગિની ! તમારો વિશ્વાસ અસાર્થક નહિ થાય. હવે તમે એકાદ કલાક નિરાંતે ઉંઘ લઇ લો, કારણકે સૂર્યોદય થતાં જ આપણને દક્ષિણ તરફ આપણો પ્રવાસ પુનઃ આગળ લંબાવવાનો છે, અને જો આપણે આવતી કાલે સાંજે

આપણો બીજો મુકામ ટોલીડો ખાતે નહિ કરી શકીએ તો બહુ મોડું થઈ ગયું લેખાશે, એ પણ તમે ધ્યાનમાં રાખજો."

આ વાજબી સૂચનાને અનુસરીને અલ્જીનોરા પાસેના ઓરડામાં ચાલી ગઇ અને ત્યાં તે સૂઇ લઇ. થાકને લીધે તેને તુરત જ નિદ્રા આવી ગઇ અને તેનાં સ્વપ્નોમાં પણ ઓરેલીઓની મનોહર મૂર્તિ દર્શન આપ્યા સિવાય રહી નહિ.

બર્થોલ્ડ બહારના ઓરડામાં જ એક પાટલી ઉપર સૂઇ ગયો અને જોનનું મધુરૂં નામ જપતો તે પણ ઉંઘી ગયો.

પ્રભાત થતાં તે ઉઠયો અને થોડી મિનિટોમાં અલ્જીનોરા પણ અંદરના ઓરડામાંથી બહાર નીકળી. જોન પાસેથી તેને પોતાનાં વસ્ત્રોના બદલામાં જે વસ્ત્રો મળ્યાં હતાં તેમાં તે સજજ થએલી હતી, પરન્તુ વધારામાં તેણે એક બુરખો ધારણ કર્યો હતો. ચતુર જોને અગાઉથી વિચાર કરીને એ બુરખો અલ્જીનોરાના ઉપયોગ માટે જ લાવીને આગલે દિવસે તૈયાર રાખ્યો હતો.

સેંટ ઈગ્નેશિયાના દેવળમાંથી મુસાફરખાના તરફ પાછાં ફરતી વેળાએ જોને આ બુરખો એક મુસલમાનની દુકાનેથી ખરીધો હતો અને અલ્જીનોરાને તે બુરખો પોતાના સૂવાના ઓરડામાંથી મળી આવ્યો હતો. બુરખો જરા જાડા કપડાનો બનાવેલો હતો એટલે નજીકમાં રહેલો માણુસ પણ તેના ચહેરાને જોઇને ઓળખી શકે એવો સંભવ નહોતો. અલ્જીનોરાને હવે લાગ્યું કે પોતે બર્થોલ્ડની સાથે તેની પત્ની તરીકે સલામતીથી પ્રવાસ કરી શકશે.

મુસાફરખાનામાં રહેવા બદલના લવાજમના પૈસા ઉદાર રીતે ચૂકવી આપીને અને ઘોડો તૈયાર કરાવીને બર્થોલ્ડ તથા અલ્જીનોરાએ ત્યાંથી પ્રયાણ કર્યું.

તુરત જ તેઓ માડ્રિડના રસ્તાઓ પસાર કરી ગયાં, દક્ષિણ તરફ જતા રસ્તે ચડયાં અને એ પ્રમાણે પૂરતી સલામતી સાથે ટોલીડોની દિશાએ આગળ વધવા લાગ્યાં.

હવા ખુશનુમા હતી; પરન્તુ જેમ જેમ સૂર્ય તપતો ગયો, તેમ તેમ તાપ વધારે આકરો થવા લાગ્યો, તેથી બર્થોલ્ડ અને અલ્જીનોરાને પહેલાં કરતાં હવે પોતાના અશ્વોને ધીમા ચલાવવા પડ્યા.

દશ વાગ્યા પછી તુરત જ તેઓ પોતાના નાસ્તા માટે તથા ઘોડાના ઘાસચારા માટે રસ્તે આવતી એક વીશી આગળ થોભ્યાં.

એ વીશીના એક સર્વસામાન્ય ઓરડામાં તેઓ બેઠાં હતાં, એટલામાં એક મૂર ઘોડેસવાર મુસાફર ઠેઠ બારણાસુધી પોતાના ઘોડા સાથે ચાલ્યો આવ્યો.

ઘોડાપરથી ઉતરીને તે એજ ઓરડામાં દાખલ થયો, કે જ્યાં બર્થોલ્ડ તથા અલ્જીનોરા બેઠાં હતાં. મેજને એક છેડે આવેલી ખુરશીપર તે બેઠો અને તેણે માંગણી કરી તે મુજબનું ભોજન તેને ઉતાવળે પીરસી દેવામાં આવ્યું.

ઘૃણાજનક વદનચર્યાવાળો તે એક ઉંચો પુરૂષ હતો અને તેણે સારી પેઠે હથીયારો ધારણ કરેલાં હતાં. જોકે તે એક મુસલમાન હતો, તોપણ પોતાની સમીપે મૂકવામાં આવેલી મદ્યની એક મોટી શરાબ તે ઉડાવી ગયો.

તે જ્યારે એ ઓરડામાં દાખલ થયો હતો, ત્યારે થોડીએક ક્ષણોસુધી તેણે બર્થોલ્ડ તથા અલ્જીનોરા તરફ કાંઇક તીક્ષ્ણ દૃષ્ટિથી જોયું હતું, પરન્તુ પછીથી તે તેઓની તરફ કાંઈ વધારે ધ્યાન આપતો હોય એવું માલૂમ પડયું નહિ.

પછી મદ્યની બીજી શરાબ તેણે મંગાવી, તેના કમરપટ્ટા સાથે લટકાવેલી એક ચામડાની કોથળી કે જે પૈસા રાખવાની થેલી તરીકે ઉપયોગમાં આવે તેવી હતી તેમાંથી તેણે એક કાગળનો કકડો ખેંચી કાઢયો અને તે કાગળ ઉપર જે કાંઇ લખેલું હતું તે વાંચતાં વાંચતાં તે મદ્યની બીજી શરાઈ પણ ધીમે ધીમે–આરામથી પી ગયો.

મદ્ય ખલાસ કરીને અને કાગળના ટુકડાપર લખેલી વિગતોનું સારી પેઠે મનન કરીને તે ઉઠ્યો, વીશીવાળાને પૈસા ચૂકવી આપ્યા, ઘોડાપર સવાર થયો અને ટોલીડોની દિશાએ ઘોડાને દોડાવી ગયો.

ત્યારપછી તુરત જ બર્થોલ્ડ અને અલ્જીનોરાએ પોતાનો પ્રવાસ આગળ લંબાવ્યો. બપોર પછી સુમારે બે વાગતાં તેઓ એક વિશાળ જંગલમાં દાખલ થયાં, કારણકે એ જંગલમાં થઇને મુસાફરી માટેનો મુખ્ય રસ્તો જતો હતો.

રસ્તાની બન્ને બાજુએ ધીચ ઝાડી આવી રહેલી હતી. તરૂવરોનાં જાડાં થડીયાં જોતાં જણાતું હતું કે તેઓ સેંકડો વર્ષોનું જીવન ભોગવી ચૂકયાં હશે. પત્રભારથી તેમની લચી રહેલી શાખાઓ મુસાફરોનાં મસ્તક ઉપર છત્રની પેઠે છાયા કરી રહેલી હતી.

એક ટેકરીના ચઢાણ આગળથી પોતાના અશ્વની ગતિને ધીમી કરીને બર્થોલ્ડે અલ્જીનોરાને કહ્યું: “ખરેખર, આપણે કુમારિકાઓની સવારીની આગળ સારા પ્રમાણમાં નીકળી ગયાં છીએ. આપણી અને તેમની વચ્ચે ઘણું અંતર પડી ગયું છે.”

અલ્જીનોરા બોલી: “આપણે માડ્રીડના મુસાફરખાનામાંથી જે વખતે નીકળ્યાં તે કરતાં બે કલાક મોડેથી કુમારિકાઓની સવારી ત્યાંના મૂરીશ મહેલમાંથી નીકળવાની હતી. ગઈ રાત્રે મુખ્ય રક્ષિકા લેડી ઈલ્ડીફોન્સાએ એવો હુકમ કાઢ્યો હતો.”

બર્થોલ્ડ બોલ્યો: “અને વળી જેટલી ઝડપથી આપણે પ્રવાસ કરીએ છીએ તેટલી ઝડપથી તમારી જૂની સહપ્રવાસિનીઓની સવારી પ્રવાસ કરતી નથી. આજની રાત્રે તેમને ટોલીડોની આ બાજુએ કેટલાક અંતરપર પડાવ નાંખવો પડશે, જ્યારે આપણે સાંજ પડતાં ખુદ ટોલીડોમાં પહોંચી જઇશું; પરન્તુ, હા, જો તમે આખા દિવસના પ્રવાસનો થાક વેઠી શકો તેમ હો, તો જ— પ્રિય ભગિની!”

લાવણ્યવતી અલ્જીનોરા બોલી ઉઠી: "મારા માયાળુ બંધુ! હું તેથી બિલકુલ થાકી જવાની નથી." સહેજ ભયકંપિત સ્વરે તે આગળ બોલી: "પણ આ રસ્તો કાંઇક નિર્જન જેવો અને ગમગીનીભરેલો હોય, એવું શું તમને નથી લાગતું?"

બર્થોલ્ડ બોલ્યો: "અલ્જીનોરા! જે વખતે તમે આ શબ્દો બોલી રહેલાં છો તે વખતે જ હું આપણી આગળ એક ઘોડેસવારને ચાલ્યો જતો જોઉં છું." થોડી વાર રહીને તે આગળ બોલ્યો: "પરન્તુ એ તો પેલો મૂર મુસાફર જ હોય એવું લાગે છે–આપણે જે વીશીમાં રોકાયાં હતાં તે વીશીમાં જેણે ઉતાવળે ઉતાવળે ખાઇ લઇને સારી પેઠે મદ્ય ઢાંસ્યો હતો તે જ. તેના ઉંચા અરબ્બી ઘોડાને તથા તેનાં કપડાંના રંગને હું ઓળખી શકું છું."

જે મૂર મુસાફર વિષે બર્થોલ્ડ બોલી રહ્યો હતો, તે ટેકરીની ટોચ ઉપર થોભ્યો હતો. જે વખતે બર્થોલ્ડે પોતાનું કથન પૂરૂં કર્યું, તે વખતે જ એ મૂર ઘોડેસવારે પાછું વાળીને જોયું.

અલ્જીનોરા બોલી: "તે આપણો સાથ કરવા માંગતો હોય, એવી રીતે આપણી ભેળો થવાની રાહ જોઈ રહ્યો લાગે છે." તેના હૃદયમાં અનિશ્ચિત તથા અસ્પષ્ટ ભયની વૃત્તિનો એકાએક સંચાર થયો.

બર્થોલ્ડ બોલ્યો: "અથવા તો તે પોતાના ઘોડાને થાક ખવરાવવા ટેકરીની ટોચ ઉપર થોભ્યો હોય પણ ખરો."

પરન્તુ બર્થોલ્ડ એ શબ્દો પૂરેપૂરા બોલી રહ્યો પણ નહિ હોય, એવામાં એ મૂર મુસાફર કે જે પચાસેક વાર જેટલે છેટે હતો તેણે એકાએક પોતાના ઘોડાને પોતાના પગની એડી મારી અને એક ક્ષણમાં જ તે ઘોડા સાથે જંગલમાં અદૃશ્ય થઇ ગયો!

એ મુસાફર તથા તેનો ઘોડો એટલી ત્વરાથી–એવા ઓચિંતા-અદૃશ્ય થઇ ગયા હતા કે જાણે તેઓ હવાની અંદર પીગળી ગયા હોય, એવું જ ભાસ્યું. આ બનાવથી અલ્જીનોરાના મુખમાંથી ભયની

કારમી ચીસ નીકળી પડી અને બર્થોલ્ડના મુખમાંથી આશ્ચર્યનો ઉદ્દગાર સ્ફૂર્યો.

એ જ ક્ષણે જંગલની અંદર સીસોટીનો તીણો અવાજ ગાજી ઉઠયો.

અને ત્યારપછી જે બનાવ બન્યો તેનું વર્ણન અમે હવે પછીના પ્રકરણમાં કરીશું.

---

## પ્રકરણ ૫ મું.

### બેવડો હુમલો.

એ ગાઢ જંગલમાંથી હાથમાં બહાર ખુલ્લી ચમકતી તલ્વારો સાથે કેટલાક મૂરો ધસી આવ્યા; પરન્તુ તે જ ક્ષણે પ્રશંસનીય સમયસૂચકતાથી બર્થોલ્ડે અલ્જીનોરાના ઘોડાની લગામ પકડી અને પોતાના અશ્વને જોરથી એડી મારી.

બેઉ ઘોડા છલંગો મારતા આગળ ધસ્યા અને જંગલ વચ્ચેના એ ખુલ્લા રસ્તાપર જાણે કે પવનવેગે આગળ ધપતા હોય તેમ થોડી વારમાં તો કેટલેય દૂર નીકળી ગયા.

"અલ્જીનોરા! હવે તમારા ઘોડા ઉપર બરાબર દૃઢ રીતે બેસજો હોં!" એ પ્રમાણે બર્થોલ્ડે ઘોડાને એડી મારતી વખતે ચેતવણી આપી દીધી હતી. સમયની ગંભીરતા ઓળખી જઇને અલ્જીનોરા પ્રસંગને અનુસરતું બળ વાપરી ઘોડાપર દૃઢ બેસી રહી હતી. તે સમજી હતી કે મોત અથવા જીવનના જેવો ગંભીર સમય આવી પહોંચ્યો છે.

જે મૂરો જંગલમાંથી એકદમ નીકળી આવ્યા, તેઓ પગપાળા હતા. જોકે તેઓએ પોતાના હાથમાંની ખુલ્લી તલ્વારો ભયાનક રીતે ઉગામી રાખી હતી, તોપણ તે તલ્વારો આ પ્રવાસીઓની સામે વાપરવાનો તેઓનો બિલકુલ ઇરાદો નહોતો.

તેથી ઉલટું તેઓએ તેમને એક જ પળમાં કેદી બનાવી લેવાની આશા રાખી હતી; પરંતુ બર્થોલ્ડે જે માનસિક તથા શારીરિક સમયસૂચકતા બતાવી આપી હતી અને જે સમયસુચકતા તેની મનોહર સહપ્રવાસિનીએ પણ બતાવી હતી, તેથી તેમને સહેલાઇથી પકડી લેવાની આશામાં મૂરોને નિષ્ફળતા મળી, એટલું જ નહિ પણ તેથી મૂરો એટલા બધા ચકિત થઈ ગયા કે તેઓનાં ગાત્ર શિથિલ બની ગયાં.

વસ્તુતઃ બર્થોલ્ડ અને અલ્જીનોરા તેમની પાસેથી નાસી છૂટચાં અને એક વિજળીના ચમકારાની પેઠે અદૃશ્ય થઇ ગયાં.

મૂરો બર્થોલ્ડ તથા અલ્જીનોરાને પકડવાને તેમના ઘોડાઓની લગામો પકડવા સારૂ જ્યાં હાથ લાંબો કરવા જતા હતા, ત્યાં તો તેમનો શિકાર છટકયો—જાણે કે તેમના હાથમાંથી જ તેઓ ખરેખર છટકી ગયાં ન હોય!

આશ્ચર્યના આવેગમાંથી મુક્ત થતાં સૌનો ઉપરી મૂર બોલ્યોઃ "યા ખુદા! હાથની આંગળીઓમાંથી જેમ માછલી સરકી જાય, તેમ કાફરો આપણા હાથમાંથી જ છટકી ગયાં!"

બીજો બોલી ઉઠચોઃ "અને જો હવે આપણે કારાઅલી પાસે પાછા ફરીને આ બધી વાત તેને કહીશું, તો આપણાં માથાં પણ ધડપરથી છટકી જવાનાં છે."

ત્રીજો બૂમ મારી ઉઠચોઃ "એકદમ ઘોડે ચડો, ઘોડે ચડો!" આખું મંડળ તુરત જંગલની અંદરના ભાગમાં ધસી ગયું અને બે મિનિટમાં તેઓ એક ખુલ્લી જગ્યાએ આવી પહોંચ્યા, જ્યાં તેમના ઘોડાઓ સંભાળતો તેમનો એક સાથી ઊભો હતો.

"શું થયું?—કેદીઓ કયાં છે?" એક હાંફતા ઘોડા ઉપરથી તુરતમાં જ નીચે ઉતરેલા એક મૂરે પૂછ્યું. એક પિતા જેવી રીતે પોતાના બાળક ઉપર પ્યાર કરે, તેવી રીતે તે પોતાના ઘોડા ઉપર પ્યાર કરી રહ્યો હતો.

જવાબ મળ્યોઃ "કેદીઓ તો છટકી ગયાં, મુરાદ!"

"છટકી ગયાં!" તે બોલી ઉઠયોઃ "શું! છટકી ગયાં! હું તેમની પાછળ પડયો, તેમને એક વીશીમાં મેં જોયાં, તેમના પોશાકના વર્ણનના લખાણ પ્રમાણે જ તેઓ હતાં તેથી મારી ખાત્રી થઇ કે જેમને આપણે પકડવાનાં હતાં તે જ એ બર્થોલ્ડ તથા જોન હતાં–છતાં એ બધી મહેનત શું અફળ ગઇ?"

પગપાળા મૂરોમાંનો એક બોલ્યોઃ "આમ વાતો કરતા ઊભા રહેવું એ હવે નકામું છે; તેમણે આપણને થાપ તો આપી છે, પણ તેઓ જંગલનો બધો પ્રદેશ વટાવી જઇ શકે તે પહેલાં આપણે તેમને ફરીથી પકડીશું. ટૂંકે માર્ગે થઇને જો આપણે જઇશું તો થોડી જ મિનિટોમાં આપણે તેમની આગળ નીકળી જઈ શકીશું."

મુરાદ એકદમ છલંગ મારીને પોતાના ઘોડાપર ચડતો બોલ્યોઃ "તો પછી ચાલો, હું તમારી સાથે આવું છું." બીજાઓ પણ પોતપોતાના ઘોડાપર એક ક્ષણમાં સવાર થઈ ગયા અને ટોલીડો જવાના મુખ્ય રસ્તાની દિશાએ જ જંગલની અંદર થઇને જતા એક નાના રસ્તાપર દાખલ થઇ તેઓ ઝડપથી આગળ વધવા લાગ્યા.

દર્મિયાનમાં બર્થોલ્ડ અને અલ્જીનોરા બહુ ઝડપથી પોતાના ઘોડાને ચલાવતાં આગળ વધી રહ્યાં હતાં. કેટલીક વાર એ પ્રમાણે આગળ વધ્યા પછી તેમને જણાયું કે હવે પોતાની પાછળ કોઇ આવી રહ્યું હોય એમ જણાતું નથી, એટલે તેઓ મૂર લૂટારાઓના પંજામાંથી આબાદ છટકી જવા માટે પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યાં.

આટલો વખત તેઓ પવનવેગે પોતાના ઘોડાને દોડાવી ચૂક્યાં હતાં, એટલે હવે તેમને પોતાના હાંફતા તથા મ્હોંમાંથી ફીણ ઉડાડતા ઘોડાઓને શ્વાસ ખાવા દેવાને ધીમી ગતિએ આગળ વધવાની અગત્ય જણાઇ.

પરન્તુ હજી તેઓ જંગલને પૂરી રીતે ઓળંગી ગયાં નહોતાં. રસ્તાની બન્ને બાજુએ તરૂવરોની હારો લંબાઇ રહેલી દેખાતી હતી અને દૂર આવેલા લીલાછમ દૃશ્યની સાથે ભળી જતી માલૂમ પડતી હતી.

અત્યંત દુઃખદાયક પ્રસંગની અકળામણને અંતે ઉશ્કેરાએલી મનોવૃત્તિથી કંપતે સ્વરે અલ્જીનોરાએ પૂછ્યું: "આ મૂરો કોણ હશે? પ્રિય બંધુ! તમને એમ લાગે છે કે તેઓ મને પકડવાને રાજાએ મોકલેલા સિપાઇઓ હશે? કે પછી તેઓ લૂટારા હશે?"

બર્થોલ્ડે જવાબ આપ્યો: "તેમના દેખાવ ઉપરથી અને તેમણે આપણને પકડવાને જે ચોરીછૂપીવાળી રીત ગ્રહણ કરી હતી તે ઉપરથી મને નિઃસંશય એમ લાગે છે કે તેઓ લૂટારા જ હોવા જોઇએ. જોકે મને માત્ર તેમની સહેજ ઝાંખી જ થઇ છે, તોપણ તેમના દેખાવ ઉપરથી તેમની જાલીમ વર્તણુક તથા દુષ્ટ ધંધાની પ્રતીતિ થઇ આવી છે. વળી તેઓનો પોશાક અને તેમની પાસેનાં હથીયારો ઉપરથી એમ જોઇ શકાતું હતું કે તેઓ નિયમિત મૂર સૈન્યના સિપાઇ હોઈ શકે નહિ."

સો કુમારિકાઓની સવારીમાં પોતાને બદલે દાખલ થનારી સુંદરી જોનને માટે અત્યંત ચિંતા દર્શાવતે સ્વરે અલ્જીનોરા બોલી: "મહાશય એલરમેન! ત્યારે તમને તમારી શૂરવીર પત્નીની સલામતી સંબંધે તો કાંઇ શંકા રહેતી નથી ને? તે ઓળખાઇ ગઇ હોય અને તે આપત્તિજનક કારણથી આપણા ઉપર આ પ્રમાણે હલ્લો થવા પામ્યો હોય એવો ભય તો તમને જણાતો નથીને?"

"એવી ભયજનક શંકા એક ક્ષણને માટે પણ મારા મગજમાં સ્થાન પામતી નથી." જે અકળામણ મૂરોના હુમલાથી બર્થોલ્ડના મનમાં ઉત્પન્ન થઇ હતી તેનો ઉભરો હજી શમ્યો નહોતો અને ગભરામણ સંપૂર્ણ રીતે દૂર થઇ નહોતી, તોપણ પોતાની બધી માનસિક વીરતાને એકત્ર કરીને તે આગળ બોલ્યો: "મારી ખાત્રી થઇ છે કે તેઓ લૂટારા જ હતા અને જો કદી મારી સ્ત્રી ઓળખાઇ ગઇ હોય, તોપણ આપણા ઉપર જે આપત્તિનો પ્રસંગ હમણાં આવી પડયો હતો તે સાથે એ બનાવનો કશો સંબંધ નથી. પણ, અલ્જીનોરા! હવે આપણે રસ્તે બહુ ધીમે ધીમે ચાલવું

જોઇતું નથી. જંગલનો સીમાપ્રાન્ત હજી ઘણો દૂર છે, આપણા ઘોડાએ હાલ તુરત જોઇએ તેટલો શ્વાસ ખાધો છે અને હવે ફરીથી તેમને દબાવીને ચલાવવા એ જ ડહાપણભર્યું છે.”

બર્થોલ્ડ અને અલ્જીનોરાએ પુનઃ પોતાના ઘોડાઓને દોડાવતા ચલાવવા માંડ્યા, અને પાંચેક મિનિટસુધી તેઓએ મૂગા મૂગા ભારે ઝડપથી રસ્તો કાપ્યો.

એટલામાં સૃષ્ટિસૌંદર્યનું એક અનુપમ દૃશ્ય તેઓની નજરે પડ્યું. સૃષ્ટિસુંદરીના પ્રાકૃતિક લીલા વસ્ત્રાચ્છાદનની વચ્ચે શ્વેત રંગની સાટીનના પટાની પેઠે વહી જતી નિર્મળ જળની નદીના કિનારાઓ તરફ જતા લીલી હરીયાળીવાળા અને ચળકતા ઢોળાવ તેમની દૃષ્ટિને અત્યંત મનોહર લાગ્યા. રસ્તો તીરની પેઠે સીધો જતો હતો અને કેટલેક દૂર રહેલી નદી ઉપર બાંધેલા પત્થરના પૂલવડે તેની પેલી પાર જવાતું હતું. તે જોઇને બર્થોલ્ડ બોલ્યોઃ “જુઓ, હવે જંગલ અહીં આગળ પૂરૂં થાય છે !”

એ મનોહર સ્થાનમાં કોઇ કોઇ સ્થળે મનુષ્યોએ નિવાસ કરવા યોગ્ય મકાનો પણ આવેલાં હતાં, તે જોઇને અલ્જીનોરા આનંદપૂર્વક બોલીઃ “ પ્રભુએ મોટો ઉપકાર કર્યો ! ”

પરન્તુ હજી એ શબ્દો પૂરા બોલાઇ રહ્યા નહોતા, એટલામાં જંગલના એક ખૂણામાથી દશ-બાર મૂર ઘોડેસવારો આગળ ધસી આવ્યા. એ મૂરોને મોખરે પેલો મૂર મુસાફર હતો કે જેણે રસ્તાપરની એક વીશીમાં સારી પેઠે દારૂ ઠાંસ્યો હતો અને જે ટેકરીપરથી એકાએક અદ્‌ભુત રીતે અદૃશ્ય થઇ જતાં જંગલમાં એકાએક સીસોટીનો અવાજ થયો હતો જે અવાજ હુમલો કરવા માટેના ઇશારારૂપ હતો. બર્થોલ્ડે તે મૂર મુસાફરને એક ક્ષણમાં ઓળખી લીધો.

આ વખતે તેઓ છટકી જાય એ અસંભવિત હતું: અલ્જીનોરાની સાથે બર્થોલ્ડ તુરત જ પકડાઇ ગયો.

પરન્તુ અલ્જીનોરા હિંમત હારી ગઈ નહિ, કારણકે તેણે

માન્યું કે આ હુમલો માત્ર પોતાની પાસેનું નાણું લૂટી લેવા માટે જ કરવામાં આવ્યો હોવો જોઇએ, અને લૂટાઇ ગયા પછી પોતાને આગળ જવા દેવામાં આવશે.

અલ્જીનોરાએ પોતાના મ્હોંપર પહેરેલા બુરખામાંથી ઉતાવળે એ મૂરોના દેખાવનું નિરીક્ષણ કરી લીધું. તેની ખાત્રી થઇ કે તે મૂરો બાદશાહ અબ્દુલ રહેમાનના સિપાઇઓ નહોતા પરન્તુ માત્ર લૂટારા હતા એવો બર્થોલ્ડનો અભિપ્રાય બરાબર હતો.

મૂરોની ટોળકી આ બન્ને મુસાફરોની આસપાસ ફરી વળી કે તુરત જ બર્થોલ્ડે પૂછ્યું: " તમને અમારી પાસેથી શું જોઇએ છે ?"

મુરાદે જવાબ આપ્યો: " થોડી જ વારમાં તું જોઇ શકીશ કે અમોને શું જોઇએ છે. તું ગમે તેવા સવાલો પૂછે, પણ અમે કાંઇ અહીં તારા સવાલોના જવાબ આપવા આવ્યા નથી–અમે તો માત્ર કામ કરવા આવ્યા છીએ; માટે મહેરબાની કરીને અમારી સાથે ગુપચુપ ચાલતો થા. જો અમારા કહ્યા પ્રમાણે કરીશ, તો જ અમે તારા હાથપગ બાંધવાનું અને કદાચ તેથી પણ વધારે આકરૂં વર્તન તારી પ્રત્યે ચલાવવાનું બંધ રાખી શકીશું. હું શું કહું છું તે તારી સ્ત્રી સમજે છે ? જો ન સમજતી હોય તો મારા શબ્દો તું તેને સમજાવી દે."

અત્યંત ભયચકિત થએલી અલ્જીનોરા બોલી: " તમારી ભાષા હું સારી પેઠે જાણું છું અને હવે સમજું છું કે તમારો હેતુ મેં ધાર્યો હતો તેવો નથી; પરન્તુ મારી પાસેનું બધું નાણું, મારાં ઘરેણાં અને જે કાંઇ મારી પાસે છે તે બધું હું તમારે ચરણે ધરવા તૈયાર છું—"

મુરાદ વચમાં બોલી ઉઠ્યો: " બસ કરો, બાઇ ! હું તમને માત્ર એટલું જ કહું છું કે તમારે અમારી સાથે આવવાનું છે, અને હવે એક શબ્દ પણ ઉચ્ચારશો નહિ." પોતાના સાથીઓને સંબોધીને તે બોલ્યો: " ચાલો ભાઇઓ ! પંખીડાં હવે જાળમાં આવી

ચૂક્યાં છે એટલે આપણે હવે તેમને આપણા સરદાર પાસે લઇ જવાં જોઇએ."

બર્થોલ્ડે અલ્જીનોરા ઉપર એક અર્થસૂચક દૃષ્ટિપાત કર્યો, જાણે કે તે એમ કહેવા માંગતો હોય કે એ લૂટારાઓને કોઇ જાતનો બોધ કે શિખામણ આપવાં તે હવે કેવળ નિરર્થક છે; પરન્તુ એ ક્ષણિક દૃષ્ટિપાતમાં આશા તથા ઉત્તેજનનો ભાવ પણ સમાઇ રહેલો હતો અને તે એવું સૂચવતો હતો કે લૂટારાઓના સરદારની સાથેના મેળાપથી કદાચ છૂટકારો થાય એ સંભવિત છે.

સ્પેનીશ સુંદરીએ એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો, કારણકે બર્થોલ્ડે મૌન પણ અર્થસૂચક રીતે તેને દિલાસો આપવાનો યત્ન કર્યો હોવા છતાં તેના ઉંડા અંતર્માં ભયાનક તર્ક–વિતર્ક થયા કરતા હતા.

એ આખું મંડળ હવે ચાલવા લાગ્યું. મુખ્ય રસ્તો પસાર કરી ગયા પછી તેઓ એ જંગલની એક સાંકડી ચાલમાં દાખલ થયાં. ધીચ ઝાડીમાં એ સાંકડી ચાલ આડી અવળી આવી રહેલી હતી, વૃક્ષોની મોટી મોટી ડાળીઓ રસ્તે ચાલતાં આડી આવતી હતી, જમીન ઉંચી નીચી હતી, છતાં જેટલી બને તેટલી ઝડપથી તેઓ ચાલી રહ્યાં હતાં.

જંગલમાંનો મુખ્ય રસ્તો ગોળાકારે ફેરમાં જતો હતો અને આ સાંકડી ચાલ કેવળ સીધી હતી, એટલે મૂર લૂટારાઓ એ સાંકડે રસ્તેથી ઉતાવળે આવી પહોંચીને બર્થોલ્ડ તથા અલ્જીનોરાને પકડી શક્યા તેમાં કાંઇ જ આશ્ચર્યયુક્ત નહોતું.

પાએક કલાક એ પ્રમાણે ચાલ્યા પછી તેઓ એક ખુલ્લી જગ્યામાં આવી પહોંચ્યા, જે જગ્યાનું વર્ણન આગળ કરી જવામાં આવ્યું છે. ત્યાં મૂરો થોભ્યા અને ઘોડાપરથી ઉતરી ગયા. પછી મુરાદ જંગલમાં આગળ ચાલ્યો અને બર્થોલ્ડ તથા અલ્જીનોરાને તેની પાછળ જવાનું ફરમાવવામાં આવ્યું. ત્રણ–ચાર મૂરો તેમના પહેરેગીર તરીકે સાથે રહ્યા.

બધાંએ ગંભીર રીતે મૌન્ય જાળવી રાખ્યું હતું. વીસેક મિનિટમાં એ મંડળી એક તંબૂ પાસે આવી પહોંચી. તંબૂ ખળખળ વહી જતા ઝરણાને કિનારે નાંખવામાં આવ્યો હતો.

આ તંબૂમાં મુરાદે બર્થોલ્ડ તથા અલ્જીનોરાને દાખલ કર્યા; બીજા લૂટારાઓ તંબૂની બહાર ઊભા રહ્યા.

કારાઅલી એક ગાદીપર તકીયાને અઢેલીને આડો પડયો હતો. તેની પાસે જમીનપર શરાબની બરણી, ફળ તથા શરાબ પીવાની પ્યાલીઓ પડી હતી.

જે ક્ષણે કેદીઓને તેની સમીપે લાવીને ખડાં કરવામાં આવ્યાં, તે ક્ષણે તેના મુખમાંથી આનંદનો ઉદ્ગાર નીકળી પડયો. પછી તેણે શરાબની એક પ્યાલી ભરી અને તે ગટગટાવી ગયો.

અલ્જીનોરાએ પોતાના વદન ઉપર બુરખો ધારણ કરી રાખ્યો હતો. પાકોએ જેના સ્વરૂપની બહુ પ્રશંસા કરી હતી અને જેને કારાઅલી જોન જ માનતો હતો તેના વદનનું દર્શન કરવાને તે બહુ આતુર બની ગયો હતો, તેથી તેણે તેને પોતાનો બુરખો ઉંચો કરી વદન ખુલ્લું કરવાની આજ્ઞા કરી.

બર્થોલ્ડ બોલ્યોઃ "અમારા પર આ અત્યાચાર ગુજારવાનો તથા અમને બંદીવાન બનાવવાનો તમારો ગમે તે આશય હોય, પરન્તુ જે સ્ત્રી અમારા પર આવી પડેલી આ આપ્તથી અત્યંત પીડિત થઇ છે તેની લાગણીઓને તો તમે અવશ્ય માન આપીને વર્તશો, એવો મને વિશ્વાસ છે."

બર્થોલ્ડ એ શબ્દો એક મર્દને છાજે તેવી દૃઢતાથી બોલ્યો, એટલું જ નહિ, પણ કારાઅલીની ઉદારતાને ઉશ્કેરે તેવી રીતે બોલ્યો. આગળ જણાવવામાં આવ્યું છે તેમ કારાઅલી મૂર લોકોની સ્વાભાવિક સ્ત્રીસન્માનની લાગણીથી તથા હૃદયની ઉચ્ચતાથી કેવળ હીન બની ગયો નહોતો.

તે બોલ્યો: "ખુદાના કસમ, તું એક હિંમતવાન વીર પુરૂષ જણાય છે કે જે સંપૂર્ણ રીતે મારા કબજામાં આવી ગયો હોવા છતાં આવી રીતે મને રીતિનીતિથી ચાલવાનું ફરમાન કરવાની હિંમત ધરી શકે છે! પરન્તુ જ્યારે તારી સુંદર સ્ત્રીને એક અજાણ્યા પુરૂષની સમક્ષ પોતાનો ચહેરો ખુલ્લો કરવાનું ગમતું નથી, ત્યારે તેનું સૌંદર્ય અવલોકવાનો મારો હક્ક હું જતો કરૂં છું, કારણ-કે હું પણ સ્ત્રીજાતિને ચાહનારો છું અને તેની તરફ કદી ઘાતકી કે જુલ્મી બનવાનું પસંદ કરતો નથી."

બર્થોલ્ડ બોલ્યો: "બસ, હવે તમારે જે કરવું હોય તે કરો; તમારા આવા ઔદાર્યયુક્ત સભ્યતાવાળા વર્તનને માટે હું તમારો આભાર માનું છું."

કાળા કમાને કહ્યું: "હવે મુરાદ! મેં તને જે કાગળ સોંપ્યો હતો તે મને આપ." મુરાદે તેને એક કાગળ આપ્યો, જેમાં બર્થોલ્ડ તથા જોનનું વર્ણન લખેલું હતું, જે વર્ણન તેણે કુએનકારાના 'રૂપેરી ચાંદ' મુસાફરખાનામાં પાકોને મ્હોંએથી સાંભળ્યું હતું. કારાઅલી તે વર્ણન ધ્યાનપૂર્વક વાંચવા લાગ્યો અને પુનઃ પુનઃ કેદીઓની સામે જોતો તે વર્ણનને સરખાવવા લાગ્યો. પછી તે અશ્રાવ્ય રીતે મનમાં બરબડ્યો: "હા, ખરેખર તેઓ તે જ છે. જો હું તેમને તેમનાં નામો પૂછીશ, તો તેઓ મને ઠગવાનો પ્રયત્ન કર્યા વિના રહેશે નહિ, એટલે કે તેઓ જરૂર પોતાનાં ખોટાં નામો જ આપશે, એટલે આ વર્ણન ઉપર જ મારે બધો આધાર રાખવો એ જ ઠીક છે. અને શામાટે તેમ ન કરૂં? વર્ણન તો બરાબર મળતું આવી રહે છે. પુરૂષ બંધુમંડળના વિદ્યાર્થીનો ખ્રિસ્તી પોશાક ધારણ કરે છે; તેણે ટૂંકો ઝબ્બો પહેર્યો છે, માથે લાંબી ટોપી છે અને તેની ઉપર એક કાળું પીછું છે: બસ, બધું બરાબર છે! તેની લાંબી ટોપીની અંદરની નાની રેશમી ટોપી અને તેનું વચ્ચોવચ્ચ બોડાવેલું માથું મને બતાવવાનું તેને કહીને મારે તેને નકામો શાને પજવવો?

સ્ત્રી પણ તે જ છે. શરીરને બરાબર બંધબેસતું બદન તેણે પહેરેલું છે, વળી તે વર્ણનમાં જણાવ્યા પ્રમાણે સુઘટિત અવયવોવાળી પણ છે : ભરતકામની કિનારીવાળો લાંબો ચણીયો તો ખુલ્લી રીતે દેખાય છે. બસ, તે પણ બરાબર તે જ રમણી છે. વાહ ! એ ચણીયાની કિનારી હેઠળ તેના સુઘડ પગ અને ઘુંટીઓ કેવાં શોભી રહ્યાં છે : ખરેખર, વેલેડોલીડનો ધર્માધ્યક્ષ પૂરેપૂરો રસિક પુરૂષ દેખાય છેઃ મારાં કેદીઓ તેને જોઇતાં હતાં તે આ જ, એ તો હવે નિઃસંશય છે."

આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને અને પોતાના કબજામાં આવેલાં કેદીઓ બરાબર હોવાથી સંતુષ્ટ થઇને કારાઅલીએ મુરાદ સામે જોઇને કહ્યું:

"હવે તારે શું કરવાનું છે તે સંબંધી તને આપેલી સૂચનાઓ તું જાણે છે. હવે જલ્દી ઘોડે બેસીને રવાના થા; સાથે પૂરા બંદોબસ્ત માટે જોઇતા માણસો લેતો જજે અને આ કેદીઓને નક્કી કરેલે ઠેકાણે પહોંચાડી દેજે. તેમની સાથે યોગ્ય સભ્યતા અને નમ્રતાથી વર્તજે કે જેથી ક્રૂર લૂટારાઓમાં સભ્યતા નહિ હોવાની ફરીયાદ કોઇ વાર તેમને કરવી પડે નહિ."

થરથર કંપતી અને ભયભીત થએલી સ્પેનીશ સુંદરી બર્થોલ્ડના હાથનો ટેકો કરીને ઊભી હતી. બર્થોલ્ડ બોલ્યોઃ "બહાદુર સરદાર ! અમને ક્યાં લઇ જવામાં આવનાર છે ? તમે તમારી મેળે જ કહો છો કે તમે લૂટારા છો, છતાં એમ તો નથી જણાતું કે તમે અમને લૂંટી લેવાને માટે કેદ કર્યાં હોય !"

અલ્જીનોરાએ બર્થોલ્ડના કાનમાં કહ્યું: "ખુદાને ખાતર તેને ચીડવશો નહિ; પરન્તુ માત્ર પ્રભુ ઉપર જ આધાર રાખી રહો; પ્રભુ નિર્દોષ અથવા નિરપરાધીને આવે વખતે ત્યજી દેશે નહિ."

બાદશાહી દમામથી પોતાનો હાથ ઉંચો કરીને કાળો કપ્તાન બોલ્યોઃ "હવે તમે ચાલ્યાં જાઓ !" એ ઉપરથી મુરાદ કેદીઓને કારાઅલીની સમીપેથી બહાર લઇ ગયો.

જ્યારે તેઓને તંબૂની બહાર લઇ જઇને એક ખુલ્લી જગ્યામાં ઊભાં રાખવામાં આવ્યાં, ત્યારે અલ્જીનોરાએ બર્થોલ્ડને પૂછ્યું: "આમ કરવાનો હેતુ શો હશે? હું ભય તથા ગભરાટથી મુંઝાઇ ગઇ છું–મારૂં મગજ ભ્રમે છે, મારી વિચારશક્તિ ગુંચવાઇ જાય છે—"

તેને અત્યંત માયાળુ સ્વરે ધીરજ આપતો બર્થોલ્ડ ધીમેથી બોલ્યો: "પ્રિય ભગિની! જેમ બને તેમ અત્યારે સ્વસ્થ થઇને રહો." જંગલમાં આગળ ચાલતાં તેને પોતાના હાથનો ટેકો આપતાં તે બોલ્યો: "હું પણ તમારા જેટલો જ ગુંચવાઇ ગયો છું અને હવે શું કરવું તે મને સમજાતું નથી. પરન્તુ મારા મગજમાં સૌથી પહેલો જે વિચાર આવે છે અને આ ઘટનાના ભેદ સંબંધે અનુમાન કરતાં જે ખુલાસો મારૂં મન કરે છે તે એ જ છે કે આ લૂટારાઓના કોઇ મજબૂત રહેઠાણમાં આપણને રોકી રાખવામાં આવશે અને આપણા છૂટકારાને માટે તેમને સંતોષકારક બદલો મળશે ત્યારે જ આપણને છૂટાં કરવામાં આવશે."

અલ્જીનોરાએ એકસરખા ધીમે સ્વરે પૂછ્યું: "પરન્તુ, બંધુ! તમને શું એમ નથી લાગતું કે આ બધું અગાઉથી ગોઠવીને નક્કી કરી રાખવામાં આવ્યું હોવું જોઇએ? તમે શું ન જોયું કે એ ભયાનક સરદારની પાસે એક લખેલો કાગળ હતો અને તે કાગળ આપણને બારીકીથી જોતા જોતા તે વાંચી રહ્યો હતો? તમે શું એટલું ધ્યાનમાં નથી રાખ્યું કે અગાઉથી આપવામાં આવેલી ચોક્કસ સૂચનાઓ સંબંધી પણ તે મુરાદ સાથેની વાતચિત દર્મિયાન બોલ્યો હતો? અને એ મુરાદ જે મૂર મુસાફરને આપણે પેલી વીશીમાં જોયો હતો તે જ છે, નહિ વારૂ?"

બર્થોલ્ડે જવાબ આપ્યો: "અલ્જીનોરા! તમે કહો છો તે પ્રકારની માન્યતાનું કાંઇક કારણ રહે છે ખરૂં; તોપણ એ બીજા કારણથી એટલે કે તમારી જગ્યાએ મારી સ્ત્રી ગોઠવાઇ છે એ કારણથી તમને પકડવામાં આવ્યાં હોય એ લગભગ અસંભવિત છે—"

પરન્તુ અહીં આગળ તેમનો ત્વરિત અને મંદ વાર્તાલાપ અટકી ગયો, કારણકે તેઓને જે સ્થળે ઘોડાપરથી ઉતારવામાં આવ્યાં હતાં, તે સ્થળે તેઓ આવી પહોંચ્યાં હતાં. મુરાદના હુકમથી નજીકને કોઇ સ્થળેથી કેટલાક તાજા ઘોડા ત્યાં લાવવામાં આવ્યા. કારાઅલીની એક ઘોડાર ત્યાંથી નજીકમાં જ આવેલી હતી. જંગલમાંની એ ગુપ્ત ઘોડારમાંથી આણેલા બે સુંદર અરબ્બી ઘોડા ઉપર બેસવાનું બર્થોલ્ડ તથા અલ્જીનોરાને ફરમાવવામાં આવ્યું.

પછી મુરાદે પોતાની સાથે રાખવા માટે છ લૂટારાઓને પસંદ કરી લીધા, અને એ બધું મંડળ જંગલમાંની બીજી એક સાંકડી કેડીપર આગળ વધવા લાગ્યું.

પરન્તુ બર્થોલ્ડ અને અલ્જીનોરાના ધ્યાનમાં તુરત જ આવી ગયું કે તેઓને હવે ઉત્તર દિશા તરફ લઇ જવામાં આવતાં હતાં, એટલેકે કોર્ડોવાને બદલે અસ્તુરીયાની સરહદ તરફ દોરી જવામાં આવતાં હતાં.

આ ઉપરથી સ્પષ્ટ રીતે સમજાઇ જતું હતું કે સ્પેનીશ સુંદરીને કોર્ડોવાના બાદશાહી જનાનામાં સોંપવાનો લૂટારાઓનો ઇરાદો નહોતો, અને બર્થોલ્ડના એ અભિપ્રાયને આથી ટેકો મળ્યો કે આ ઘટનાને કુમારિકાની સવારીમાં અલ્જીનોરાને બદલે જોન ગોઠવાઈ એ બનાવ સાથે કશો સંબંધ નહોતો.

તો પછી તેમને કયે સ્થળે લઇ જવામાં આવતાં હશે? કાળા કપ્તાન તરફથી મુરાદને કેવા પ્રકારની સૂચનાઓ આપી રાખવામાં આવી હશે?

ગુંચવણ અને ગભરામણનો તો પાર જ નહોતોઃ પરન્તુ દુર્ભાગી બર્થોલ્ડના મનમાં એક ક્ષણભર પણ એવું ન આવ્યું કે આ મૂર લૂટારાઓ પોતાને વેલેડોલીડના ધર્માધ્યક્ષની ભયંકર સત્તામાં પાછાં સોંપવાનો હેતુ ધરાવી રહ્યા હતા!



## પ્રકરણ ૬ ઠું.

---

### બીજો હુમલો–માલાગામ્બા.

આગલા પ્રકરણમાં વર્ણવેલા બનાવને જ દિવસે, ત્યારપછી સુમારે ત્રણ કલાક પછી લૂટારાઓનો એક ગુપ્તચર ઉતાવળે ઉતાવળે કાળા કપ્તાનના તંબૂમાં આવ્યો. કારાઅલી હજી શરાબની ખુમારીમાં ગાદી–તકીયાપર આમથી તેમ આળોટી રહ્યો હતો.

આ ગુપ્તચરે એવા ખબર આપ્યા કે કુમારિકાઓની સવારી જંગલમાંના મુખ્ય રસ્તાપર પસાર થઇ રહી હતી અને હવે માત્ર પાએક કલાકમાં સવારી લૂટારાઓના ગુપ્ત સ્થાનની નજીક આવી પહોંચે તેમ હતું.

કારાઅલી એકદમ ઊભો થતો બોલ્યોઃ "આ બાબત એવી છે કે મારે જાતે તેની આગેવાની લેવી જોઇએ." પછી શરાબની બીજી પ્યાલી ચડાવીને તે તંબૂમાંથી બહાર નીકળ્યો.

જંગલની અંદર ઉંડાણમાં કેટલેકસુધી તે ચાલ્યો ગયો અને એક નાના મકાન આગળ તે થોભ્યો. એ મકાન કોઈ કઠીયારાના ઘર જેવું દેખાતું હતું. તેની પાછળ લાકડાં ભરવાની વખાર હતી. એ વખાર કઠીયારાના ઘર કરતાં લગભગ ચાર ગણી મોટી દેખાતી હતી, અને ઉપર–ઉપરથી જોનારને ખરેખર એમ જ લાગેકે કઠીયારો લાકડાં કાપતો હશે તે એ વખારમાં લાવીને ભરતો હશે; પરન્તુ વસ્તુતઃ કારાઅલી અને તેની ટોળકી માટેની તે એક મજબૂત ઘોડાર અથવા અશ્વશાળા હતી.

પોતાના માનીતા ઘોડાને ઘોડારમાંથી બહાર લાવવાની આજ્ઞા કરીને અને બાર માણસોને ઘોડાપર સવાર થઇ પોતાની પાછળ પાછળ ચાલ્યા આવવાનું ફરમાવીને કારાઅલી એક નાની કેડીપર મોખરે ચાલ્યો. એ કેડી જંગલમાંના મુખ્ય રસ્તા તરફ જતી હતી.

આ કેડી જ્યાં આગળ મોટા રસ્તાને મળી જતી હતી, ત્યાં આગળ એક બાજુએ એક ઉંચી ધાર આવી રહેલી હતી. આ ધારની પાછળ કારાઅલી તથા તેના માણસો છુપાઇ રહ્યા.

થોડી મિનિટોમાં કેટલાક ઘોડાઓનાં પગલાંનો અવાજ સંભળાવા લાગ્યો, એટલે કુમારિકાઓની સવારી નજીક આવી રહી હોવાનું તેમને માલૂમ પડ્યું. સવારી દૃષ્ટિમર્યાદામાં આવી, એટલે તુરત જ કાળા કપ્તાને પોતાના કમરપટ્ટામાંથી એક કાગળ ખેંચી કાઢ્યો અને તેમાં લખેલું વર્ણન તે ઉતાવળે મનન કરી ગયો.

ધીમે અવાજે તેણે પોતાના માણસોને કહ્યું: "પેલી રૂઆબદાર પ્રૌઢા સ્ત્રી મોખરે ચાલી રહી છે તેના ડાબા હાથપર એ જ સુંદરી પોતાના ટટ્ટુપર પ્રવાસ કરી રહી છે. હા—આ વર્ણનમાં દર્શાવ્યા પ્રમાણે જ તેણે વસ્ત્રો પહેરેલાં છે." પોતાના હાથમાંના કાગળ ઉપર આમથી તેમ દૃષ્ટિને ફેરવતો અને પુનઃ લેડી ઇલ્ડીફોન્સાના ડાબા હાથપર સવારી કરી રહેલી સ્ત્રી તરફ જોતો તે આગળ બોલ્યો: "ખુદાના કસમ! તે એક અનુપમ રમણી લાગે છે અને પોતાના ટટ્ટૂપર ફાંકડી રીતે બેઠી છે! અહા! તેના જાડા બુરખાની હેઠળ તેણે ખબરદારીથી છુપાવેલો ચહેરો પણ તેટલો જ મનોહર હોવો જોઇએ!"

પછી, પિડ્રો ડી ઝામોરાએ લખી આપેલા વર્ણનવાળો કાગળ પોતાના કમરપટ્ટાની થેલીમાં પાછો મૂકી દઇને કારાઅલીએ ઇશારો કર્યો; તે જ ક્ષણે તે અને તેના ઘોડેસવારો ગુપ્ત સ્થાનમાંથી બહાર નીકળ્યા અને મુખ્ય રસ્તા તરફ ધસ્યા.

તે સમયે જે ભય, ગભરાટ અને આશ્ચર્ય વ્યાપી ગયાં તેનું વર્ણન કરવાને કોઇ પણ લેખિની શક્તિમાન નથી. એક શાન્ત રીતે વહી જતું જળઝરણ એકાએક જ્વાળામુખી ફાટી નીકળવાથી અથવા તો પર્વતની તળેટીમાં ધરતીકંપનો સખ્ત આંચકો લાગવાથી જેવી રીતે ધગધગતા, ઉભરાતા અને ચક્કર ખાતા પાણીની નદીના



ખ્રિસ્તી કુમારિકાઓની સવારીપર કારાઅલીનો હુમલો. ( પૃષ્ઠ ૫૭ )

રૂપમાં ફેરવાઈ જાય તેવી રીતે ભૂર લૂટારાઓના આકસ્મિક દેખાવથી એ સુંદરીઓની સવારી ઉપર કારમી અસર થવા પામીઃ એવું કહીએ તોપણ એ દૃષ્ટાન્ત પૂર્ણાર્થસૂચક તો લેખાય નહિ જ.

કુમારિકાઓનાં ટટ્ટુ અત્યારસુધી તો મેંઢા જેવાં નમ્ર દેખાતાં હતાં, પણ તેમના પર સવારી કરનારી બાળાઓમાં ભય વ્યાપતાં જ તેઓ કુદકા મારવા લાગ્યાં અને પાછલા બે પગે ઊભાં થઈ ઝાડ થવા લાગ્યાં. ભયસૂચક ચીસો, આર્તનાદ અને બુમાબૂમ ચોમેર ઉઠવા લાગ્યાં. આખી સવારીમાં જાળવી રાખવામાં આવેલી પંક્તિ તથા બંદોબસ્ત તૂટી ગયાં અને હલકા કુળની કુમારિકાઓ ઉચ્ચ કુળની અસ્તુરિયન કુમારિકાઓની સાથે સેળ–ભેળ થઇ ગઇ.

આ પ્રસંગે એ બધી સ્ત્રીઓમાંથી માત્ર લેડી ઇલ્ડીફોન્સા અને જોન એ બે જ એવી સ્ત્રીઓ નીકળી કે જેઓ સમયસૂચકતા જેવું કાંઇક દર્શાવી શકી. લેડી ઇલ્ડીફોન્સાએ પોતાના ટટ્ટુને બરાબર અંકુશમાં રાખીને લૂટારાઓને આ અત્યાચાર કરવાનું કારણ પૂછ્યું, જ્યારે બહાદુર જોન કે જે અલ્જીનોરાના પોશાકમાં સજ્જ થઇ હતી અને રક્ષિકા લેડી ઈલ્ડીફોન્સાના ડાબા હાથ તરફ ચાલી રહી હતી તેણે પણ તુરત જ સરળતાથી પોતાના ટટ્ટુને તોફાન કરતો અટકાવી રાખ્યો.

પરન્તુ ત્યારપછીનો બનાવ માત્ર એક ક્ષણમાં જ બની ગયો. ફારાઅલીએ લેડી ઈલ્ડીફોન્સાને બહુ ગરબડાટ નહિ કરવાની ધમકી આપી અને તેના બે માણસોએ એકદમ જોનને પકડી. તે સામે થઇ, તેણે લૂટારાઓના કબજામાં નહિ જવાને બહુ ફાંફાં માર્યાં પણ લૂટારાઓ તેને જંગલમાં ખેંચી ગયા વિના રહ્યા નહિ.

આ ઘટના બની ગઇ એટલે કારાઅલી બર્થોલ્ડની પ્રિયતમાને–જોનને ઉપાડી જનાર પોતાના માણસોની પાછળ પોતાના બાકીના માણસોની સાથે દોડી ગયો; અને હવે આ સુંદરીઓની સવારી પોતામાંની એક સુંદરીને ખોઇ બેસીને ગભરામણમાંથી સ્વસ્થતા

ધારણ કરવા લાગી તથા જંગલમાંથી જેમ બને તેમ ઉતાવળે નીકળી જવાનો યત્ન કરવા લાગી.

જોનને કેવળ આકસ્મિક રીતે પકડવામાં આવી હતી, તેવી જ ત્વરાથી તેને ઉપાડી જવામાં આવી હતી અને તેથી વધારે ચપળ ગતિથી તેને અત્યારે જંગલની અંદર લઇ જવામાં આવતી હતી: આવા ઓચિંતા હુમલાથી તે એટલી બધી ગભરાઇ ગઇ હતી કે તેને પૂરેપૂરૂં ભાન રહ્યું નહોતું એમ કહીએ તો ચાલે. છેવટે તે કાળા કપ્તાનના તંબૂમાં પહોંચી અને ત્યાં તેને શ્વાસ ખાવાનો તથા પોતાના ગત પ્રસંગોનું સ્મરણ કરવાનો અવકાશ મળ્યો.

તેની પર કોઇ જાતનો ગેરવાજબી જુલ્મ ગુજારવામાં આવ્યો નહોતો. તેને પકડવામાં આવતી વેળાએ તે સામે થઇ હતી અને લૂટારાઓના કબ્જામાં નહિ જવાને તેણે બહુ તરફડીયાં માર્યાં હતાં, તેથી લૂટારાઓને તેના ઉપર સખ્તાઇ વાપરવી પડી હતી પરન્તુ તે સખ્તાઇ જોઇએ તે કરતાં વધારે નહોતી-પ્રમાણસર હતી. જ્યારે તેને તંબૂમાં પહોંચાડવામાં આવી, ત્યારે તેને સંપૂર્ણ કાળજીથી ગાદી ઉપર મૂકવામાં આવી અને જે બે લૂટારાઓ તેને ત્યાં ઉંચકી લાવ્યા હતા તેઓ તેને મૂકીને પોતાનું કામ પૂરૂં થતાં તુરત ત્યાંથી બહાર ચાલ્યા ગયા હતા.

એકાદ મિનિટમાં જોન સ્વસ્થ બની ગઇ અને આ બધું શા-માટે હશે એવો સ્વાભાવિક તથા સાદો પ્રશ્ન પોતાના મનને પૂછ-વાની સ્થિતિમાં તે આવી. એટલી તો તેને ખાત્રી હતી કે જે મૂરોએ આ અત્યાચાર કર્યો હતો તેઓ લૂટારા હતા. પરંતુ આખી સવારીમાંથી પોતાને એકલીને જ શામાટે ઉંચકી લાવવામાં આવી હશે તે બાબત તે સમજી શકતી નહોતી પોતાની પછી બીજી બાળા-ઓને પણ ત્યાં ઉંચકી લાવવામાં આવશે એવી રાહ જોતી તે બેઠી.

એક પછી એક મિનિટો ચાલી જવા લાગી પરન્તુ સર્વત્ર એક-સરખી શાન્તિ હતી.

તંબૂ તરફ આવતા કોઇ માણસનાં પગલાં સંભળાતાં નહોતાં. જે ઝરણના કાંઠાપર તંબૂ નાંખવામાં આવેલો હતો તે ઝરણનો ખળખળ વહેતો પ્રવાહ જ ચોપાસ આવી રહેલાં વૃક્ષોની ઘટાની વચ્ચે શબ્દ કરતો તેના સાંભળવામાં આવ્યો.

જો ત્યાંથી નાસી છૂટવાનો લાગ મળે તો તે માટે યત્ન કરવાનું તથા કાંઇ પૂછગાછ કરીને વસ્તુસ્થિતિ જાણી લેવાની સગવડ મળે તો તેમ કરવાનું જોન ભૂલી જાય તેવી નહોતી. તેને પકડી લાવનારા લૂટારાએ તેને જે ગાદી ઉપર મૂકી હતી તે ઉપરથી તે તુરત જ ઉઠી અને તંબૂના મુખ્ય પ્રવેશદ્વારના પડદા તરફ તે આગળ વધી. તેણે ધીમેથી અને સંભાળભરી રીતે પડદાને પાછો હઠાવ્યો; પરન્તુ તંબૂની બહાર હાથમાં ખુલ્લી તલ્વાર સાથે પહેરો ભરતા એક મૂર પહેરેગીરની આંખોની સાથે તેની આંખો મળી, કે તુરત જ તે પાછી હઠી ગઇ.

તોપણ તેણે પડદો બંધ કરી દીધો નહિ અને એક ક્ષણમાં સારી પેઠે સ્વસ્થ બની જઇને તેણે મૂરીશ ભાષામાં પૂછ્યું: “ મને અહીં શામાટે લાવવામાં આવી છે ? ” કહેવાની જરૂર નથી કે જેવી રીતે જોન બીજી ભાષાઓ જાણતી હતી તેવી જ રીતે તેને મૂરીશ ભાષા પણ સારી પેઠે બોલતાં આવડતી હતી.

પહેરેગીરે માનપૂર્વક જવાબ આપ્યો: “ બાઇ ! હું તમારા કોઇ પણ પ્રશ્નનો જવાબ આપી શકીશ નહિ. મને એવો હુકમ છે કે જ્યાંસુધી તમે છટકી જવાનો કશો યત્ન કરો નહિ, ત્યાંસુધી મારે તમારી સાથે સર્વ રીતે સભ્યતાથી તથા નમ્રતાથી વર્તવું. તોપણ હું તમને એટલું વધારે કહી શકું છું કે અત્યારે દેખીતી રીતે તમારા ઉપર જુલ્મ ગુજારવામાં આવેલો હોય એવું તમને લાગે છે પરન્તુ એકંદર રીતે તેથી તમને જુલ્મ નહિ માલૂમ પડે અને જે થોડો સમય તમને કેદમાં રહેવું પડશે તે માટે પણ તમને એકંદરે ખેદ નહિ થાય. વળી, તમને થોડી વારમાં એક એવે સ્થળે લઇ જવામાં આવશે કે જ્યાંથી તમને દરેક પ્રકારનો ખુલાસો મળી રહેશે. ”

આ શબ્દોનો અર્થ જોનથી જરા પણ સમજી શકાય તેવો નહોતો, તોપણ તેથી કેટલેક અંશે પોતાની સલામતી માટે પ્રતીતિ ઉત્પન્ન થતાં તેણે તંબૂના પ્રવેશદ્વારનો પડદો પાછો પાડી દીધો અને પોતે ગાદી ઉપર જઇને બેઠી. પહેરેગીરના અગમ્ય કથન તથા ભેદભર્યા સૂચનનો અર્થ શો હશે? જે ઘટના પ્રારંભમાં જ અમંગળ જણાઇ આવે છે તેમાં છેવટે પોતે સંતોષ કેવી રીતે પામવાની હશે? પોતાની આ સ્વલ્પ સમયની કેદ પણ ક્યાંસુધી ચાલશે? સ્વલ્પ સમય એટલે કેટલો સમય? થોડા કલાક, થોડા દિવસ, થોડાં અઠવાડીયાં કે થોડા મહિના? અને પોતાને ક્યાં લઇ જવામાં આવનાર છે? આ પ્રશ્નો સ્વાભાવિક રીતે જ તેના મગજમાં ઉપસ્થિત થઇ આવ્યા; પરન્તુ તેનો કશો બુદ્ધિગમ્ય ખુલાસો તેનું મગજ કરી શક્યું નહિ.

એટલામાં ગુલામના મૂરીશ પોશાકમાં સજ્જ થએલી એક હબસણ તંબૂમાં દાખલ થઈ એટલે જોનનું ધ્યાન ભગ્ન થયું. તે લગભગ વીશ વર્ષની વયની હતી. તેની આંખો કાળી હતી, દાંત હાથીદાંત જેવા શ્વેત હતા અને આફ્રીકાના વતનીઓના જેવા તેના ઓઠ વધારે જાડા હોવાથી આંખને અરમણીય લાગતા હતા. તેની સુપ્રમાણતા દીપતી હતી અને તેમાં તેના આછા પોશાકથી વૃદ્ધિ થતી હતી.

પોતાના હાથમાં એક સુંદર શાલમાં વીંટાળેલાં કપડાંનું પોટલું તે લાવી હતી. અત્યંત નીચા નમીને તેણે તે પોટલું જોનના પગ આગળ મેલ્યું.

તે મૂર બોલીમાં બોલી: "બાઇ! હું તમારી સેવા માટે નીમાઇ છું અને તમે મને માલાગામ્બા નામથી બોલાવશો. જેવી રીતે પોતાની શેઠાણીની સેવા એક ગુલામડી ઉઠાવે, તેવી રીતે હું સઘળા જરૂરના તથા યોગ્ય પ્રસંગોમાં તમારી સેવા ઉઠાવીશ. પણ જે બાબતોનો મારી સાથે કશો સંબંધ નથી તે બાબતો વિષે તમારી સાથે બોલવાની અને તમારા સવાલોના જવાબો આપવાની મને

મનાઇ કરવામાં આવી છે. તોપણ તમારી પાસે એટલો ખુલાસો કરવાનું તો મને ફરમાવવામાં આવ્યું છે કે જે કાંઇ તમારે માટે અત્યારે કરવામાં આવે છે તે બધું મિત્રતાભરી રીતે કરવામાં આવે છે, અને હવે પછી તે બાબત તમારી જાણમાં આવશે. દરવર્ષે ખ્રિસ્તી કુમારિકાઓની ખંડણી મોકલવામાં આવે છે અને તેમનું સંરક્ષણ કરવાની સૌની ફરજ મનાય છે, છતાં તે કુમારિકાઓની સવારી ઉપર હુમલો કરીને આ અત્યાચાર કરવામાં આવ્યો છે, તેથી દેશમાં કાંઇ જેવી તેવી ઉશ્કેરણી ફેલાશે નહિ. સિપાઈઓ અને ગુપ્તચરોની વ્હાર તત્ક્ષણ ચારે દિશાએ મોકલવામાં આવશે. આવા સંયોગોની વચ્ચે તમારે તમારાં વસ્ત્રો બદલાવી નાંખવાં એ અત્યંત આવશ્યક છે કે જેથી તમે કોઇ પણ સ્થળે ઓળખાઇ જાઓ નહિ. આ હેતુથી હું તમારે માટે બંધએસતાં થાય તેવાં વસ્ત્રો લાવી છું. જો આપની ઇચ્છા હોય કે તે વસ્ત્રો પહેરવામાં તમને મદદ કરવા માટે હું અહીં રહું, તો ભલે હું ખુશીથી રહીશ; પણ જો આપની મરજી તેવી ન હોય તો હું તંબૂની બહાર રહીશ."

જોને એ હબસણની આ બધી વાત આશ્ચર્ય અને રસપૂર્વક સાંભળી અને પછી તેને પૂછ્યું: "વારૂ, માલાગામ્બા! આ બધી પ્રતીતિજનક વાતો અને સૂચનાઓ મને કહી સંભળાવવાની આજ્ઞા તને કોણે કરી છે?"

માલાગામ્બાએ નમ્રતાપૂર્વક દલીલ કરી: "બાઇ! તમે મને જે કાંઇ સવાલ પૂછો તેનો જવાબ આપવાની મારી શક્તિ નથી. હું માત્ર એક ગુલામડી છું અને જે મારા માલીક છે તેમના હુકમોનો અનાદર મારાથી કરી શકાય નહિ."

જોને થોડી મિનિટોસુધી મૌન્ય ધારણ કરી રાખ્યું અને તેણે ઉંડો વિચાર કરી જોયો.

તેના મગજમાં એક એવો વિચાર આવ્યો કે કદાચ અલ્જીનોરાની જગ્યાએ સવારીમાં પોતાને દાખલ થવા દેવાથી બર્થોલ્ડને

પાછળથી પસ્તાવો થયો હોય અને તે સ્થિતિમાંથી પોતાને મુક્ત કરવા માટે લૂટારાઓની મદદ લેવાનું તેને વાજબી લાગ્યું હોય. સવારીમાંની પોતાની સ્થિતિ કદાચ બર્થોલ્ડને વધારે જોખમભરી લાગવાથી તેણે એમ પણ કર્યું હોય. પરન્તુ થોડો વધારે ઉંડો વિચાર કરતાં તેને એ કલ્પના દૂર ફેંકી દેવાનું જ ઠીક જણાયું.

સૌથી પહેલાં તો બર્થોલ્ડ અદૃઢ મનનો નહોતો કે બ્હીકણ સ્વભાવનો નહોતો. તેણે પોતાનો અભિપ્રાય ઉતાવળે બાંધી લીધો નહોતો કે જેથી અવકાશ મળતાં એ અભિપ્રાય ધરાવવા માટે તે શોકાતુર બને. તેણે કોઇ પણ કાર્યો અસાધારણ ઉતાવળમાં કર્યાં નહોતાં, કે જેથી થોડીવાર પછી તે કાર્યો રદ કરવા જેવું પગલું તે ભરે. વળી જે ગુપ્ત ભેદો કાલાત્રાવાના કિલ્લામાં માલૂમ પડ્યા હતા અને જેનો ખુલાસો કોર્ડોવાના મૂરીશ રાજમહેલમાં થઇ શકે તેમ હતું, તે ભેદોની ધીમે ધીમે થતી ખીલવણીનો નાશ કરી નાંખે તેવો પણ બર્થોલ્ડ નહોતો. કદાચ જોન જે નવી કાર્યવાહીમાં પડવાની હતી તે કાર્યવાહીમાં તેને પડવા દેવા માટે બર્થોલ્ડને પાછળથી પસ્તાવો થયો હોય, તોપણ આટલા ટૂંકા વખતમાં–માત્ર થોડાએક કલાકમાં તેને મૂર બાદશાહ ગુસ્સે થાય તે પ્રકારના કાર્ય માટે પોતાનાં સાધનો તરીકે વાપરવા સારૂ લૂટારાઓની ટોળી તૈયાર કેવી રીતે મળી આવે ?

નહિ, તેનો પ્રિયતમ બર્થોલ્ડ આ બધી કાર્યવાહીના કારણરૂપ કદાપિ ન હોય. તો પછી એ ભેદનો બીજો ખુલાસો શો હોઇ શકે ? જોનની કલ્પનામાં બીજો કોઇ જાતનો ખુલાસો આવી શક્યો નહિ.

થોડીએક મિનિટોસુધી આ પ્રમાણે નિષ્ફળ વિચાર કરી રહીને જોને પોતે જે વસ્તુસ્થિતિમાં મુકાઇ હતી તે વસ્તુસ્થિતિને અનુકૂળ રહીને વર્તવાનો જ નિશ્ચય કર્યો, કારણકે તેની પ્રત્યે આદર તથા માનપૂર્વક વર્તન ચલાવવામાં આવતું હતું.

છેવટે મૌન્ય ત્યજીને તે બોલીઃ " માલાગામ્બા ! તું જે વસ્ત્રો લાવી છે તે હું પહેરીશ અને તું મને તે પહેરવામાં મદદ કર."

આમ કહીને તે ગાદીપરથી ઉઠીને ઊભી થઈ, બુરખો તેણે ફેંકી દીધો અને પોતે પહેરેલાં વસ્ત્રો તેણે કાઢવા માંડ્યાં. જે વસ્ત્રો આડ્રીડ ખાતે તેણે આગલી સાંજે પોતાનાં વસ્ત્રોના બદલામાં અલ્જીનોરા પાસેથી મેળવીને ધારણ કર્યાં હતાં તે વસ્ત્રો તેણે તુરત કાઢી નાંખ્યાં.

જોનને ધ્યાનપૂર્વક–પ્રશંસક દૃષ્ટિથી અવલોકીને માલાગામ્બા બોલીઃ "બાઇ! તમે અત્યંત સુંદર છો." જોકે માલાગામ્બા એ શબ્દો ધીમા પણ સુશ્રાવ્ય સ્વરે બોલી હતી, તોપણ તેને લાગ્યું કે પોતાથી એ પ્રમાણે પોતાના વિચારને શબ્દોરૂપે ભાનરહિતપણે ઉતાવળથી દર્શાવી દેવાયા હતા. તે પુનઃ બોલીઃ "હા બાઈ! તમે ખરેખર બહુ સુંદર છો! તમે માત્ર શરીરે જ સુંદર છો એમ નથી, પરન્તુ તમારા વિશાળ તેજસ્વી કપાળ અને ચળકતી આંખોમાં જે બુદ્ધિમત્તા રહેલી છે તેની સુંદરતા તમારા બીડાયલા ઓષ્ઠથી પ્રતીત થતી નિશ્ચયાત્મક વૃત્તિમાં દેખાઇ આવે છે, તમારા ઉમદા હૃદયમાં ઉભરાઇ રહે છે અને તમારી પ્રત્યેક ખૂબીની અંદર એ સુંદરતા ઉચ્છ્વાસ ભરી રહી હોયની, એવું લાગે છે. તમારો દેખાવ કેવો એક મહારાણીના જેવો છે! અને તોએ તમારો ચહેરો કેવો માયાળુ જણાય છે! તમે જાણે કે અધિકાર ચલાવવાને જ જન્મ્યાં હો, છતાં પ્રેમ ધરાવવાને અને આજ્ઞા કરવાને સર્જાયાં હો એવાં દેખાઓ છો, એટલું જ નહિ પણ હૃદયના કુમળા તથા ઉંડા ભાવપૂર્વક પૂજવાયોગ્ય પણ હો એવાં જણાઓ છો! અહા! ખરેખર, તમારે માટે એક સાચો પ્રેમી આટલું બધું કરે તેમાં શી નવાઇ છે?"

પ્રશંસા કરવાના ઉત્સાહમાં ખેંચાઇ ગએલી હબસણના મ્હોંમાંથી અસાવધાનતાથી એ શબ્દો નીકળી પડ્યા. એ શબ્દોના અર્થે જોનના હૃદયના મર્મભાગપર વિજળીથી ઉત્પન્ન થતી ધ્રુજરીના જેવી અસર કરી.

ઉત્સાહના ઉભરાથી જોનનો સુંદર ચહેરો ચળકી ઉઠ્યો, કાર-

ણકે એ શબ્દોથી તેને બર્થોલ્ડના અમર્યાદિત પ્રેમની પ્રતીતિ આવી ગઈ અને તેથી તેનું હૃદય આભારવૃત્તિથી ભરાઇ ગયું. તે બોલી: " અહા! જે સંશય એક ક્ષણસુધી મારા મનમાં આવ્યો હતો અને જેને મેં નાપાયાદાર માનીને ફેંકી દીધો હતો, તે સંશય તેં અનિચ્છાએ અને અસાવધાનતાથી પરન્તુ ચતુરાઇપૂર્વક સાચો હોવાનું કહી દીધું છે!"

" યા ખુદા! હું શું બોલી ગઈ? મેં એ શું કરી નાંખ્યું?!" હબસણ મનમાં બરબડી. તે ભયથી વિહ્વળ બની જતી દેખાઇ. પછી તંબૂના પ્રવેશદ્વાર તરફ ઉતાવળે જઇને તેણે પડદો ખસેડી બહાર ડોકીઉં કર્યું અને જોયું કે મૂર પહેરેગીર ત્યાંથી કેટલેક દૂર હતો અને પોતાના શબ્દો તેને કાને ન પડે એટલે છેટે તે ઊભો હતો. તે સારી પેઠે શાન્ત વદને જોન તરફ પાછી ફરી.

માલાગામ્બાનો હાથ પોતાના હાથમાં લઇને અને તેના તરફ માયાળુતા દર્શાવીને જોન બોલી: " માલાગમ્બા! થોડી વાર પહેલાં મને જે સંશય આવ્યો હતો તે સંશય તેં સાચો જણાવ્યો છે. ખરેખર, મારો એક પ્રિયતમ છે—" તે હેતુપૂર્વક આડી નજરે જોતી આગળ બોલી: " એટલે આ કાર્યના ભેદનો બીજો કાંઇ ખુલાસો મારા ધ્યાનમાં આવે પણ ક્યાંથી? આથી મારા મગજમાં એમ આવ્યું હતું કે જેનો મારા પર પ્રેમ છે તે જ મને કુમારિકાઓની સવારીમાંથી મુક્ત કરાવવાનો ખરેખરો યોજક હોવો જોઇએ."

માલાગામ્બા મસ્તક નીચું નમાવી રહી અને તેણે કશો જવાબ આપ્યો નહિ.

જોન અત્યંત મૃદુ તથા આશ્વાસનદાયક સ્વરે આગળ બોલી: " તારા મુખમાંથી થોડા શબ્દો નીકળી ગયા, તેવા ગેરડહાપણ માટે હવે તું પસ્તાય છે. એ થોડા શબ્દો તો માત્ર મારા સંશયની વાસ્તવિકતા દર્શાવનારા જ હતા, અને શું તેથી તું પસ્તાય છે? હું સોગંદપૂર્વક કહું છું કે આ બનાવ હું માત્ર મારી તથા તારી વચ્ચેનો જ સમજીશ–ગુપ્ત રાખીશ."

હબસણ હજી મૌન જ રહી; પરન્તુ તેણે જોનનો હાથ પોતાના હાથમાં લઇને પોતાના ઓઠે અડકાડી તેને પૂર્ણ આભારવૃત્તિથી ચુંબન કર્યું.

જોન ધીમે સ્વરે બોલી: "માલાગામ્બા! હવે માત્ર મને એક જવાબ આપ, નહિ તો જે અકળામણમાંથી તેં મને મુક્ત કરી છે તે કરતાં વધારે સખ્ત મુંઝવણની સ્થિતિમાં હું આવી પડીશ. મારો પ્રિયતમ ક્યાં છે? અને મને ક્યાં લઇ જવામાં આવનાર છે?"

જેટલા બને તેટલા ધીમા સ્વરે અને રખેને કોઇ સાંભળી જાય એવા ભયપૂર્વક હબસણે જવાબ આપ્યો: "બાઇ! તે ક્યાં છે તે હું બરાબર જાણતી નથી; પણ મેં જે કાંઇ જોયું છે તે ઉપરથી હું માનું છું કે સરદારના નજીકના કોઇ ગુપ્ત કિલ્લાની અંદર તેને રાખવામા આવ્યો છે–જો તેને બીજે કોઇ સ્થળે ખસેડવામાં આવ્યો ન હોય તો—"

જોને એકદમ પૂછ્યું: "ત્યારે શું તે એક કેદી છે?" આશ્ચર્ય તથા ભયની મિશ્રિત રેખાઓ તેના વદનપર તરી આવી.

અકળામણ અને ભીતિપૂર્વક માલાગામ્બા બોલી: "બાઈ! હવે મને કશું પૂછશો નહિ–હું તમને વિનવું છું કે કૃપા કરીને હવે મને એક શબ્દ પણ પૂછશો નહિ."

જોન બોલી: "પણ બ્હેન! આટલું તો તારે મને કહેવું જ પડશે; જેને હું ચાહું છું અને જેણે આ કાર્ય માટે લૂટારાઓને રોક્યા છે—"

"ચૂપ, બાઇ! હવે બસ! હું તમને કહું છું." માલાગામ્બા ભયથી થરથર કમ્પતી બોલી: "તમારો પ્રિયતમ જ્યાંસુધી પોતાના છૂટકારાના બદલામાં પૂરેપૂરી રકમ આપી ન શકે ત્યાંસુધી તે એક કેદી છે. તેણે કાળા કપ્તાન અને તેની ટોળકીને તમને મુક્ત કરવા માટે રોક્યાં છે. બસ, એટલું હું જાણું છું–ખુદાના કસમ! એથી વધારે હું તમને કશું કહી શકું તેમ નથી!"

"બરાબર, હવે જરા યાદ કર અને મને કહી શકે તેવું હોય તે કહે." જોન બોલી. જેમ જેમ તે હબસણના મુખમાંથી વધારે ને વધારે વિગતો સાંભળતી જતી હતી તેમ તેમ તે વધારે ને વધારે આશ્ચર્ય પામતી જતી હતી. બિચારી હબસણ વાત કહેવાને તો બહુ નાખુશ નહોતી, પરન્તુ તે અત્યંત ભય પામેલી હતી તેથી જ જવાબ દેવાની ના કહેતી હતી. જોન તેને આગ્રહ કરતી બોલીઃ "વારૂ, માલાગામ્બા! હવે કહે જોઇએ; જેને તું કાળો કપ્તાન કહે છે તેને હાથે મારો પ્રિયતમ ક્યારે કેદ પકડાયો? કયે સ્થળે તે કેદ થયો? તે એકલો હતો કે તેની સાથે કોઇ સ્ત્રી હતી? અને જો હોય તો તે સ્ત્રીનું શું થયું? શું તે સ્ત્રી પણ હાલ કેદમાં જ છે? આમ આવ, માલાગામ્બા! એટલો જવાબ મને આપ—"

પૂરેપૂરી–અંતઃકરણપૂર્વકની ગંભીરતાથી માલાગામ્બા બોલીઃ "બાઇ! ખુદા–પરવરદેગાર અને પેગમ્બરના સોગંદ લઇને હું તમને કહું છું કે તમે મને જે સવાલો પૂછ્યા છે તેનો જવાબ આપવાને હું અશક્ત છું. હું માત્ર એક ગુલામડી–મહાન સરદાર કારાઅલીની ગુલામડી છું–અને જે કાંઇ થોડું મેં તમને જણાવી દીધું છે તે પણ મેં બીજાઓને વાતચીત કરતા છૂપી રીતે સાંભળેલા તે ઉપરથી હું જાણી શકી છું–તે સંબંધે કશી ખાસ વિગત મારા જાણવામાં આવેલી જ નથી."

માલાગામ્બા સાચું બોલતી હતી કે જૂઠું કહેતી હતી તે પારખવાને જોને માલાગામ્બાના વદનનું બરાબર નિરીક્ષણ કર્યુંઃ પરન્તુ માલાગામ્બા એ નિરીક્ષણમાં સાચી ઠરી. હવે જોન સમજી કે માલાગામ્બાને કાંઇ વધારે પૂછવું તે કેવળ નકામું હતું. આ કારણથી ઉભય વચ્ચેની વાતચીતથી વસ્ત્રો ધારણ કરવાનું કાર્ય વિલંબમાં પડ્યું હતું, તે તરફ હવે જોને ધ્યાન આપ્યું.

પરન્તુ જ્યાં માલાગામ્બાએ પોટલું છોડ્યું, ત્યાં તો જોન આશ્ચર્યથી ચમકી ગઈ. તે પોટલામાં તેણે એક મૂરીશ સ્ત્રી માટેનાં

સઘળાં વસ્ત્રો બાંધેલાં જોયાં–બદન, પહોળી બાંયની ઇજાર, પાઘડી, કમરે બાંધવાની કીંમતી શાલ અને જાડો સફેદ બુરખોઃ એ બધાં વસ્ત્રો જોઇને જોનને આશ્ચર્ય થયું.

જૂદાં જૂદાં વસ્ત્રો બતાવતી માલાગામ્બા બોલીઃ " બાઇ! આ વસ્ત્રો તમને બરાબર બંધબેસતાં થઇ રહેશે. " પછી વધુ વિચાર કરવાનો જોનને અવકાશ આપ્યા વિના માલાગામ્બાએ પૂરતી સંભાળથી જોનને એ બધાં વસ્ત્રો પહેરાવ્યાં.

ટૂંકામાં કહેતાં થોડા જ સમયમાં આપણી નાયિકા મૂરીશ સ્ત્રીના પોશાકમાં સજ્જ થઇ ગઇ. તેના લાંબા–સુંવાળા વાળ તેની પાઘડીના આંટા હેઠળથી બહાર દર્શન આપી રહ્યા હતા. બદન તેને બરાબર બંધ બેસી રહ્યું હતું અને તે ઉપરથી ખુલ્લું હોવાથી છાતીનો કેટલોક ભાગ બહાર દેખાતો હતો. ઇજારની ખુલ્લી બાંયો ઘુંટણ આગળ એકઠી થઇને સંકોચાઇ જતી હતી અને ઘુંટણસુધીના પગ ખુલ્લા રાખવામાં આવ્યા હતા. પગે સુંદર ચંપલો પહેરાવવામાં આવી હતી. પણ જ્યારે તેણે પોતાના માથાપર બુરખો પહેર્યો, ત્યારે તેને એક રીતે ઠીક લાગ્યું, કારણકે તેણે પહેરેલા બદનથી છાતીનો કેટલોક ભાગ ખુલ્લો રહી જતો હતો અને એક ખ્રિસ્તી સ્ત્રીના નિયમ મુજબ તેમ જ સભ્યતાની ખાતર છાતીનો એ ખુલ્લો રહેલો ભાગ ઢાંકવો જોઇએ, જે હેતુ એ બુરખો ઓઢવાથી જ સરી શક્યો.

આ પ્રમાણે વસ્ત્રોના ફેરફારથી જોનના દેખાવમાં જે ફેરફાર થયો, તેથી માલાગામ્બાને બહુ આનંદ થયો. જોન નવાં વસ્ત્રો પહેરી રહી એટલે તેની તરફ સ્થિર દૃષ્ટિથી જોતાં માલાગામ્બાની મોટી કાળી આંખો ચળકવા લાગી, તેની શ્વેત દંતપંક્તિ ચમકી રહી અને તેના શ્યામ વદન ઉપર રતાશ ચડી આવી.

તે એકદમ બોલીઃ " હવે હું તમારે માટે થોડો નાસ્તો લાવું છું–તમને ભૂખ પણ લાગી હશે. "

પછી તે તંબૂમાંથી બહાર ચાલી ગઇ અને થોડી વારમાં મીઠાં ફળ, થોડી મીઠાઇ અને શરબતથી ભરેલી એક શરાઇ લઇને તે તંબૂમાં પાછી ફરી. જોને તેમાંથી થોડાં ફળ ખાધાં અને થોડું શરબત પીધું : પરન્તુ મીઠાઇ જેવા ભારે પદાર્થને તેણે હાથ લગાડયો નહિ.

જોન નાસ્તો કરી રહી એટલે માલાગામ્બા બોલીઃ " બાઇ! હવે આપણે અહીંથી જવું જાઇએ. "

જોને પોતાના મ્હોં ઉપર બુરખો બરાબર ઢાંકી દીધો અને હબસણ તંબૂમાંથી બહાર નીકળી આગળ આગળ ચાલી તથા જોન પાછળ ચાલી. થોડે છેટે દશ–બાર લૂટારાઓની ટોળકી કારાઅલીની સરદારી હેઠળ ઘોડાપર સવાર થઈને તૈયાર ઊભી હતી. એક મૂર ખાસદાર બે સુંદર અશ્વોની લગામો પકડીને ઊભો હતો, જેમાંના એક અશ્વને બીજા કરતાં વધારે સારી રીતે સામાન નાંખીને શણગારવામાં આવ્યો હતો.

એ સુંદર સામાન નાંખીને શણગારવામાં આવેલા અશ્વ ઉપર બેસવામાં જોનને કારાઅલીએ મદદ કરી. માલાગામ્બા બીજા અશ્વપર પોતાની મેળે જ બેસી ગઇ. પછી એ આખું મંડળ ઉત્તર દિશાને રસ્તે ચાલવા લાગ્યું. એ જ રસ્તે થોડા કલાક પહેલાં બર્થોલ્ડ અને અલ્જીનોરાને લઇ જવામાં આવેલાં હતાં.

## પ્રકરણ ૭ મું.

### જોન અને હબસણ.

આખું મંડળ ગંભીર ચુપકી ધારણ કરીને આગળ ચાલવા લાગ્યું. થોડી વારમાં જંગલ પૂરૂં થઇ ગયું. પછી તેઓએ ખેતરોની વચ્ચેની નાની ચાલો અને ઝાડની હારોની વચ્ચેના સાંકડા રસ્તાપર આગળ ચાલવાનું ચાલુ રાખ્યું. સૂર્યાસ્ત થતાં તુરત જ તેઓ એક એકાંત નાના મકાન આગળ થોભ્યાં, જયાં એક વૃદ્ધ મૂર ડોસીએ તેમનો સત્કાર કર્યો.

જોન અને હબસણ ઘોડાપરથી નીચે ઉતર્યાં એટલે તેમને એ ડોસી એક ઓરડામાં લઇ ગઇ અને લૂટારાઓ બીજા ઓરડામાં ગયા. બેઉ ઓરડામાં મેજ ઉપર નાસ્તો પીરસીને તૈયાર રાખવામાં આવ્યો હતો.

માલાગામ્બાએ મૃદુ આગ્રહયુક્ત સ્વરે કહ્યું: "બાઈ! તમે પણ થોડો નાસ્તો લેશોને? હું ધારૂં છું કે આજની રાત્રે થોડો વધુ વખત આપણે મુસાફરીમાં જ ગાળવાનો છે અને તેથી તમને થોડો ખોરાકનો ટેકો જોઇશે."

હબસણના એ શબ્દો ઉપરથી જોને કલ્પના કરી કે માલાગામ્બાએ પહેલાં જે ખુલાસો પોતાની પાસે કર્યો હતો તે કરતાં વધારે વિગત લૂટારાઓની યોજનાના સંબંધમાં તે જાણતી હોવી જોઇએ. તેણે માલાગામ્બાને પૂછ્યું: "તું શા ઉપરથી એમ ધારે છે કે અત્યારે આપણે અહીંથી આગળ પ્રવાસ કરવાનાં છીએ?"

માલાગામ્બાએ જવાબ આપ્યો: "બાઈ! આવી મુફલીસ વીશીમાં તમને રાત ગાળવી પડે એવો કારાઅલીનો ઇરાદો કદાપિ ન હોય એવું હું માનું છું. તે ઉપરથી વળી માડ્રીડના આખા પ્રાંતમાં તેનાં ઘણાં વધારે સગવડભરેલાં નિવાસસ્થાનો અને કિલ્લાઓ પણ છે."

હવે જોનને સંતોષ થયો કે માલાગામ્બાએ જે કાંઇ કહ્યું હતું તે સત્યનિષ્ઠાથી અને કશું છુપાવ્યા વિના પોતાની જાણમાં હતું તે બધું કહ્યું હતું. તેની ખાત્રી થઇ કે તે કારાઅલીની એક માત્ર ગુલામડી હતી, તેના વિશ્વાસુ માણસ તરીકે નહોતી. જોને તેને પૂછ્યું: "જે સ્થળે મારા પ્રિયતમને કેદ રાખવામાં આવ્યો છે, તે સ્થળે આજ રાત્રે આપણે પહોંચી જઇશું કે કેમ, તે મને તું કહી શકીશ નહિ?"

માલાગામ્બાએ જવાબ આપ્યો: "ના, બાઇ—એ સંબંધે તો હું કશું અનુમાન પણ કરી શકતી નથી."

જોન બોલીઃ "પણ તારા માલીકનાં રહેઠાણોથી તું સારી પેઠે જાણીતી છે, તો પછી તેમાંના એક રહેઠાણે આપણે થોડા કલાકના પ્રવાસ પછી પહોંચી શકીશું કે નહિ તે તું મને કહી શકે."

હબસણે જવાબ આપ્યોઃ "જ્યારથી હું કારાઅલીના હાથમાં પડી ત્યારથી હું પેલા કઠીયારાના ઝુંપડામાં જ રહી છું; આજે પહેલી જ વાર એ સ્થળ મેં છોડયું છે." એટલું કહેતાં માલાગામ્બાની આંખોમાં આંસુ ચમકયાં અને સીસમના કાળા લાકડાપર બાઝેલાં ઝાકળનાં બિંદુઓની પેઠે તેના શ્યામ કપોલ ઉપર ધીમે ધીમે આંસુનાં બિંદુ નીચે ઉતરવા લાગ્યાં.

એ ગરીબ ગુલામડીનો હાથ પોતાના હાથમાં લઇને મૃદુ આશ્વાસન આપતે સ્વરે જોને તેને પૂછ્યુંઃ "કાળા કમાનના કબ્જામાં રહે તને કેટલો વખત થયો?"

માલાગામ્બાએ તેને જવાબ આપ્યોઃ "બે વર્ષ થયાં. પહેલાં હું કોર્ડોવાના એક મૂર અમીરના ઘરમાં હતી. એક વાર મારો માલેક પોતાના ઘરની સ્ત્રીઓ અને નોકર-ચાકરો સાથે મુસાફરી કરી રહ્યો હતો, એવામાં મુસાફરી દર્મિયાન કારાઅલીની ટોળકીએ અમારી ઉપર અલમારડેન અને હોર્નીલોની વચ્ચે હલ્લો કર્યો. એ બેઉ નગર કોર્ડોવાથી માડ્રીડ તરફ જતાં મુખ્ય રસ્તે આવેલાં છે. મારો માલેક અને તેના પુરૂષ નોકરો તથા ગુલામો લૂટારાની સાથે સારી પેઠે લડીને છટકી જઈ શકયા, પરન્તુ તેમનો સરસામાન, તે ઉપાડનારાં ખચ્ચર અને સઘળું સ્ત્રીમંડળ લૂટારાના હાથમાં સપડાયું."

જોને પૂછ્યુંઃ "અને તું એ કેદ પકડાએલાઓમાંની જ એક હતી કે?"

માલાગામ્બાની ખુલ્લી છાતી ઉંડા નિઃશ્વાસથી નીચે દબાતી દેખાઇ અને તે બોલીઃ "હા બાઇ! એ કેદીઓમાંની જ હું એક હતી. પરન્તુ એ ઘરડો મૂર અમીર બહુ ખરાબ માલેક હતો અને તેની ચાર સ્ત્રીઓ તરંગી, મિજાજી તથા અત્યંત જુલ્મી હતી,

જ્યારે કારાઅલી અને તેના માણસોએ મારી તરફ કોઇ વાર દુષ્ટ કે ક્રૂર વર્તન ચલાવ્યું નથી."

જોન બોલી: "એટલે તારા માલેકોના ફેરબદલાથી તને લાભ થયો છે, માલાગામ્બા! તો પછી તું રૂએ છે અને નિઃશ્વાસ નાંખે છે—"

ધીમે સ્વરે પરન્તુ વદનમંડળમાં વ્યાકુળતા દાખવતાં માલાગામ્બા વચમાં બોલી: "અહા! બાઇ! તમે પણ એક પ્રેમિકને ચાહો છો એટલે પ્રેમિકથી છૂટા પડવામાં કેટલું દુઃખ સમાએલું છે તેનો ખ્યાલ તમને હોવો જોઇએ. જોકે કેટલાંક અજ્ઞાન અને નિર્દય મનુષ્યો એવું કહે છે કે સફેદ ચામડીના ખ્રિસ્તીઓ કે બદામી ચહેરાના મૂરો જેવી લાગણીઓ અને વાસનાઓ ધરાવે છે તેવું કશું આફ્રીકાની ગરીબ છોકરીઓ ધરાવતી નથી, તોપણ, બાઈ! એવો નિર્દય અભિપ્રાય તમે નહિ ધરાવતાં હો એ બદલ મારી ખાત્રી છે."

જોન બોલી: "બિલકુલ નહિ, માલાગામ્બા!" તેણે પૂછ્યું: "ત્યારે શું તું તારા પ્રેમિકને ચાહતી હતી અને અત્યારે તને તેનાથી છૂટી પાડવામાં આવી છે?"

માલાગામ્બાએ જવાબ આપ્યો: "હા; તે પણ મારી સાથે રહેલો જ એક ગુલામ હતો. તેનું નામ છે–કીયામીલ. કોઇ પણ મૂર મહાલયમાંનું કાળા આરસનું બાવલું તેના શરીરની સુપ્રમાણતાની બરાબરી કરી શકે તેમ નથી. જેવો તે ઘાટમાં સુપ્રમાણ છે તેવો તે ચહેરે પણ સુંદર છે અને તેનું હૃદય અત્યંત ઉદાર વૃત્તિથી ભરેલું છે. જ્યારે મારા એ છેલ્લા માલેકની સવારી ઉપર હલ્લો થયો, ત્યારે કીયામીલ હોર્નીલોના કોઈ સારા મુસાફરખાનામાં અગાઉથી ઉતારાની સગવડ કરી રાખવા માટે અમારી આગળ કેટલાક માઇલ ગયો હતો, એટલે મારૂં રક્ષણ કરવાને તે તે વખતે નજીક નહોતો. યા ખુદા! ત્યારપછી તુરત જ જ્યારે તેણે સાંભળ્યું હશે કે તેને અત્યંત ચાહનારી–પ્રાણથી પણ અધિક માનનારી માલાગામ્બાને કારાઅલીની ટોળકી હરી ગઇ છે, ત્યારે તેને કેવું લાગ્યું હશે!"

આ દુઃખદાયક પ્રસંગનું સ્મરણ થઇ આવતાં બિચારી માલાગામ્બાનું હૃદય ચિરાઇ જવા લાગ્યું અને પોતાના હાથ હેઠળ મ્હોં છુપાવીને તે પુષ્કળ રોઇ.

જોને આશ્વાસક તથા વાત્સલ્યદર્શક સ્વરે કહ્યું: "ધૈર્ય ધર! માલાગામ્બા! ધૈર્ય ધર! જો મને તારા માલેક કારાઅલીની સાથે વાતચીત કરવાની તક મળશે, તો હું તારી વતી ઘટતી દલીલ કરીશ. અથવા તો જો મારી શક્તિ પ્રમાણે તારા બદલામાં કાંઇ નાણું માંગવામાં આવશે તો તેમ કરવાને હું તૈયાર થઇશ—"

માલાગામ્બા જોનને પગે પડી અને જોનના હાથને પહેલાં પોતાને ઓઠે તથા પછી પોતાને હૃદયે લગાડીને બોલી: "અહો! ઉમરાવ દિલનાં બાઇ! ખુદા તમારા શિરપર કૃપાની વૃષ્ટિ કરે એવી મારી પ્રાર્થના છે! હું તમારો અંતઃકરણથી-ઉંડા અંતઃકરણથી આભાર માનું છું-પણ-પણ-બાઇ! તમારી માયાળુ માંગણી હું સ્વીકારી શકતી નથી; કારણકે જો કારાઅલી જાણે કે મેં તમારી સાથે આ પ્રમાણે બહુ છૂટથી વાતચીત કરવાની હિંમત કરી છે અને શેઠ-નોકર વચ્ચેના ભેદની મર્યાદા મેં ઓળંગી છે, તો તે મારા પર અત્યંત ક્રોધ કર્યા સિવાય રહે નહિ."

એ ગરીબ બાળા ઉપર અપરિમિત દયા ધારણ કરતાં જોન બોલી: "પણ મારી પોતાની તરફથી જ જાણે કે બોલતી હોઉં તેવી રીતે હું તેને કાંઇ કહી શકું. હું તેને જણાવી શકું કે મારે એક ગુલામડી જોઇએ છે અને માલાગામ્બાને લેવાનો મારો વિચાર થયો છે—"

જોનના હાથને પોતાના ઓષ્ઠની સાથે પુનઃ દાબતી માલાગામ્બા વચમાં બોલી ઉઠી: "હા, બાઇ! જો એવું કહેવાની કોઇ તક મળે તો તમે ભલે તેને એ પ્રમાણે કહેજો!" પછી જોનના પગ આગળથી ઉઠીને રખેને કોઇ સાંભળી જાય એવા ભયપૂર્વક અત્યંત ધીમા સ્વરે તે બોલી: "કારાઅલી એક અસાધારણ માણસ છે: તે

બીજાઓના જેવો નથી. કોઇ વાર તે ઉદાર દિલનો બની જાય છે અને કોઈવાર ક્રૂર રાક્ષસ જેવો બની જાય છે. સ્ત્રીની પેઠે તેને પણ કોઇ વાર તરંગો થઇ આવે છે.” પોતે પકડાઇ તે સમયના બનાવનું કથાનક કહી સંભળાવતાં મનમાં કાંઇક ગુંચવાતી માલાગામ્બા મસ્તક નીચું નમાવીને બોલી: “ જ્યારે હું પહેલવહેલી એ ટોળીને હાથે પકડાઈ, ત્યારે કારાઅલીના એક સહાયક મુરાદે મારા પર તેનો હક્ક હોવાનું જણાવ્યું હતું. તેણે મને પોતાની રખાત બનાવી હોત. આહ ! તો પછી મારી અને કીયામલની વચ્ચે એક મોટું આવરણ પેદા થવા પામતઃ પરન્તુ ખુદાએ મારા પર કૃપા વરસાવી અને મને તે આફતમાંથી–તે અધમાધમ પતનમાંથી બચાવી લીધી ! તે વખતે હું તુરત જ કારાઅલીને પગે પડી અને મેં તેની દયાની યાચના કરી–તેને વચ્ચે પડવાની વિનતિ કરી અને મારૂં રક્ષણ કરવાની તેને પ્રાર્થના કરી. મને તેના સરદારની જ દયા યાચતી જોઇને મુરાદ મારી તરફ હસવા લાગ્યોઃ પરન્તુ કારાઅલીના સ્વભાવમાં જે તીવ્ર અને અદ્‌ભુત આવેગ વસી રહેલો છે તે આવેગનું તેણે તે સમયે દર્શન કરાવ્યું. તેણે એકદમ સોનામહોરોથી ભરેલી એક થેલી મુરાદની તરફ ફેંકી–એ જ થેલી તેણે મારા માલેક મૂર અમીર પાસેથી મેળવી હતી–અને તે બોલ્યોઃ ‘ લે, લે, લૂટમાંનો મારો ભાગ ભલે તું લઇ જા, પણ એ હબસણ છોકરી તું મને સોંપી દે ! ’ મુરાદ ધનનો બહુ લોભી છે, એટલે તેણે એ સોનામહોરો ખુશ થઇને લીધી અને મારા પરનો પોતાનો દાવો તેણે છોડી દીધો. પછી કારાઅલીએ મને પેલા મોટા જંગલમાંના કઠીયારાના ઘરમાં મોકલી દીધી અને ત્યાં રહેતી કારાઅલીની એ પ્રિયતમાઓની સેવા ઉઠાવવાનું કામ મને ફરમાવ્યું. એ પ્રમાણે બે વર્ષ વીતી ગયાં: અને કારાઅલીને હાથ પડ્યા પછી અત્યારે પહેલી જ વાર હું એ જંગલમાંથી બહાર નીકળી છું.”

જોન બોલી: “ તો પછી તારા કથનપરથી એટલું તો જણાઇ આવે છે કે કારાઅલી કેવળ નિષ્ઠુર નથી; અને જો હું તેને તારા

સંબંધે કહું, અથવા તો તને છોડાવવાને યોગ્ય બદલો આપું, તો કદાચ તે વાત સાંભળીને તે સંબંધે તે વિચાર કરે ખરો. હરકોઇ રીતે, હું તને ભૂલીશ નહિ, માલાગામ્બા! અને તારી હિમાયત કરવાનું પણ છોડી દઇશ નહિ. પરન્તુ આપણે જે સમયે પ્રવાસ કરી રહ્યાં છીએ તે સમયે એ બાબત વિષે કારાઅલી પાસે વાત કાઢવાનો પ્રસંગ મેળવવો એ ઠીક નથી; કારણકે આખી મંડળીને મોખરે ઘોડા પર બેસીને તે ચાલે છે અને મારી સાથે તે એક શબ્દ પણ બોલ્યો નથી."

માલાગામ્બા બોલી: "બાઇ! તે તમારી સાથે અત્યંત સન્માનથી, કાળજીથી અને સભ્યતાથી વર્તે છે, કારણકે તેણે તમને કોર્ડોવાના રાજાને ભરવાની ખંડણીવાળી કુમારિકાઓની સવારીમાંથી છોડાવવા બદલ તેમ જ તમારા પ્રેમિકને પણ મુક્ત કરવા બદલ સારી પેઠે બદલો મેળવ્યો છે—અથવા તો તુરતમાં તે મેળવવાનો છે. કારાઅલી જે કાંઇ કામ માથે લે છે, તે કામમાં થએલા ઠરાવ મુજબ—જરા પણ ફેરફાર વિના તે અક્ષરશઃ વર્તે છે; પરન્તુ તે સાથે એટલું-એ ખરૂં કે સામા માણસ પાસેથી પણ ઠરાવનો અમલ કરાવ્યા વિના તે તેને છોડતો નથી. અહા! બાઇ! તે ખરેખર એક મહાન સરદાર છે અને તમે જુઓ છો કે તે મૂર રાજાની વિરુદ્ધનું કાર્ય કરવાની પણ હિંમત ધરે છે. મેં સાંભળ્યું છે તે મુજબ આ જાતની લૂટારૂ ટોળીઓ સ્પેનમાં ઘણી છે, પણ આખા સ્પેનમાંનો બીજો કોઇ પણ લૂટારાનો સરદાર સો કુમારિકાઓની સવારીને ખંડિત કરવાને હુમલો કરવાની હિંમત ભીડી શક્યો નથી. પરન્તુ કઠીયારાના ઘરમાંની તેની બે પ્રિયતમાઓ છે તેમને ઘણી વાર એવું કહેતો મેં કારાઅલીને સાંભળ્યો છે કે સ્પેનમાં ખરેખરા મહાન પુરૂષો માત્ર બે જ છે: જેમાંનો એક તે પોતે અને બીજો કોઇ ગોંઝાલેઝ એન્ડયુજાર નામનો છે, જેના સંબંધમાં તમે કદાચ કાંઈ સાંભળ્યું હશે."

ગોંઝાલેઝે બજાવેલી પોતાની સેવાનું જોનને સ્મરણ થઇ આવ્યું અને તેના પ્રત્યેના આભારથી જોનનું હૃદય ભરાઇ ગયું. તેના

પ્રતિના યોગ્ય સન્માનદર્શક સ્વરે જોન બોલીઃ "એ બળવાન્ યુદ્ધવીર સંબંધે મેં કેટલુંક સાંભળ્યું છે. તે જેવો શૂરો છે તેવો જ ઉદાર દિલનો પણ છે." તુચ્છકારદર્શક સ્વરે તે આગળ બોલીઃ "પરન્તુ હું પૂછું છું કે શું આ કારાઅલી પોતાને એ ગોંઝાલેઝની સાથે તુલનામાં મૂકવાની હિંમત ધરે છે? વીર ગોંઝાલેઝનાં કાર્યો ઉગ્ર દેશાભિમાનથી પ્રેરાયલાં છે—કારાઅલીની પેઠે તે કાંઈ લૂંટ માટે કે બદલો મેળવવા માટે બહાદૂરીનાં કાર્ય કરતો નથી."

માલાગામ્બા ધીમે સ્વરે બરબડીઃ "ચૂપ, બાઇ! કદાચ આપણી વાતચીત કોઇ સાંભળી જશે!" તે બિચારીની ભયભીતતા તેના કમ્પતા સ્વરમાં તથા ચિંતાતુર વદનમાં જ પ્રતીત થઇ રહી હતી.

તેને ભયભીત થએલી જોઇને જોને પૂછ્યુંઃ "માલાગામ્બા! તને કારાઅલીનો બહુ ભય લાગે છે શું?"

માલાગામ્બાએ તુરત જવાબ આપ્યોઃ "હા. જો તે ધારે તો તે નિર્દય બને અને વેર વાળ્યા વિના રહે નહિ!" થર થર કમ્પતાં તે આગળ બોલીઃ "મેં તેની નિર્દયતાની ભયાનક વાતો સાંભળી છે; અને વળી, જ્યારે તેને દારૂનો નશો ચડે છે, ત્યારે તો તે બહુ જ ઉશ્કેરાઈ જાય છે! પરન્તુ આપણે તો ગોંઝાલેઝ એન્ડયુજારની વાત કરતાં'તાં, બાઈ! હું તમને કહેતી'તી કે ગોંઝાલેઝની સાથે હાથોહાથ આવી જવાની ભારે મહત્ત્વાકાંક્ષા કારાઅલી ધરાવે છે. તે કેટલીક વાર બે રાજ્યોની હદ ઓળંગીને અસ્તુરીયામાં ગયો છે અને લૂટો ચલાવે છે તે એવી આશાથી કે ઓકા પર્વતોના બહારવટીયા સાથે ભેટો થઇ જાય તો ઠીક. કારાઅલી કહે છે કે અસ્તુરીયાના સિપાઇઓની સાથે લડવું અને સ્ત્રીઓની સાથે લડવું એ બરાબર છે, એટલે તેને બહાદૂર પુરૂષોની ટોળી સાથે લડવાની બહુ ઇચ્છા છે. હું ધારૂં છું કે ગોંઝાલેઝની સાથે ભેટો કરવાની તેની ઇચ્છા એટલી બધી વધી ગઇ છે કે એક વાર તેણે તેને ખુલ્લા શબ્દોમાં લડવાનું

આહ્વાન મોકલ્યું હતું; પરન્તુ પછી એવી અફવા સંભળાઈ હતી કે ગોંઝાલેઝે તેનો જવાબ તિરસ્કારમાં વાળ્યો હતો. તેણે એમ જણાવ્યું હતું કે પોતે લડવાનું માન સાચા બહાદૂર પુરૂષોને જ આપે છે પરન્તુ એ માન કદી લૂટારાઓને તે આપતો નથી; તેથી જ્યારે જ્યારે એવા તુચ્છ લૂટારાઓ પોતાની અડફેટમાં આવી જાય છે ત્યારે ત્યારે તેમને પોતાની તલ્વારવડે પોતે કાપી નાંખીને જ શાન્ત રહે છે! એક વાર આ બાબત વિષે કારાઅલીની સ્ત્રીઓ કઠીયારાના ઝુંપડામાં વાતચીત કરતી હતી તે અકસ્માત્ મારા સાંભળવામાં આવી ગઈ હતી. એમ જણાતું હતું કે કારાઅલીના યુદ્ધના આહ્વાનને એ પ્રમાણે ગોંઝાલેઝે તુચ્છકારી કાઢ્યું તેથી તેમનો ધણી–કારાઅલી બહુ જ કોપાયમાન થઈ ગયો હતો."

જોન બોલીઃ "પેલા જંગલમાં આઘે કઠીયારાનું ઝુંપડા જેવું ઘર છે તેની તું વાત કહે છે? શું કાળા કમાનની સ્ત્રીઓ ત્યાં રહે છે? જ્યારે દેશના જૂદા જૂદા ભાગોમાં કારાઅલીના આટલા બધા કિલ્લાઓ આવી રહેલા છે, ત્યારે તે તેમને વધારે સારા સ્થળમાં કેમ રાખતો નથી?"

આ પ્રશ્ન સાંભળતાં માલાગામ્બાની આંખો ચળકી ઉઠી અને તે કાંઇ વિશેષ અદ્‌ભુત વાતો કહેવાને ઉત્સુક બનતી દેખાઇ. તે બોલીઃ "વધારે સારૂં સ્થળ, બાઇ? એ સ્ત્રીઓને એક લૂટારાની સ્ત્રીઓ કે રખાતોને બદલે રાજરાણીઓને છાજે તેવી ભભકાદાર રીતે રાખવામાં આવે છે! પણ મારા શબ્દોમાં રહેલો ભેદ હવે હું તમને સમજાવું છું." પોતાના સ્વરને અત્યંત ધીમો કરીને તે આગળ બોલીઃ "એ ઝુંપડું અને તેની સાથે જોડેલી કઠીયારાની વખાર જેવી ઘોડાર એ બન્ને એક કોતરની કોરણપર આવેલાં છે. કોતર જોકે બહુ સાંકડું છે તોપણ તે બહુ જ ઉંડું છે. તેની બાજુએ ખડબચડી ભેખડો આવેલી છે અને બન્ને બાજુઓ તદ્દન સીધી છે. તેને તળીયે ઉના–વરાળો નાંખતા પાણીનો પ્રવાહ વહી રહ્યો છે. એ કોતર એક

વિશાળ ખાડના જેવું છે અને તેની બાજુઓની પેઠે તેના છેડા પણ એવા સીધા છે કે કોઇ પણ માણસ તેમાં ઉતરી શકે નહિ. પણ કોતરની એક બાજુમાં ત્રણ બારીઓ કોતરી કાઢવામાં આવી છે અને તેની આજુબાજુની ભેખડો એવી રીતે રાખેલી છે કે કોતરની સામેની બાજુની કિનારીપર ઊભો રહીને કોઇ માણસ જુએ તોપણ તે તે બારીઓને જોઇ શકે નહિ કઠીયારાના નાના સરખા ઘર અને તેની લાકડાં ભરવાની વખાર જેવી ઘોડારની નીચે ભોંયરૂં છે અને તેમાં જૂદા જૂદા ઓરડાઓ છે, તેમાં હવા તથા અજવાળું આ બારીઓવાટે દાખલ થાય છે. આ ઓરડાઓની છત સુંદર કોતરણી તથા કારીગીરીવાળી છે અને આરસના સુંદર સ્થંભોના ટેકાથી તે રહેલી છે. દિવાલો નકસીકામવાળી છે અને ભોંયતળીયાપર ગાલીચા જડી લેવામાં આવેલા છે. ટુંકામાં દરેક જાતનાં સુખ, વિલાસ અને મોજશોખ માટેનાં સાધનો ત્યાં વસાવવામાં આવેલાં છે. ત્યાં એક ફુવારો હમેશાં જલધારાઓ ઉડાવતો જ રહે છે અને તેથી આસપાસની હવા ઠંડી તથા ખુશનુમા રહ્યા કરે છે. સુંદર તબકોમાં મનોરંજક સુગંધી પદાર્થો ત્યાં રાતદહાડો રાખેલા જ હોય છે, એટલે ચોપાસ સુગંધ તો પ્રસરી રહેલી જ હોય છે. આ ભૂગર્ભના સ્વર્ગમાં એક આરસની સીઢીદ્વારા દાખલ થઇ શકાય છે અને એ સીઢીનો એક છેડો એ કઠીયારાના ઘરમાં રહેલો હોય છે. ત્યાં આગળનું સીઢીનું મ્હોં એક છુપાદ્વારવડે બંધ રાખવામાં આવે છે." પોતે જરા પણ જૂઠું કે અતિશયોક્તિભર્યું કથન કરતી નથી એવો સરલ ભાવ વદનપર દર્શાવતી માલાગામ્બા બોલી: "અહા ! બાઇ! તમે આશ્ચર્ય તો પામશો જ: પણ હું ખાત્રીથી કહું છું કે જે પ્રમાણે મેં કહ્યું છે તે પ્રમાણે જ ત્યાં બધી ગોઠવણ કરવામાં આવેલી છે."

જોન બોલી: "હા, હું આશ્ચર્યચકિત થઇ છું એ વાત ખરી છે, પણ હું એ વાત તરફ શંકાશીલતા ધરાવતી નથી, કારણકે મેં

મારી જાતે પણ સ્પેનની અંદર ભૂગર્ભમાં રહેલા ઓરડાઓ તથા વિશાળ ખંડો અને તેમાં મોજશોખનાં કે વિલાસનાં સાધનોને બદલે ભય ઉપજાવનારા આશ્ચર્યજનક તથા ભેદભર્યાં પદાર્થો રહેલા જોયા છે. પણ છોકરી! થોડા વખત પહેલાં તો તું મારી સાથે બહુ સંભાળથી અને ખપજોગી વાતચીત જ કરતી હતી અને અત્યારે શું મારી પ્રત્યે તું આટલો વિશ્વાસ ધરાવતી બની ગઇ છે?"

જાણે કે જોનનો એ પ્રશ્ન જ પોતાની કૃતઘ્ન વૃત્તિને બદનામ કરી રહ્યો હોય તેવી રીતે વદનપર ખિન્નતા લાવતી માલાગામ્બા બોલી: "એક માત્ર કીયામીલ વિના બીજા કોઇએ મને આપના જેવા માયાળુ શબ્દો કહ્યા નથી અને મેં તેવા શબ્દો કદાપિ સાંભળ્યા પણ નથી; અને વળી મારા છૂટકારા માટે કારાઅલી પાસે હિમાયત કરવાનું તથા બદલો આપવાનું પણ તમે મને વચન આપ્યું છે, એ શું હું નથી સમજતી? અહો! માયાળુ બાઈ! આ બધાનો બદલો હું મારૂં હૃદય સંપૂર્ણ નિખાલસપણાથી તમારી પાસે ખુલ્લું કરૂં તે સિવાય બીજો શો આપી શકું? હું સમજું છું કે તેથી જ મારા માટેની તમારી લાગણી વધશે અને હું તમારા વિશ્વાસને પાત્ર થઈ શકીશ. વિશેષમાં હું સંતુષ્ટ છું—મને પૂરી ખાત્રી છે કે જે કાંઇ વાતો હું તમને કહું છું તે બધી તમે પૂરી રીતે ગુપ્ત રાખશો: કારણકે તમારી વદનચર્યામાં જ હું એટલી સરલતા તથા ઉદારતા જોઇ શકું છું અને તેથી મારા દિલની બધી વાતો તમારી પાસે ખુલ્લી કરી નાંખવા હું આનંદપૂર્વક લલચાઈ ગઇ છું."

જોન બોલી: "માલાગામ્બા! તારૂં હૃદય ભલું છે અને તારો સ્વભાવ માયાળુ છે. તું આવી ગુલામીની હાલતમાં અથવા દુ:ખમાં રહી છે તે જાણીને હું દિલગીર થઉં છું. તને મુક્ત કરવાને માટે હું મારાથી બનતું કર્યા વિના નહિ રહું અને તને શી રીતે મારે મુક્ત કરવી તે બાબત તો ભવિષ્યના સંજોગો ઉપર જ હું રહેવા દઉં છું. પણ હવે આપણે કારાઅલી તથા તેની ટોળીની વાતચીત પાછી

ચલાવીએ-હું તને એ પૂછતી'તી કે શું કારાઅલીએ પુષ્કળ ધન એકઠું કર્યું હશે ?"

માલાગામ્બાએ જવાબ આપ્યો: "હા બાઇ! એમ કહેવાય છે તો ખરૂં ! સ્પેનના આ વિભાગમાંના જૂના ખ્રિસ્તી મઠોનાં તથા આશ્રમોનાં સંખ્યાબંધ ખંડેરો છે અને એ બધાં ખંડેરોમાં કારાઅલીના ખજાના છે એવી વાતો લોકો કરે છે." વદન ઉપર ગાંભીર્ય ધારણ કરતી માલાગામ્બા આગળ બોલી: "ના, બાઇ ! એટલું જ નહિ, પણ મેં એવું સાંભળ્યું છે કે પોતાનો ખજાનો છુપાવવાને એ બધાં ખંડેરો ખોદતાં કારાઅલીને બીજા ધનના ભંડારો હાથ લાગ્યા હતા કે જે ભંડારો ધનવાન સ્પેનીશ લોકોએ મૂર લોકોના પહેલી વારના આક્રમણ સમયે ભોંયમાં દાટી દીધા હતા ! તમે જાણતાં હશો, અથવાતો તમે સાંભળ્યું હશે કે સ્પેનનાં વિશાળ જંગલોમાં તથા પર્વતશ્રેણીમાં એવી એવી ગુફાઓ છે કે જેમાં સોનું-રૂપું તથા હીરા-માણેકના ભંડારો દાટી રાખેલા છે અને તે ઉપર નિર્જીવ પૂતળાંઓ પોતાના હાથમાં ખુલ્લી તલવારો રાખીને પહેરો ભરે છે ! લોખંડી બખ્તરોવાળા અથવાતો આરસમાંથી કોતરી કાઢેલા ભયાનક યુદ્ધવીરોની પેઠે તેઓ પોતાની અંધારી ગુફાઓમાં અથવાતો ઉંડા ભોંયરાના ઓરડાઓમાં મૌન તથા સ્થિર ઊભા રહે છે: પરન્તુ કોઇ વાર જ્યારે એ અંધકારમય એકાન્તમાં કોઇ મનુષ્ય પગ મૂકે છે અથવાતો કોઇ ખજાનો શોધનાર તે જમીન ખોદવા લાગે છે, ત્યારે તે પૂતળાંઓ પોતાની સમાધિમાંથી જાગૃત થાય છે અને ત્યાં ઘુસી જનાર મનુષ્યો ઉપર તૂટી પડીને ભયાનક રીતે વેર વાળે છે. આ પૂતળાંઓ કાંઇ ખરેખર પત્થરમાંથી કોતરી કાઢેલી પ્રતિમાઓ હોતી નથી; તેઓ તો સમાધિસ્થ થએલા યુદ્ધવીરો હોય છે. પુરાતન સમયના એ મહાન સરદારો અત્યારે મંત્રમુગ્ધ સ્થિતિમાં રહેલા હોય છે; તેઓ જમાનાઓસુધી ઉંઘે છે પરન્તુ જો કોઇ મૃત્યુલોકનો માનવી ત્યાં જાય છે અને તેમની શાંતિનો ભંગ કરવા લાગે

છે, તો તેઓ થોડી વાગ્ને માટે જાગૃત થઈ જાય છે." પોતાના મુખના જ અદ્દભુત કથાનકથી અને વહેમી વૃત્તિથી ગંભીર બનતી તથા કંપતી માલાગામ્બા ધીમે સ્વરે ભયભીત મુદ્રાથી આગળ બોલી: "પણ એમ કહેવાય છે કે કારાઅલી પાસે કાંઇ મંત્ર કે જાદૂ છે અને તેના પ્રભાવથી તે એ મંત્રમુગ્ધ યુદ્ધવીરોના પહેરાને ગાંઠતો નથી તેમ જ યુદ્ધવીરો પણ તેના ઉપર પોતાનો હાથ અજમાવી શકતા નથી, એટલે તે એ ગુફાઓમાં નિર્ભય રીતે જઇ શકે છે. બાઇ ! મારા ભોળપણ ઉપર તમે હસતાં હો એવું તમારા મુખ ઉપરથી જણાય છે, પરંતુ આ બાબતના સંબંધમાં તમે જરા પણ શંકા ધરાવશો નહિ. સ્પેન એક જાદૂથી ભરેલો મુલક છે. અહીંનું એક પણ ખંડેર ભૂત-પ્રેતના વાસ વિનાનું નથી, સ્પેનનું એક પણ દેવળ પ્રેતાકૃતિઓ વિનાનું નથી અને એક પણ ગુફા તેમાંના છૂપા ખજાના વિનાની નથી, એટલું જ નહિ પણ એકકે ખજાનો દૃશ્ય કિંવા અદૃશ્ય ચમત્કારિક પહેરેગીર સિવાયનો પણ નથી."

એ વાત ખરી છે કે જ્યારે માલાગામ્બા બોલતી હતી, ત્યારે જોનના વદન ઉપર હાસ્ય સ્ફુરી રહ્યું હતું; પરન્તુ માલાગામ્બાની વાતપરથી તેના અજ્ઞાનને બદલે તેના ભોળા સ્વભાવ ઉપર દયા અને આશ્ચર્ય ઉપજવાથી જોનને હસવું આવતું હતું.

પહેલાં તો જોનને આ કથાનક એટલું હાસ્યજનક તથા નિરર્થક લાગ્યું કે તત્સંબંધી પોતાના અવિશ્વાસનો શબ્દ ઉચ્ચારવાની પણ આવશ્યકતા તેને જણાઇ નહિ; પરન્તુ એ હાસ્ય ઉપર માલાગામ્બાએ જે મૃદુ કટાક્ષ કર્યો હતો અને તેણે જે એમ કહ્યું હતું કે સ્પેનના દરેક ખંડેરમાં કાંઇ ને કાંઇ ભેદ કે ચમત્કાર રહેલો જ હોય છે, તે ઉપરથી જોનના સ્મૃતિતંતુઓ ઝણઝણી ઉઠયા.

તે ઉપરથી તેને કાલાત્રાવાના કિલ્લામાં જોયેલું અને સાંભળેલું બધું અચાનક યાદ આવ્યું. સ્વાભાવિક રીતે જ તેના મગજમાં એવું આવ્યું કે એક હાડપિંજર પોતાનો રક્તમાંસહીન હાથ પોતાની

મેળે ઉંચો કરે તથા એક પાષાણની પ્રતિમા જ્ઞાન તથા ભવિષ્ય-કથનના શબ્દો બોલે એ જો સંભવિત હોય,* તો પછી મંત્રમુગ્ધ બનેલા યુદ્ધવીરો છૂપા ખજાનાના પહેરેગીરો તરીકે રહે અને કોઈ કોઇ વાર તેઓમાં જીવનની શક્તિ આવે એવું જાદૂએ અસ્તિત્વ ધરાવે એવી વાત માનવી એ કાંઇ ગેરવાજબી નથી.

આ વિચારો તેના મગજમાં આવતાં વદન ઉપર એકાએક ગાંભીર્ય ધારણ કરીને અને સ્વર તથા રીતભાતમાં આશ્ચર્ય વ્યક્ત કરીને જોન બોલી: "માલાગામ્બા ! એવા પ્રભુનિયુક્ત દૈવી બનાવોની સંભવિતતા અમાન્ય કરૂં એવી હું અભિમાનિની નથી, કારણકે પ્રભુની ઇચ્છાથી હરકોઈ પ્રકારનો બનાવ સંભવિત છે. તેની મરજી આગળ કશુંએ અસંભવિત નથી. વળી છેલ્લા થોડા દિવસમાં મેં પણ એટલા બધા અદ્દ્ભુત પ્રસંગો નિહાળ્યા છે કે જો સારી સત્તાથી કે સાબીતીથી કોઇ વાત મને કહેવામાં આવે તો તે ગમે તેવી અસાધારણ હોય, તોપણ તે નહિ માનવા જેવી અશ્રદ્ધાળુ હવે હું રહી શકું નહિ, પણ આપણી અત્યારની વાતચીતના સંબંધમાં હું એટલું પૂછવાની જરૂર જોઉં છું કે, કારાઅલી જેવો માણસ કે જેના હાથમાં જૂના વખતમાં દટાએલા ખજાના અનેકવાર આવવા પામે છે તે કોર્ડોવાના બળવાન રાજાને અર્પણ થએલી કુમારિકાઓની સવારીપર હલ્લો કરવા જેવું જોખમભરેલું સાહસ એક ભાડુતી માણસ તરીકે કરવાને તૈયાર થાય તેનું કારણ શું ?"

માલાગામ્બા બોલી: "અહા ! બાઇ ! તમે એટલું યાદ રાખજો કે કાળો કમાન એક બાજુએ બહુ લોભી છે અને બીજી બાજુએ અત્યંત ઉડાઉ છે ! તેના દરેક ગુપ્ત નિવાસસ્થાનમાં તેના જનાના અને ઘોડારો રહેલી છે. વળી તેને તેના મોટી સંખ્યાના

---

* જોન આ વિચાર કરી રહી છે તત્સમયનું ચિત્ર આ પુસ્તકના પૂઠાપર છાપેલું છે. જોન તથા માલાગામ્બા બેઠાં છે, તેની પાછળ જોનની તત્સમયની વિચારસૃષ્ટિનું આલેખન છે.

અનુયાયીઓનો એટલે કે લૂટારાની ટોળીઓનો પણ નિર્વાહ કરવો પડે છે. એ લૂટારાઓની લાલસા અને ઉડાઉપણું કાળા કમાનના જેવું જ છે અને તેમની એ જરૂરીઆતો પૂરી પાડવાને તે બંધાએલો છે. આ કારણથી તેને નાણાંની ટંકશાળની જ જરૂર પડે છે એમ કહીએ તો ચાલે. જે રીતે તે અત્યારે રહે છે તે હિસાબે ગણતાં તેને દર અઠવાડીએ એક વાર તો એકાદ ખજાનો શોધવો જ પડે. વળી એમ કહેવાય છે–એ વાત ખરી છે કે નહિ તે હું જાણુતી નથી–કે કાળો કમાન બાદશાહ અબ્દુ રહેમાનને સોનામહોરો અને જવાહીરની છૂપી રીતે મોટી વાર્ષિક ખંડણી આપે છે અને તે કારણથી જ બાદશાહ અબ્દુ રહેમાન કારાઅલીના લૂટના ધંધા તરફ આંખમીંચામણી કર્યા કરે છે અને જ્યારે જ્યારે રાજ્યનો વડો વજીર–મુખ્ય મંત્રી પર્વતોમાંથી તથા જંગલોમાંથી લૂટારાઓને પકડવા કે હાંકી કાઢવા માટે લશ્કર મોકલે છે, ત્યારે રાજા અબ્દુ રહેમાન પોતે છૂપી રીતે કારાઅલીને અગાઉથી વેળાસર ચેતવણી આપી દે છે એટલે તે સાવધ બની જાય છે!"

જોન બોલી: "બસ, બસ, તેં હવે મારી ખાત્રી કરી આપી છે કે કારાઅલી સંબંધી કેટલીક અતિશયોક્તિભરી લોકવાયકા ગમે તે પ્રકારની હોય તોપણ તે એક બહુ પ્રતાપી માણુસ છે; અને હવે માલાગામ્બા—"

આ વાતચીતમાં લગભગ એક કલાક વ્યતીત થઇ ગયો હશે એવું સાંભરી આવવાથી હબસણ એકાએક બોલી: "બાઇ! હવે કૃપા કરીને આપ થોડો નાસ્તો કરી લો, કારણકે આપણુને હવે તુરતમાં જ આગળ જવું પડશે એમ હું માનું છું."

જોને થોડો ફળ–મેવો અને ઘઉંના લોટની બનાવેલી ભાખરી ખાધાં. તેણે માલાગામ્બાને પણ એ નાસ્તામાં ભાગ લેવાનો આગ્રહ કર્યો અને તેણે તે સ્વીકાર્યો.

થોડી વારમાં તેમને એક લૂટારાએ બોલાવ્યાં. મકાનમાંથી

બહાર નીકળતાં આગળ મુસાફરી કરવા માટે બીજા ઘોડા તૈયાર ઊભા રહેલા તેમના જોવામાં આવ્યા.

રૂપેરી ચંદ્રલેખા આકાશમાં ઉદય પામતી હતી. ચંદ્રલેખા તથા તારકવૃંદના ઝાંખા પ્રકાશમાં અદ્દભુત ચુપકી વચ્ચે પુનઃ પ્રવાસ શરૂ થયો.

બે કલાક વ્યતીત થતાં માડ્રીડના મીનારાઓ દૂરથી દષ્ટિગોચર થવા લાગ્યા; પરન્તુ શહેરને ડાબે હાથ રહેવા દઇને આખું મંડળ ઉત્તર દિશા તરફ આગળ વધ્યું.

મધરાત થતાં તેઓ એક એકાન્ત વીશીમાં ઉતર્યાં. જોનને ખબર આપવામાં આવી કે હવે સ્હવારસુધી આરામ લેવા માટે જ ત્યાં સૌએ રોકાવાનું છે. જોનને આરામ માટે એક ઓરડામાં લઇ જવામાં આવી. માલાગામ્બા તેની તહેનાતમાં હાજર રહેલી હતી.

પ્રભાત થતાં પુનઃ પ્રવાસ આગળ ચાલુ કરવામાં આવ્યો અને આખું મંડળ અતિત્વરાથી આગળ વધવા લાગ્યું; બે-ત્રણ સ્થળે થોડા થોડા કલાકને આંતરે વિસામો લેવા માટે સૌ રોકાયાં હતાં. ત્યાં તેમને માટે બીજા તાજા ઘોડાઓ આણવામાં આવતા હતા, એટલે તેઓ ફુએનકારાની નજીક જઇ પહોંચ્યાં ત્યારે બપોરના ત્રણ વાગવાનો સમય જ માત્ર થયો હતો.

પરન્તુ નગરમાં પ્રવેશ કરવાને બદલે તેઓ નાના રસ્તાઓપર થઇ ગોથીક મઠનાં ખંડેરો તરફ ચાલ્યાં. આ ખંડેરોમાં જ કાળા કપ્તાનનો સૌથી પહેલો પરિચય વાચકોને કરાવવામાં આવ્યો હતો.

ખંડેરના પ્રવેશદ્વાર આગળ આખું મંડળ ઘોડાપરથી ઉતરી ગયું અને ટોલીડો ખાતે જવાના રસ્તામાં દાખલ થતાં પહેલાં પેલા મોટા જંગલમાં જેવી રીતે કારાઅલીએ જોનને ઘોડાપર બેસવામાં મદદ કરી હતી, તેવી રીતે અત્યારે તેણે જોનને ઘોડાપરથી ઉતરવામાં પુનઃ મદદ કરી.

તે બોલ્યોઃ " બાઈ! મહેરબાની કરીને તમે મારી સાથે આવો." પછી માલાગામ્બા તરફ ફરીને તે બોલ્યોઃ " અને માલાગામ્બા !

આ ખ્રિસ્તી સન્નારીની સેવા ઉઠાવવાનું તારે ચાલુ રાખવાનું છે, કારણકે ઘણું કરીને તેમને આ સ્થળે થોડા દિવસ હજી રહેવું પડશે. ”

જોને ઉતાવળે પૂછ્યું: “ શું હજી મારો પ્રવાસ પૂરો થયો નથી ?”

કારાઅલીએ તુરત જ માનપૂર્વક ઉત્તર આપ્યો: “ ના, બાઇ ! હું જાણું છું ત્યાંસુધી તો તમારો પ્રવાસ હજી પૂરો થયો નથી. ” પછી તેને એ ખંડેરમાં દોરી જતાં કારાઅલી બોલ્યો: “ અને હવે તમે એક એવા માણસને મળશો કે જે માણસ તમને જોઇને અત્યંત આનંદ પામશે અને જેને મળીને તમે પણ એકસરખો આનંદ જરૂર અનુભવશો.” કાળો કપ્તાન આગળ બોલ્યો: “ આ બાબતમાં હવે વધારે વખત ગુપ્તતા જાળવવાની જરૂર નથી, કારણકે મેં માથે લીધેલું કામ સંપૂર્ણ સફળતાથી પાર ઉતરી ચૂક્યું છે. બાઇ ! આ બધા કાર્યક્રમનો હેતુ મેં તમને પહેલાં સમજાવ્યો નહિ તેનું કારણ એ હતું કે આ સ્થળે તમને સહીસલામત રીતે લાવી શકું ત્યાંસુધી તમને કશું નહિ કહેવાનું જ મેં ડહાપણભર્યું માન્યું હતું. હવે અહીં તમને માલૂમ પડશે કે એક ચોક્કસ વ્યક્તિ તમને પોતાના બાહુપાશમાં પડેલાં જોવાની ચિંતાથી મરી રહી છે. ”

સાધારણ વિનોદાત્મક રીતે ઉચ્ચારવામાં આવેલા આ શબ્દોથી જોનના મગજમાંનો રહ્યો–સહ્યો થોડો પણ સંશય એકદમ ઉડી ગયો અને તે માનવા લાગી કે પોતાને કુમારિકાઓની સવારીમાંથી ઉંચકી લાવવાના આ પ્રકારના સાહસનો યોજક બર્થોલ્ડ સિવાય બીજો કોઇ પણ ન હોવો જોઇએ. બર્થોલ્ડે જ પોતાને પાછી આણવા માટે લૂટારાઓને રોક્યા હોવા જોઇએ અને જ્યાંસુધી બર્થોલ્ડ એ કાર્યને માટે પૂરતા બદલાની રકમ લાવી આપે નહિ ત્યાંસુધી તેને કેદી તરીકે રાખવામાં આવ્યો હોવો જોઇએ તથા અત્યારે કારા- અલી પોતાને બર્થોલ્ડની સમીપે જ લઇ જતો હોવો જોઇએ : એવી દૃઢ કલ્પનાઓ જોનના મગજમાં ઉત્પન્ન થવા લાગી.

છેલ્લા ચોવીસ કલાક દર્મિયાન જે વિચારો જોનના મગજમાં

રમણ કરી રહેલા હતા, તે વિચારો એક વાર ફરીથી તેના મગજમાં થઇને વાયુવેગે પસાર થઇ ગયાઃ બર્થોલ્ડે આમ શામાટે કર્યું હશે? જોનની મહત્ત્વાકાંક્ષાઓ પ્રત્યેની બર્થોલ્ડની સહાનુભૂતિ કરતાં તેનો જોન માટેનો પ્રેમ શું બળવત્તર હશે? તેણે જોનને વિખ્યાતિ, સત્કીર્તિ અને મહત્તા સંપાદન કરવા માટેના માર્ગમાંથી આ પ્રમાણે એકાએક પાછી વાળવા જેવું પગલું ભર્યું, તે તેણે પરિપક્વ વિચારપૂર્વક ભર્યું હશે કે માત્ર ક્ષણિક આવેશને વશ થઇને ભર્યું હશે?

કાલાત્રાવાના કિલ્લાવાળા વયોવૃદ્ધ પુરૂષે લખી આપેલા કાગળમાંની આજ્ઞાઓનો ભંગ કરવાની જોનને ફરજ પડે એવો જ શું બર્થોલ્ડે ખરેખર જાણી જોઇને નિશ્ચય કર્યો હશે? અથવા તો શું તેણે કોઇ એવી શોધ કરી હશે કે જેથી તેણે આ પ્રમાણે જોનને એ વયોવૃદ્ધ પુરૂષની આજ્ઞાઓ પ્રમાણે વર્તવાના માર્ગમાંથી પાછી ફેરવવાનું વાજબી માન્યું હશે? કિંવા શું તેના ઉગ્ર પ્રેમાવેશના પ્રચંડ તથા અજીત આવેગને વશ થઇને જ તેણે આ પ્રમાણે કર્યું હશે?

જોને પોતાના મનને પૂછેલો એ છેલ્લો પ્રશ્ન જ જો આ બધા ભેદને ખરેખરી રીતે ઉકેલનારો હોય, તો તેને એમ લાગ્યા સિવાય ન રહે કે આવા અગાધ પ્રેમના પાત્ર બનવું એ અત્યંત મધુર છે, પરન્તુ બીજી બાજુએ તેને તેથી ખેદ પણ થાય કે પોતાની મહત્ત્વયુક્ત પરન્તુ અજ્ઞાત ભાગ્યરેખાઓ તરફ જવાના માર્ગમાંથી પોતાને ભ્રષ્ટ કરનારો પણ એ જ પ્રેમ થઇ પડયો.

આવા વિચારો અત્યારે જોનના મગજમાં રમમાણ થઇ રહેલા હતા! તેણે પોતાના મ્હોં ઉપર બુરખો પહેરી લીધો હતો, અને મૂરીશ પોશાકમાં તે સજ્જ થએલી હતી. આવી સ્થિતિમાં તે પૂર્વોક્ત મઠના ખંડેરના ત્રણ–ચાર ભાગ્યાતૂટયા ખંડોમાં થઇને કારાઅલીની સાથે ચાલી.

માલાગામ્બા તેની પાછળ પાછળ ચાલી. ચાલતાં ચાલતાં તે જોનનાં સુઘટિત અવયવો મુસલમાની પોશાકમાં કેવાં સુંદર દેખાતાં હતાં તેનાં વખાણ જ પોતાના મનમાં કરી રહી હતી.

જોન સાથેના વાર્તાલાપના ધારાપ્રવાહને પુનઃ ગ્રહણ કરતાં કારાઅલી બોલ્યોઃ "હા બાઇ! જેણે તમારે માટે અસાધારણ લાગણી દર્શાવી છે તે મનુષ્યની સમીપે હવે તમે ક્ષણવારમાં પહોંચી જશો. હું આશા રાખું છું કે કાળા કપ્તાન અને તેના બહાદુર સાથીઓએ તમારી પ્રત્યે અત્યંત કોમળ, માનયુક્ત અને યોગ્યતા-ભરેલું વર્તન ચલાવ્યું છે તે બાબત તમે તેને ખાત્રી આપશો."

"મહાન્ સરદાર! તે બાબત તમે તમારા મનમાં ખાત્રી રાખજો." સુવર્ણવાદ્યના મધુર નિનાદના જેવા સ્વરે જોને બોલી. વિષયી લૂટારાના કાનપર એ મધુર સ્વર પડતાં તે આતુરતાપૂર્વક જોનના વદનપરના બુરખાની આરપાર ભેદક દૃષ્ટિથી જોવા યત્ન કરવા લાગ્યો, કારણકે તેણે ધાર્યું કે એ સુંદરીનો જેવો સ્વર મધુર છે તેવું તેનું વદન પણ સુંદર હોવું જોઇએ. જોન બોલીઃ "તમે નક્કી માનજો કે તમે મારી પ્રત્યે જે સભ્યતાભરેલું અને માયાળુ વર્તન ચલાવ્યું છે તે વિષે હું તેમને કહેવાનું વિસરીશ નહિ." માલાગામ્બા તરફ ક્ષણભર તેણે પાછું વાળીને જોયું અને કહ્યુંઃ "અને કારાઅલી! જ્યારે તમારી સાથે વાતચીત કરવાની મને તક મળી છે ત્યારે મારી સેવાર્થે તમે રાખેલી આ આફ્રીકન છોકરીના સંબંધમાં હું તમને થોડું કહેવા ઇચ્છું છું. એ છોકરી મને એટલી ગમે છે કે મને તેનાથી છૂટા પડવાનું બિલકુલ ગમતું નથી."

કાળા કપ્તાને કહ્યુંઃ "બાઇ! એ બાબત સંબંધે વાતચીત કરવાનો અવકાશ આપણને હજી ભવિષ્યમાં મળશે; અત્યારે તો હું ધારૂં છું કે તમારૂં ધ્યાન બીજી બાબતો તરફ ખેંચાયા વિના રહેવાનું નથી."

એ પ્રમાણે બોલતાં જોન તરફ તીર્છી નજર કરીને કારાઅ-લીએ એક દ્વાર ઉગાડ્યું. એ દ્વારમાં થઇને એક સાંકડી પત્થરની સીઢીપર જવાતું હતું. ઉંબરામાં એક મૂર પહેરેગીર ઊભો હતો, તેણે આઘા ખસી જઇને પોતાના સરદાર તથા એ સ્ત્રીઓને માટે આગળ

જવાનો માર્ગ કરી આપ્યો. કારાઅલી સૌની આગળ ચાલતો સીઢીનાં પગથીયાં ચડવા લાગ્યો. પગથીયાં એક ગોળ બૂરજમાં ગોળાકારે સીધાં જતાં હતાં અને બૂરજમાં થોડે થોડે અંતરે નાનાં બાંકાં હતાં તેમાંથી અજવાળું આવતું હતું.

થોડી વારમાં તેઓ બૂરજની ટોચે પહોંચ્યાં, ત્યાં એક બીજું દ્વાર દેખાયું. તેની મજબૂત સાંકળ ઉઘાડી કારાઅલીએ દ્વાર ખોલી નાંખ્યું અને કહ્યું: "હવે બાઇ! મેં તમને તમારા પ્રિયતમની સમીપે આણ્યાં છે! અરે મહાશય! લ્યો, મળો હવે આ તમારી મુક્ત કરવામાં આવેલી પ્રિયતમાને!"

જોન કાળા કપ્તાન પાસેથી છલંગ મારીને ઓરડામાં ધસી ગઇ અને કારાઅલીએ જેને 'મહાશય' સંબોધીને છેલ્લું વાક્ય કહ્યું હતું તે કેદીના બાહુપાશમાં તે તુરત જ જઇને પડી!

પરન્તુ તુરત જ જોનના મુખમાંથી અત્યંત આશ્ચર્ય અને અપરિમિત નિરાશાનો ઉદ્દગાર નીકળી પડયો, કારણકે તેને એ બાહુપાશ–બર્થોલ્ડનો હુંફાળો બાહુપાશ જણાયો નહિ પરન્તુ તેને આશ્લેષમાં ભીડનાર પીડ્રો ડી ઝામોરા માલૂમ પડયો!

## પ્રકરણ ૮ મું.

### કેદખાનામાં.

જોનના મુખમાંથી એ આકસ્મિક ઉદ્દગાર નીકળી પડતાં, પિડ્રો ડી ઝામોરાએ તત્ક્ષણ જોનના દેહને વેષ્ટન કરી રહેલા પોતાના બાહુ પાછા ખેંચી લીધા અને તે બે કદમ પાછો હઠી ગયો, કારણકે જોનના ઉદ્દગારનો પડઘો પણ હજી શમ્યો નહોતો એટલામાં તેણે જાણ્યું કે આશ્ચર્ય તથા નિરાશા દર્શાવતો એ સ્વર પોતાની પ્રિયતમાનો ન હોય!

ઝામોરા તિરસ્કારદર્શક ઉગ્ર સ્વરે બોલી ઉઠયોઃ "દુષ્ટ લૂટારા! તેં આ શું કર્યું?" તેની આંખો કારાઅલી તરફ વિજળીની પેઠે ચમકી રહી. જોનના બુરખાવાળા શરીર તરફ દૃષ્ટિવડે સૂચન કરીને તેણે પૂછયુંઃ "તું અહીં કોને ઉંચકી લાવ્યો છે?"

પિડ્રો ડી ઝામોરાની પેઠે જોન પણ બોલી ઉઠીઃ "હા, આ બધું છે શું?"

"ખુદાના કસમ! તમારી પેઠે હું પણ સમજી શકતો નથી કે શું બન્યું છે." કાળો કપ્તાન પણ આશ્ચર્ય વ્યક્ત કરતો બોલ્યો. તેના વદનપરના આશ્ચર્યથી ઝામોરા અને જોનની પણ ખાત્રી થઇ કે ગમે તે ભૂલ થવા પામી હોય પણ કારાઅલીએ જાણી જોઇને આ ભૂલ કરી નથી.

પોતાના લાંબા જાડા બુરખાને પાછળ હઠાવી દેતાં અને પોતાના સુંદર પરન્તુ અત્યારના ગુંચવણવાળા પ્રસંગને લીધે ફીક્કા બની ગએલા વદનને ખુલ્લું કરતાં જોને ઝામોરાને કહ્યુંઃ "મહાશય! આપણે કાંઇ એક બીજાથી તદ્દન અજાણ્યાં નથી."

"અહો! વીર રમણી! તમે ક્યાંથી?" તેના હસ્તને પોતાના હાથમાં લેતાં અને તેને મિત્રભાવપૂર્વક દબાવતાં ઝામોરા બોલ્યોઃ "પણ ઓ પ્રભુ! આ લોકો ભૂલથી તમને મારી અલ્જીનોરા કેવી રીતે સમજ્યાં?"

"તમારી અલ્જીનોરા!!" જોન આશ્ચર્યપૂર્વક બોલી. આ આખો કોયડો જોનની દિઙ્મૂઢતાની વચ્ચે હવે ઉકલી રહેતો હોય એવું તેને જણાયું.

"હા-અલ્જીનોરા ટચુડેલા-મારી વ્હાલી અલ્જીનોરા!" ઝામોરા નિરાશ થતો બોલ્યોઃ "અહો! પણ તેનું શું થયું? તે ક્યાં છે? અફસોસ! અફસોસ! હવે તો હું તેને હમેશને માટે ખોઇ બેઠો છું!"

જોનના વદન ઉપર દૃષ્ટિ ઠેરવતાં કાળા કસાને એકદમ પૂછ્યું: "ત્યારે આ બાઇ કોણ છે? તે જ કુમારિકાઓની સવારીમાં હતી–મુખ્ય રક્ષિકાના ડાબા હાથપર તે જ ટટ્ટુપર સવારી કરી રહી હતી–તમે લખી આપેલા વર્ણન પ્રમાણે જ બરાબર તેણે વસ્ત્રો ધારણ કરેલાં હતાં—"

ભયભીત તથા આશ્ચર્યચકિત બની ગએલા ઝામોરાએ જોન તરફ ફરીને કહ્યું: "બાઇ! આ બનાવમાં સમાએલો ભેદ તમે જ એકલાં સમજાવી શકો તેમ છો. તમે તમારા પતિ વિદ્યાર્થી યુવકથી કેવી રીતે વિખૂટાં પડી ગયાં અને કુમારિકાઓની સવારીમાં દાખલ થયાં? તમારા મુસાફરીના પોશાક અને ટોપીને બદલે મારી અલ્જીનોરાનાં વસ્ત્રોમાં તમે કેવી રીતે સજ્જ થયાં? કહો, બાઇ! હું તમને વિનતિ કરૂં છું કે આ બનાવનો ભેદ તમે સ્પષ્ટ રીતે કહો!" ઝામોરાએ એ શબ્દો બહુ આશાતુરતા દર્શાવતાં કહ્યા.

હવે ખરા બનાવનો કાંઇક ઝાંખો ખ્યાલ આવવા લાગતાં કારાઅલી બોલ્યો: "યા ખુદા! આનો શો ખુલાસો થઇ શકે તે જ હું સમજી શકતો નથી. કાંતો તેણે તમારી અલ્જીનોરાને બદલે કુમારિકાઓની સવારીમાં સ્થાન લીધું હોય અને જો ખરેખર તેમ બન્યું હોય તો એ ખરી અલ્જીનોરા જેને તમે વિદ્યાર્થી યુવક કહો છો તેની સાથે હોવી જોઇએ. પણ રહો, બાઇ!" એકદમ કાળા કસાને અધવચથી જોનને પ્રશ્ન કર્યો: "હું તમને પૂછું છું કે તમારૂં નામ જોન ગીલ્બર્ટ્સ છે?"

"હા, હા, તેમ જ છે–તેજ મારૂં નામ છે!" જોને જવાબ આપ્યો. પરન્તુ હવે કારાઅલીના ચહેરાપરથી જોને જોયું કે તે લૂટારાનો સરદાર બર્થોલ્ડ સંબંધે કાંઇ અનિષ્ટ સમાચાર જાણતો હોવો જોઇએ, તેથી તેને બર્થોલ્ડની સલામતી માટે ભય લાગવા માંડયો. તેણે પૂછ્યું: "પણ તે વિદ્યાર્થી યુવકનું શું થયું? કહો! કહો!"

કારાઅલી બોલ્યો: "તમારા પ્રશ્નનો ઉત્તર હું તમને આપું તે

પહેલાં હું તમને એક બીજો પ્રશ્ન પૂછું છું, બાઈ ! તમે શું ખરેખર અલ્જીનોરાની તથા તમારી જગ્યાની અદલાબદલી કરી છે ? ”

આ સવાલનો ખોટો જવાબ આપીને વધારે ગુંચવણ ઊભી કરવામાં કશો સાર નથી એવું જોઇને જોને જવાબ આપ્યોઃ “ હા, અમે અમારી જગ્યાની અદલાબદલી જ કરી છે. જે સ્થિતિનો અલ્જીનોરા ત્યાગ કરવા ઇચ્છતી હતી તે સ્થિતિમાંથી તેને મુક્ત કરવાને જ—”

ચિંતા અને ભયભીતતાથી કમ્પી રહેલા ઝામોરા તરફ ફરીને કાળો કમાન અધવચ બોલી ઉઠયોઃ “ ત્યારે, મહાશય ! આ કોયડો ઉકેલાઇ ગયો છે અને ભૂલ દેખાઈ આવી છે. મારા હાથમાં બે જૂદાં જૂદાં કાર્યો આવ્યાં હતાં; એક કાર્ય તમારૂં હતું એટલે કે તમારી અલ્જીનોરાને મુક્ત કરવાનું હતું અને બીજું કામ બર્થોલ્ડ નેકાર તથા જોન ગીલ્બર્ટસને ઉપાડી જવાનું હતું. એક સ્ત્રીએ બીજી સ્ત્રીની જગ્યા લીધી હોવાથી પરિણામ એ આવ્યું છે કે જોન ગીલ્બર્ટસને અહીં લાવવામાં આવી છે અને અલ્જીનોરા બર્થોલ્ડ નેકારની સાથે અત્યારે વેલેડોલીડને માર્ગે જઇ રહી છે.”

અત્યંત આશ્ચર્યચકિત થઇને ઝામોરા બોલી ઉઠયોઃ “ અલ્જીનોરા વેલેડોલીડને માર્ગે ?! ”

જોન બોલી ઉઠીઃ “ બર્થોલ્ડ એક વાર ફરીથી ધર્માધ્યક્ષના પંજામાં ?! ” આ વિચાર આવતાં તેનું હૃદય ધડકવા લાગ્યું અને તેની હિંમત તેને છોડીને ચાલી જવા લાગી, કારણકે તે સારી રીતે સમજી ગઈ હતી કે જો તેના પ્રિયતમને વેલેડોલીડ તરફ લઇ જવામાં આવતો હોય, તો તેને પેલા નિર્દય અને દ્વેષી ધર્માધ્યક્ષ ઝેવીયર વિલેનાના હાથમાં સોંપવા માટે જ લઇ જવામાં આવતો હોવો જોઇએ.

ઝામોરા અને જોનના આશ્ચર્યના ઉદ્ગારના ઉત્તરમાં હવે કારાઅલી બોલ્યોઃ “ ખુદાના કસમ ! ખરેખર, એ જ વસ્તુસ્થિતિ

ઉત્પન્ન થઈ છે. પણ હવે હું વખત ગુમાવીશ નહિ. મારા જે માણુસો બર્થોલ્ડ નેકાર અને અલ્જીનોરાને લઇ જઇ રહ્યા છે તે માણસોની પાછળ હું ખેપીયા દોડાવું છું અને જો તેઓ વેળાસર તેમને જઇ મળશે, તો—" ઝામોરા તરફ એક ઉતાવળો દૃષ્ટિપાત કરતો કારાઅલી બોલ્યો: "મહાશય! તમારી પ્રિયતમાને તમારી પાસે પાછી લાવવામાં આવશે."

"હું પણ ઘોડાપર બેસીને તેમની પાછળ જઉં!" એમ બોલતો ઝામોરા એકદમ બારણા તરફ ધસ્યો. ઉંબરામાં આ બધી વાત સાંભળીને આશ્ચર્ય પામી રહેલી માલાગામ્બા ઊભી હતી.

"ધીરા, ધીરા જરા, સાહેબ!" પોતાની તલ્વારને મ્યાનમાંથી એકદમ કાઢીને ઝામોરાના મ્હોંની સામે ધરતો કાળો કમાન બોલ્યો: "હજી બદલાની રકમ મળી નથી!—"

ઝામોરાની પાસે કશું હથીયાર નહોતું, એટલે તે એકદમ પાછો હઠી ગયો. આવેશ અને આર્જવપૂર્વક તે બોલી ઉઠ્યો: "મળશે, મળશે, બદલો તમને જરૂર મળશે. ભલે તમે મારી હીલચાલ ઉપર પૂરી તકેદારી રાખજો—"

"આહ! પરન્તુ ખુલ્લા પ્રદેશમાં તો નાસી છૂટવાના અનેક સંયોગો હોય છે અને આ કેદખાનામાં એક પણ એવો સંયોગ નથી." એ પ્રમાણે બોલતો કારાઅલી એકદમ ઓરડાની બહાર નીકળી ગયો અને માલાગામ્બાને ઓરડાની અંદર ધકકેલી દેતો દ્વાર બંધ કરીને તેની સાંકળ વાસી ચાલતો થયો.

"સત્યાનાશ જજો આ ભાડુતી કુતરાનું!" નિરાશા અને ક્રોધથી કારાઅલીને શાપ દેતો અને પોતાના હાથની મૂઠીવડે કપાળ કૂટતો ઝામોરા બડબડ્યો.

માલાગામ્બા એક ખૂણામાં ખસી ગઇ. અત્યંત હલકી સ્થિતિમાં ઉછરી રહેલા મનુષ્યની પેઠે તે ત્યાં ગરીબડું વદન કરી લપા-

ઇને બેઠી. જોન ઝામોરાને આશ્વાસન આપતી ધીમે સ્વરે બોલીઃ "મહાશય ! નકામો વલોપાત કરશો નહિ! હવે કેવા સંયોગો ઉત્પન્ન થાય છે, તે આપણે જરા જોઇએ; કદાચ ભવિષ્યના સંયોગો આપણા લાભમાં પણ ઉતરે."

ઝામોરા બોલ્યોઃ "બાઇ ! તમારા સ્વભાવમાં જ વીરતા રહેલી છે એટલે એ વીરતાને યોગે તમે હિંમત ધારણ કરી શક્યાં છો." જોનના આશ્વાસક શબ્દોને અંતરમાં ઉતારતો તે બોલ્યોઃ "અને હું પણ હિંમત હારૂં તેવો તો નથી; પરન્તુ કૃપા કરીને આ બધા ભેદનો ખુલાસો કરો; હું સારી પેઠે સમજી ચૂક્યો છું કે મારી દુર્ભાગિની અલ્જીનોરાને માટે તમે એક ઘણું જોખમભરેલું કાર્ય કર્યું છે, અને તેથી ચિત્ર-વિચિત્ર આડી-અવળી ગુંચવણો ઊભી થવા પામી છે."

જોને જવાબ આપ્યોઃ "હું સંપૂર્ણ ખુલાસો આપી શકું તેમ નથી, મહાશય ! અથવા તો—" અર્થસૂચક સ્વરે જોન આગળ બોલીઃ "મારે તમને 'મહારાજ' કહેવા જોઇએ—"

"ઓહો! ત્યારે શું તમે મને ઓળખો છો ?" ઝામોરા એકદમ બોલી ઉઠ્યો અને આશ્ચર્યચકિત વદને જોન ભણી જોઈ રહ્યો.

જોન બોલીઃ "હું એટલું જાણું છું કે જ્યારે તમે અલ્જીનોરા ટચુડેલાના પ્રિયતમ છો, ત્યારે તમે લીઓંના માર્કવીસ-લૉર્ડ ઓરેલીઓ સિવાય બીજા કોઇ ન હોવા જોઇએ."

યુવક બોલ્યોઃ "હા, હું તે જ છું; પરન્તુ તમે એ વાત કેવી રીતે જાણી શક્યાં ? તમે ખરેખર એક અદ્દભુત મનુષ્ય છો ! અને અહો શૂરવીર રમણી ! તમે અલ્જીનોરાના કલ્યાણમાં કેવી રીતે રસ ધરાવતાં થયાં ?"

જોને જવાબ આપ્યોઃ "થોડા દિવસ પૂર્વે કુમારિકાઓની સવારી કાલાત્રાવાના કિલ્લા ખાતે ઉતારો કરી રહી હતી, જે પ્રાચીન કિલ્લો તમારા કુટુંબની માલકીનો છે. એ કિલ્લામાં ભોંયરાંઓ અને

કિલ્લાની બહાર ખુલ્લા પ્રદેશમાં નીકળવા માટેના છૂપા માર્ગો રહેલા છે એવી વાતો તમે કોઈ વાર અલ્જીનોરાને કહેલી, તે વાતો તેને સાંભરી આવતાં રાતને વખતે કિલ્લામાંથી નાસી છૂટવા માટે અલ્જીનોરાએ પ્રયત્ન કર્યો. અકસ્માત્ એવો બન્યો કે એ યત્ન કરતાં તેને એક વૃદ્ધ પુરૂષ મળ્યો અને એ વૃદ્ધ પુરૂષને તેણે પોતાના દુઃખની વાત કહી તેમજ તે તમારા પર પ્રેમ ધરાવતી હતી એ વાત પણ તેણે કબૂલ કરી. તે વૃદ્ધ પુરૂષે અલ્જીનોરાને ખાત્રી આપી કે તે માનતી હતી તેવા કોઈ છૂપા માર્ગોદ્વારા કિલ્લામાંથી નાસી છૂટવાની જોગવાઇ રહેલી નથી, પરન્તુ તેણે અલ્જીનોરાને મદદ કરવાનું વચન આપીને તે વખતે આશ્વાસન આપ્યું. પછી એવા સંયોગો આવ્યા કે મારે તેજ વૃદ્ધ પુરૂષને મળવાનું થયું, અને તેણે મને અલ્જીનોરાને મુક્ત કરવાનું કાર્ય માથે લેવા ફરમાવ્યું. મેં તે કાર્ય કરવાનું સ્વીકાર્યું. ત્યારપછી કેટલાક દિવસ પસાર થઇ ગયા અને અમે માડ્રીડ ખાતે આવ્યાં. મારા ઉમદા સ્વભાવના પતિની મદદથી ત્યાં હું અલ્જીનોરાને મુક્ત કરવામાં સફળ થઇ અને મેં તેની જગ્યા લીધી. મેં કુમારિકાઓની સવારીમાં તેની જગ્યા શામાટે સ્વીકારી તેનો ખુલાસો હું તમારી પાસે કરી શકું તેમ નથી; વસ્તુતઃ કોઇ નવી અને અજ્ઞાત કાર્યદિશા તરફ મને દોરી જતા આ વિલક્ષણ ભેદોનો અર્થ હું પોતે પણ સમજી શકતી નથી. માત્ર એટલું જ કહેવું બસ થશે કે અલ્જીનોરા કુમારિકાઓની સવારીમાંથી નીકળીને મારા પતિ બર્થોલ્ડના માનવંત તથા બંધુભાવથી ભરેલા સંરક્ષણ હેઠળ ગઇ અને મેં કુમારિકાઓમાંની તેની જગ્યા લીધી. ત્યારપછી શું બન્યું તે તમે જાણો છો.”

લીઓના માર્ક્વીસે પ્રશ્ન કર્યો: “પણ જેને મારી અલ્જીનોરા કાલાત્રાવાના કિલ્લામાં મળી હતી અને જેની તમે હમણાં વાત કહી તે વયોવૃદ્ધ પુરૂષ કોણ છે?”

જોને જવાબ આપ્યો: “હું પણ તે જાણતી નથી. વિશેષમાં,

એ સ્થળે એવો કોઇ માણસ રહેલો છે એ સંબંધી કશી વાત આપ નામવરે કોઇ અજાણ્યા માણસને કહેવી નહિ, એટલું જ નહિ પણ એ વૃદ્ધ પુરૂષની સલાહ તથા સૂચનાથી ઉદ્દ્ભુત થએલા કોઇ પણ પ્રસંગ વિષે આપે કાંઇ ઇશારો પણ કરવો નહિ."

ઓરેલીઓએ કહ્યું: "બાઇ! હું એવું ગેરવાજબી કાર્ય કરૂં એવો ભય તમારે રાખવો નહિ. મારી અલ્જીનોરાને માટે તમે જે અનુપમ લાગણી દર્શાવી છે તે માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું."

જોને જવાબ આપ્યો: "આ બધા અનિષ્ટ પ્રસંગો ઉપસ્થિત થયા તેમાં કોઇ તરેહનો મારો દોષ થવા પામ્યો નથી. પરન્તુ આપણે બધાં આમાંથી સહીસલામત રીતે નીકળી જઇએ તે સંબંધી હું નિરાશ થતી નથી. હું એટલી ખાત્રી તો અનુભવી ચૂકી છું કે મારી જાતનું તેમજ મારા હિત સાથે જે કોઇ બીજાનું હિત સંકળાએલું હોય તે બધાંનું રક્ષણ કોઇ અદ્દ્ભુત શક્તિ કરી રહી છે."

ઓરેલીઓ બોલ્યો: "બાઇ! તમારા શબ્દો મને આશ્ચર્યચકિત કરે છે અને તોપણ તેથી મારામાં આશા તથા શ્રદ્ધાની પ્રેરણા થાય છે. પણ પેલી હબસણ કોણ છે?" પોતે આ બધી વાત એ કેદખાનાના એક ખૂણામાં લપાઇ બેઠેલી માલાગામ્બાની હાજરીમાં કરી રહ્યો છે એવું એકાએક ભાન થતાં ધીમે સ્વરે તેણે એ છેલ્લો પ્રશ્ન જોનને પૂછ્યો.

જોને ભારપૂર્વક જણાવ્યું: "નામવર! તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખજો. હવે હું આપણા હેતુઓ પાર પાડવામાં તેને સાધનભૂત બનાવવાનો યત્ન કરવા ધારૂં છું."

કારાઅલી એ કેદખાનાનો ઓરડો છોડીને ચાલ્યો ગયો ત્યારપછી લીઓના માર્કવીસ અને જોન વચ્ચે ચાલેલા સંવાદનો મોટો ભાગ અત્યંત ધીમે સ્વરે ચાલ્યો હતો, એટલે માલાગામ્બા ધ્યાનપૂર્વક તે સાંભળતી હોય તોપણ તે તેને કાને પહોંચે એવો સંભવ નહોતો.

માલાગામ્બાને સંબોધીને જોન બોલી: "છોકરી ! ઊભી થા અને હું કહું તે બરાબર સાંભળ."

તુરત જ માલાગામ્બા ઉઠીને ઊભી થઇ અને નમ્રતાપૂર્વક અદબ વાળીને બોલી: "ફરમાવો, બાઇ! તમે જાણો છો કે બની શકે તેટલી બધી બાબતમાં હું તમારી આજ્ઞા ઉઠાવવાને અને મારી ક્ષુદ્ર શક્તિથી બને તેટલી તમારી સેવા બજાવવાને તૈયાર છું."

કારાઅલી એ સ્થળે કદાચ ઉતાવળે પાછો ફરે તેવા ભયને લીધે ઝડપથી બોલતાં જોને પૂછ્યું: "માલાગામ્બા ! જો કદાચ જરૂર પડે તો તું આ સ્થળેથી નાસી છૂટવાની કાંઇ યુક્તિ કરી શકે ખરી ? કે તું પોતે પણ અમારી પેઠે કેદી જ છે ?"

માલાગામ્બાએ જવાબ આપ્યો: "બાઇ! હું કશુંએ જાણતી નથી. જયારે હું પેલા મોટા જંગલમાંના કઠીયારાના ઝુંપડામાં રહેતી હતી, ત્યારે હું ઘણી વાર એકલી બહાર જઈ શકતી અને ઘણી વાર મારી શેઠાણીઓની આજ્ઞાથી જંગલમાં ફૂલ વીણવા પણ જતી. તેઓ સારી પેઠે જાણતા'તા કે જો હું નાસી છૂટવાનો યત્ન કરૂં તો હું એ વિશાળ જંગલની ગુંચવણીમાં અથડાઇને જરૂર ભૂખે મરી જઉં, અથવાતો રાતને વખતે જંગલી વરૂઓ મને ફાડી ખાધા વિના રહે નહિ. વળી હું એક ગુલામડી રહી એટલે સ્વાભાવિક રીતે એમ જ મનાય કે જો મને સારી રીતે રહેવા-ખાવાનું મળતું હોય તો પછી મારો માલેક આ હોય કે તે હોય, એ બધુંએ મારે મન સરખું જ:" આંખોને નીચી નમાવતાં તે આગળ બોલી: "અને એવી શંકા પણ ભાગ્યે જ કે રાખે કે અહીંથી નાસી છૂટીને કોઇ બીજે સ્થળે જઇ રહેવાની ઇચ્છા કરવાનું મને કાંઇ કારણ હોય."

જોન બોલી: "ત્યારે આ બધા ઉપરથી તું શું એમ માને છે કે તને કેવળ એક કેદીની મીસાલે રાખવામાં નહિ આવે ?"

માલાગામ્બા બોલી: "હું ધારતી નથી-બાઇ! હું એવી આશા રાખતી નથી." પછી થોડી વાર થોભીને તે આગળ બોલી: "અને

જો હું તમારી સેવાને અર્થે કાંઇ પણ કરી શકું તેમ હોઉં, તો અહીંથી છટકવાનો લાગ હું શોધ્યા કરીશ અને લૂટારાઓ તરફથી કે જંગલી જાનવરો તરફથી મારા પર આવી પડનારાં જોખમોની કે ભયોની હું જરા પણ દરકાર નહિ કરૂં."

ભવિષ્યમાં આવી પડવાનો સંભવ હોય એવાં બધાં જોખમોનો તથા બનનારા બનાવોનો એકી સામટો વિચાર કરી લઇને જોન બોલી: "હવે, ધ્યાનપૂર્વક સાંભળી લે. કારાઅલી અહીંથી મને ખસેડે એવો સંભવ છે; કદાચ તે મને મારા કટ્ટા દુશ્મનના હાથમાં સોંપવાને જ અહીંથી લઇ જશે, એમ હું માનું છું, કારણકે એણે પોતે જ કબૂલ કર્યા પ્રમાણે તેને એ કાર્ય કરવા માટે પણ રોકવામાં આવ્યો છે. માલાગામ્બા! હજી વધુ વાર તને મારી સેવામાં હાજર રાખવામાં આવે એ પણ સંભવિત છે, અને જો ખરેખર એમ બનશે તો એ બાબત સંબંધે વધારે વાતચીત ચલાવવાની અને સંજોગોને અનુસરીને કાંઇ તદબીરો કરવાની તક આપણને મળવા પામશે; પરન્તુ જો તને વધુ વાર મારી પાસે રાખવામાં ન આવે, તો તારે આ કિલ્લામાંથી વહેલામાં વહેલી તક સાધીને નાસી જવું, અસ્તુરીયામાંના ઓકા પર્વતો તરફ જવું, ગોંઝાલેઝ એન્ડયુજાર કે જેના સંબંધે આપણે આગળ વાતચીત કરી ગયાં છીએ તેને હરકોઇ રીતે મળવાનો યત્ન કરવો અને ડયુરા ખાતે જે શુભ કામ તેણે કર્યું હતું તે કામ પરિપૂર્ણ કરવાને પગલાં લેવા માટે તારે તેને વિનતિ કરવી."

માલાગામ્બા દૃઢતાથી બોલી: "બાઇ! કાંતો હું તમારી આજ્ઞાનો પૂરી રીતે અમલ કરીશ અથવાતો તે માટેના યત્નમાં મૃત્યુ સ્વીકારીશ."

હવે ઓરેલીઓ તરફ ફરીને જોન બોલી: "મહારાજ! તમને તો તમારી જાતની સહીસલામતીને માટે કશો ભય નથીને? કારાઅલીની ધનપિપાસાને શાન્ત કરવા માટે બદલાની રકમ મેળવવાનો તમને પૂરેપૂરો વિશ્વાસ છે ને?"

ઓરેલીઓએ જવાબ આપ્યો: " મને એ બાબતની તો જરા પણ શંકા નથી, કારણકે મેં અલ્જીનોરાના પિતા મી. ટયુડેલાને બર્ગોસ ખાતે સંપૂર્ણ વિગતો સાથે એક પત્ર મોકલ્યો છે અને મેં તેની પાસેથી જે રકમ માંગી છે તે મોકલવામાં તે બિલકુલ વિલંબ કરશે નહિ. જોકે તે અત્યંત લોભીઓ છે, તોપણ તેને પોતાની પુત્રી પ્રત્યે અત્યંત વત્સલ ભાવ છે અને મેં તેને પત્રમાં લખી જણાવ્યું છે કે એ રકમનો એક ભાગ અલ્જીનોરાના છૂટકારાના બદલા તરીકે આપવા માટે જોઇએ છે. તે અવશ્ય મારી માંગણીનો સ્વીકાર કરીને જોઇતી રકમ મોકલી આપશે."

જોન બોલી: "તોપણ, મહારાજ! કાંઇ આફત આવી પડે તો તમારી સલામતી અને છૂટકારાને માટે કાંઇ ઉપાયો લઇ રાખવા એ વધારે સારૂં છે. ગોંઝાલેઝ એન્ડયુજાર ઉદાર અને ઉમદા ખવાસનો માણસ છે: તમે સૌથી પહેલાં તેનાં વખાણ મારી પાસે કરી સંભળાવ્યાં હતાં; તેથી માલાગામ્બા તેને ખબર આપશે કે લીઓંના માર્કવીસ કે જે તેના વર્તનના એક પ્રશંસક છે અને જે મૂર લોકોના તાબામાંથી પોતાના દેશને સ્વતંત્ર કરવા માટે યત્ન કર્યા કરે છે તે પણ ફુએનકારાની નજીકના કોઇ એક લૂટારાઓના ગુપ્ત રહેઠાણમાં કેદી છે; અને તેની સલામતીનો આધાર બર્ગોસના એક લોભી માણસની તરંગી મનોવૃત્તિ ઉપર રહેલો છે. હું ગોંઝાલેઝના સ્વભાવની ખરેખરી પરીક્ષા કરી શકી હોઉં તો હું કહું છું કે આટલી જ વિગત તેને માટે બસ છે અને તે ઉપરથી જ તે પોતાના સૈનિકો સાથે સરહદ ઓળંગીને આવી પહોંચશે અને કારાઅલીની ટોળકીના રહેઠાણને તોડી પાડશે."

જોનના હાથને આતુરતાથી દબાવીને ઓરેલીઓ બોલ્યો: "મારા માટેની તમારી આટલી બધી માયાળુ લાગણી માટે હું તમારો આભારી છું—સહસ્ત્રગુણ આભારી છું, બાઇ!"

હવે જોને માલાગામ્બાને ઉતાવળે ઉતાવળે વિગતવાર અને

બારીક સૂચનાઓ આપીઃ માલાગામ્બાએ એ બધી સૂચનાઓ પોતે સંપૂર્ણ રીતે સમજી હોવાના ઉત્તરો આપ્યા, એટલું જ નહિ પણ સૂચનાઓનો અમલ કરવાના યત્નમાં જે કાંઇ ભય કે જોખમ આવી પડે તેની સામે હિંમતથી થવાનું પણ તેણે વચન આપ્યું.

આ પ્રમાણે માલાગામ્બાને સંપૂર્ણ વિશ્વાસમાં લઇને અને તેની પ્રત્યે દઢ વિશ્વાસ ધરાવીને પછી પોતાને તથા બર્થોલ્ડને ડચુરા ખાતે મૃત્યુમાંથી ઉગારીને ગોંઝાલેઝે કેવી રીતે મુક્ત કર્યાં તે વિષેની વિગત ઓરેલીઓને કહી સંભળાવવાનો વખત જોનને મળ્યો. આ વૃત્તાંત લીઓના માર્કવીસે પહેલી જ વાર અત્યારે સાંભળ્યો, એટલે હવે વેલેડોલીડના ધર્માધ્યક્ષે જોન તથા બર્થોલ્ડને પોતાની સત્તામાં પાછાં લેવાને શામાટે પગલાં ભર્યાં તે તેના સમજવામાં આવી ગયું.

વળી ઓરેલીઓ એટલું જાણીને પણ સાનંદાશ્ચર્ય પામ્યો હતો કે જે વ્યક્તિ તેને વિદ્યાર્થી-યુવક એલરમેન તરીકે મળી હતી તે વ્યક્તિ બીજી કોઇ નહિ પણ બર્થોલ્ડ નેટાર-ફુલ્દાનો જુવાન મહંત પોતેજ હતો, કે જેના જ્ઞાનસંપાદનની કીર્તિ બધા ખ્રિસ્તી દેશોમાં ફેલાઈ રહેલી હતી.

પરન્તુ આ બધી વાતો ખુલ્લી કરતાં જોનને શરમ આવીઃ એ વાતો સહેલાઈથી છૂપી રાખી શકાય તેમ નહોતું એટલે તેણે ઓરેલીઓને તે કહી, પણ તે શરમાઇ, કારણકે એ વાતોની અંદર જ એ ખરી વસ્તુસ્થિતિ સમાઇ રહેલી હતી કે પોતે બર્થોલ્ડની પત્ની નહિ પણ પ્રિયતમા હતી.

આ કારણથી તે પોતાના મનમાં કાંઇક ગુંચવાઇ રહી હતી, એટલામાં દ્વાર ઉઘડયું અને કારાઅલી ઓરડામાં પાછો ફર્યો. તેની પાછળ તેનાં છ માણસો આવ્યાં હતાં જેઓ ઉંબરાની બહાર પત્થરની ઓસરીમાં ઊભા હતા.

લીઓનાના માર્કવીસને સંબોધીને તે બોલ્યો: "બર્થોલ્ડ નેકાર અને અલ્જીનોરાને લઇ જતા મારા માણસોની પાછળ મેં બે ઘોડેસવારોને દોડાવ્યા છે અને તેઓ જરૂર તેમને પકડી પાડશે તે સંબંધે મને શંકા નથી. જે ઘોડેસવારોને મેં દોડાવ્યા છે તેઓ જો જરૂર પડશે તો વેલેડોલીડસુધી પણ જશે અને ધર્માધ્યક્ષ પાસેથી અલ્જીનોરાને પાછી માંગશે: એટલે તમારી પ્રિયતમા તમને પાછી લાવીને સોંપવામાં કાંઈ બહુ દિવસ જશે નહિ. પણ જોન !" જોન તરફ ફરીને કાળો ફમાન આગળ બોલ્યો: "તમારે હવે મારી સાથે આવવાનું છે."

લીઓનાના માર્કવીસે તુરત જ પ્રશ્ન કર્યો: "શામાટે ?"

સ્વર તથા દેખાવમાં કઠોરતા લાવીને કારાઅલીએ કહ્યું: "જુવાન! એ મારા અખત્યારની વાત છે. ચાલો, બાઇ! ચાલો—"

ઓરેલીઓએ જુસ્સાથી પૂછ્યું: "કારાઅલી! આ વીર રમણીને તમારા હાથમાંથી મુક્ત કરવાને માટે જે કાંઈ બદલો તમને જોઇતો હોય તે કહો, અને કાંતો હું તે બદલો આપીશ, અથવાતો મારી જીંદગીનું બલિદાન આપીશ."

કારાઅલીએ કઠોર સ્વરે જવાબ આપ્યો: "ખ્રિસ્તી જુવાન! તારે પોતાને હજી ઘણું બધું આપવાનું છે તે જ કયાં છે?" જોનને સંબોધીને તે આગળ બોલ્યો: "બાઇ! તમારે અવશ્ય આવવું પડશે અને વળી ઉતાવળે આવવું પડશે."

"નહિ, તમે તેમને વેલેડોલીડના દુષ્ટ ધર્માધ્યક્ષના હાથમાં સોંપી શકશો નહિ!" ઓરેલીઓ બૂમ મારી ઉઠચો અને પોતાની બાજુએ હાથ લંબાવવા લાગ્યો, પરન્તુ તુરત તેને સાંભરી આવ્યું કે પોતાની તલ્વાર અને બીજાં શસ્ત્રો ઝુંટવી લઇને પોતાને નિઃશસ્ત્ર બનાવવામાં આવ્યો છે, એટલે કમરે તલ્વાર લટકી રહી નથી; તે આગળ બોલ્યો: "કારાઅલી ! તમે એમ સમજતા જણાઓ છો કે મારે તમને જે રકમ આપવાની છે તે ઉપરાંત આ બાઇના છૂટકારા

માટેની રકમ પણ આપવાનાં મારી પાસે કશાં સાધનો નથી, પરન્તુ હું એક શબ્દ જ કહીશ એટલે તમારો અભિપ્રાય એકદમ બદલાઇ જવા પામશે. હવે હું તમને જણાવું છું કે હું એક અજાણ્યો અને કુળ–શીલહીન જુવાન નથી, પરન્તુ હું લીઓનો માર્કવીસ છું–કાલાત્રાવાના ડયુકનો પુત્ર તથા વારસ છું.”

આ સાંભળીને કારાઅલીના મન ઉપર જરા પણ અસર થઇ હોય એવું જણાયું નહિ. તે બોલ્યો: “ આપ નામવરની સોબત થઇ તેથી હું સારી પેઠે ખુશ થયો છું અને એ વાત જો મારા જાણવામાં પહેલેથી આવી હોત, તો મેં તમારા છૂટકારા માટેની રકમ એક હજાર સોનામહોરોને બદલે પાંચ હજાર સોનામહોરોની ઠરાવી હોત, માટે ખ્રિસ્તી માર્કવીસ! તમે તમારૂં પોતાનું જ કામકાજ સંભાળીને બેસી રહો અને મને મારૂં પોતાનું કામ કરવા દો તો વધારે સારૂં. જોન ! એક વાર ફરીથી હું તમને આજ્ઞા કરૂં છું કે તમે મારી સાથે ચાલો ! ”

જોન અને કારાઅલીની વચ્ચે આવીને રહેતાં બહાદૂર ઓરેલીઓ બોલ્યો: “ નહિ–નહિ, તેમના બચાવને માટે મારો હાથ નિઃશસ્ત્ર હોવા છતાં જ્યાંસુધી મોજુદ છે, ત્યાંસુધી એમ બની શકશે નહિ ! ”

પરન્તુ આ ભયાનક સરદાર તરફથી એકાએક ઇશારો થતાં જ ઓસરીમાં ઊભા રહેલા મૂરો એકદમ ઓરડામાં ધસી આવ્યા અને એક ક્ષણમાં ઓરેલીઓને પકડી લીધો.

નિશ્ચયદર્શક સ્વરે જોન બોલી: “ તેમના ઉપર જરા પણ બળાત્કાર ગુજારશો નહિ–હું મારી ખુશીથી તમારી સાથે આવવા તૈયાર છું.” એમ બોલીને પોતાનું રક્ષણ કરવા માટે ઓરેલીઓએ કરેલા યત્નને સારૂ તેના તરફ આભારસૂચક દૃષ્ટિ કરતી તે ઓરડામાંથી ઉતાવળે બહાર નીકળી.

કાળા કમાને માલાગામ્બાને કહ્યું: “ તેમની પાછળ ચાલ ! ” માલાગામ્બા આ હુકમ સાંભળીને ખુશ થઈ અને જોનની પાછળ તે પણ પત્થરની સીઢી ઉતરવા લાગી.

માત્ર એક જ ક્ષણમાં ઓરેલીઓ એ વિશાળ, ગમગીન પરન્તુ સારી સામગ્રીવાળા ખંડમાં પુનઃ એકલો પડ્યો.

## પ્રકરણ ૯ મું.

## ગિરિ-ગુહામાં.

સીઢીને છેડે ઉભેલા પહેરેગીરે જોન તથા માલાગામ્બાને ત્યાં આગળ થોભવા કહ્યું; અને એકાદ મિનિટમાં તો કારાઅલી તેમની પાછળ આવી પહોંચ્યો.

તે સખ્તાઇથી બોલ્યો: “ ચાલો મારી સાથે. ” આમ બોલીને મોટે મોટે ડગલે મોખરે ચાલતો તે એ ખંડેરના બીજા ઓરડા તરફ ચાલ્યો. પછી તે ઓરડાનાં બારણાં ખુલ્લાં કરતો તે બોલ્યો: “ અહીં તમારે દશેક મિનિટસુધી થોભવાનું છે; પછી આપણે આપણી મુસાફરી આગળ ચલાવીશું. એટલા વખતમાં, જોન ! તમારે જો ખાવું હોય તો અહીં નાસ્તો કરી લ્યો, અને પછી તમારો મૂરીશ પહેરવેશ તમારે કાઢી નાંખીને પુનઃ ખ્રિસ્તી પોશાક ધારણ કરી લેવો. પેલા કબાટમાં જોઇએ તેવાં કપડાં ભરેલાં છે તેમાંથી તમને ઠીક લાગે તેવાં કપડાં તમારી મેળે પસંદ કરી લેજો. ”

એટલું કહીને કારાઅલી એકદમ તે ઓરડો છોડી ગયો અને પોતાની પાછળ ઓરડાનાં બારણાં બંધ કરતો ગયો.

એ પ્રમાણે પુનઃ જોન અને માલાગામ્બા એકલાં પડતાં માલાગામ્બાએ આંખોમાં આંસુ લાવીને કહ્યું: “ બાઇ ! પુનઃ તમારી ઉપર આફતનાં વાદળાં એકઠાં થતાં જણાય છે. ”

જોને જવાબ આપ્યો: " આ આફતો ગમે તેવી ગંભીર હોય પણ તેમાંથી સલામત રીતે બહાર નીકળવા માટે હજી હું નિરાશ થતી નથી." પછી જોને માલાગામ્બાને સામેના મેજપર પડેલા નાસ્તાના ખુમચામાંથી થોડું ખાઈ લેવાનું સૂચન કર્યું.

પરન્તુ બિચારી હબસણને કશુંએ ખાવા–પીવાની ઈચ્છા થતી નહોતી. જોનને પણ ખાવાની ઇચ્છા નહોતી એટલે તેણે કારાઅલીએ બતાવેલા કબાટમાંનાં કપડાં તપાસવા માંડયાં. તેમાં જૂદી જૂદી જાતના પોશાકો ભરેલા હતા. સ્ત્રીઓના તેમજ પુરૂષોના, સુંદર તથા સાદા, મૂરીશ અને ખ્રિસ્તી, સર્વ પ્રકારના પોશાકો તેમાં હતા. એ બધા પોશાકો લૂંટમાંથી જ મેળવેલા હોવા જોઇએ તે વિષે જોનને જરા પણ સંશય રહ્યો નહિ.

સંજોગોને વશ થઇને, અને એ ભયાનક મૂર સરદારના હુકમની સામે થવાનો કે તેના હુકમની ઉપેક્ષા કરવાનો કાંઈ પણ દેખાવ કરીને તેને વધારે ગુસ્સે કરવો એ કેવળ નિરર્થક હતું એમ સમજી લઇને, જોને તેમાંથી સાદામાં સાદો પોશાક પસંદ કરી લીધો અને માલાગામ્બાની મદદથી તુરત જ પોશાકનો ફેરફાર પણ કરી નાંખ્યો.

માલાગામ્બાએ પૂછયું: "વ્હાલાં બાઇ! મુસલમાન પોશાક તમને આટલો બધો શોભે છે, તો પછી શાને તેણે તમને આ પ્રમાણે એ પોશાક ઉતારી નાંખવાનું ફરમાવ્યું હશે વારૂ?"

જોને જવાબ આપ્યો: "હું તેનો હેતુ બહુ સારી રીતે સમજું છું. તે દુષ્ટ લૂટારો મને પાછો અસ્તુરીયામાં લઇ જવાનો છે અને અસ્તુરીયન સિપાઇઓના હાથમાં મને પાછી સોંપી દેવાનો છે: તે જાણે છે કે જો મૂર પોશાકમાં સજ્જ થએલી એક સ્ત્રીને કેદી તરીકે વેલેડોલીડ તરફ લઇ જવામાં આવે તો તેથી તે તરફ લોકોનું પ્રતિકૂળ ધ્યાન આકર્ષાવા પામે. આહ! હું તે બધુંએ સમજું છું. તે દુષ્ટ ધર્માધ્યક્ષે પોતાની યોજના એવી રચી છે અને ગોઠવણો એવી કરી છે કે જેથી હું છૂપી રીતે જ એ શહેરમાં પહોંચતી થઉં!"

ક્ષણભર તેનું હૃદય ભયથી ક્ષુબ્ધ બની ગયું-પણ તે પોતાપર આવી પડેલી આપત્તિ કરતાં વિશેષાંશે બર્થોલ્ડને કારણે ક્ષુબ્ધ થયું.

પોતાનાં ભક્તિમત્તાથી ભરેલાં સજળ નેત્રને જોનના વદન તરફ સ્થિર કરીને અત્યંત આર્જવપૂર્ણ સ્વરે માલાગામ્બા બોલીઃ "બાઇ! વ્હાલાં બાઇ! નિરાશ થશો નહિ! તમારી સેવા ઉઠાવવાને મારે હવે શું કરવું તે તમે મને કહેલું છે, અને કાંતો હું તમારી આજ્ઞાને પાર પાડીશ અને કાંતો તે માટેના યત્નમાં જ મારી જીંદગી પૂરી કરીશ."

એ ભક્તિમત્તાના બદલામાં જોન માલાગામ્બાનો આભાર માનવા જતી હતી, એટલામાં તો દ્વાર ઉઘડયું અને કારાઅલી તે ઓરડામાં પાછો આવ્યો.

જોનને નવા પોશાકમાં સજ્જ થએલી જોઇને તે બોલી ઉઠયોઃ "ખુદાના કસમ! દરેક પોશાક તમને શોભે છે-અથવા કહો કે તમે જ દરેક પોશાકને બંધ બેસો છો! તમારા સરખાં સુંદર સન્નારીની તરફ આટલા કઠોર થવાની મને ફરજ પડે છે તેથી મને બહુ દુઃખ થાય છે હો! પણ કારાઅલી પોતાના ઠરાવનો પૂરી રીતે અમલ કર્યા વિના કદિ રહેતો નથી અને તેથી જે વાતનો કશો ઉપાય જ નથી તેને માટે દુઃખ લાવવું એ કેવળ નકામું છે. બાઇ! ચાલો આપણે અહીંથી વિદાય થઇએ, અને માલાગામ્બા આપણે સરહદ-સુધી પહોંચીએ ત્યાંસુધી તમારી સાથે રહેશે."

ગૌરવપૂર્ણ દૃઢતાથી જોન બોલીઃ "તમારા આ સભ્યતાના કાર્ય માટે તો હું તમારો આભાર માનું છું. તેનાથી છૂટા પડતાં મને ખેદ તો થાય જ, કારણકે મારા આ અપરિમિત દુઃખના સમયમાં એક સ્ત્રીનો સહવાસ મને મળે એ પણ એક જાતનું આશ્વાસન થઇ પડે છે."

કાળા કપ્તાને અર્થસૂચક સ્મિત કરતાં કહ્યું: "હવે ધર્માધ્યક્ષના તમારી સાથેના વર્તનનો આધાર તો તમારા પોતાના ઉપર જ રહેશે, બાઇ!"

જોને ગુસ્સો દર્શાવતાં કહ્યું: "ચૂપ રહો સરદાર! તમારે તેવું કશું બોલવાની જરૂર નથી. હવે જો આપણી મુસાફરીની બધી તૈયારી થઈ ચૂકી હોય તો ચાલો આપણે પ્રયાણ કરીએ."

ઓરડામાંથી બહાર નીકળતો કારાઅલી બોલ્યો: "ખુદાના કસમ! તમે તો કોઈ જુસ્સાદાર ઓરત દેખાઓ છો!"

થોડી વારમાં તેઓ એ ખંડેરમાંથી બહાર નીકળ્યાં. પ્રવેશદ્વાર આગળ બાર ઘોડેસવારોની એક ટુકડી તૈયાર ઊભી હતી. જોન અને માલાગામ્બાને માટે ઘોડા આણવામાં આવ્યા. પછી એ આખું મંડળ મુખ્ય રસ્તે થઇને બાયટ્રાગોની દિશાએ ચાલવા લાગ્યું.

લગભગ ચાર કલાકસુધી તેઓએ પોતાનો પ્રવાસ ચાલુ રાખ્યો. રાત્રિના દશનો અમલ થતાં મંડળ એક ખેડૂતના વાસ પાસે થોભ્યું. એ વાસમાં રહેનારાં આ લૂટારાઓની સાથે બહુ સારો સંબંધ ધરાવતાં હોય એવું સ્પષ્ટ રીતે જણાઇ આવતું હતું. જોન અને માલાગામ્બાને માટે એક ખાસ ઓરડી કાઢી આપવામાં આવી અને બહુ જ થાક લાગવાથી તેઓ તુરત જ ઉંઘી ગયાં.

પ્રભાત થતાં પુનઃ મુખ્ય રસ્તે તેઓ આગળ પ્રવાસ કરવા લાગ્યાં અને મધ્યાહ્‌ન થઇ ગયા પછી આખું મંડળ એક નાના રસ્તામાં દાખલ થઇને બાયટ્રાગોની નજીકના ડુંગરી રસ્તાઓ નજીક પહોંચ્યું. ત્યાં આવેલી પર્વતશ્રેણી કોર્ડોવા અને અસ્તુરીયાનાં રાજ્યોની વચ્ચેની સીમા દર્શાવતી હતી.

આ ડુંગરી રસ્તાઓની વચ્ચે તેઓ એક ગિરિગુહાના મુખ આગળ થોભ્યાં અને પોતપોતાના ઘોડાપરથી ઊતરીને તેઓએ એ ગુહાના અંધકારમય માર્ગમાં ઘોડાઓને દોરતાં પ્રવેશ કર્યો. જરા વધુ આગળ ચાલતાં એકદમ એટલો અંધકાર વધ્યો કે હાથ પણ સૂજે નહિ; પણ કારાઅલીએ જોરથી સીસોટી વગાડી જેનો તીવ્ર પ્રતિઘોષ ગુહામાં ઘણો ઉંડેસુધી ગાજી ઉઠ્યો અને તે ઉપરથી એ ગુહા કેટલી ઉંડી હશે તેનો ખ્યાલ આવવા લાગ્યો. થોડી વારમાં

ગુહાની એક બાજુએથી એકાએક એક દ્વાર ઉઘડ્યું અને એક મૂર લાકડાની એક બળતી મશાલ હાથમાં લઈને ત્યાં આવી પહોંચ્યો. મશાલના પ્રકાશમાં જોઈ શકાતું હતું કે અંદર એક વિશાળ ઘોડાર હતી.

આલાગામ્બાએ ઉતાવળે જોનના કાનમાં કહ્યું: "આ મુરાદ છે. સરદારનો મદદનીશ જમાદાર છે."

પોતાના ઉપરીને જોતાં જ મુરાદ બોલી ઉઠ્યો: "અહા! સરદાર! તમે જ છો કે? પણ ભૂલ શી થઈ છે? સાદ અને બદરૂદ્દીન અહીં આવ્યા હતા અને એકને બદલે કોઈ બીજી સ્ત્રીને પકડવામાં આવી છે એવી કાંઈ વિચિત્ર વાત કહેતા હતા—"

કારાઅલી અધીરાઈથી વચમાં બોલ્યો: "બીજી ગરબડ જવા દે–પણ હું પૂછું તેનો જવાબ આપ: ફુએનકારા નજીકના મઠના ખંડેરમાંથી ગઈ કાલે બપોરે મેં સાદ તથા બદરૂદ્દીનને મોકલ્યા હતા, તેઓ તારી ટુકડીને અહીં વેળાસર આવી મળ્યા હતા?"

મુરાદે જવાબ આપ્યો: "ના."

"તો પછી શું બર્થોલ્ડ અને તેની સાથેની સ્ત્રીને પાકો અને અસ્તુરીયાના સિપાઈઓને સોંપી દેવામાં આવ્યાં છે?" સરદારે પૂછ્યું.

મુરાદે જવાબ આપ્યો: "હા. સાદ અને બદરૂદ્દીન હજી તેમની પૂઠે ગયા છે. અહીં તેઓ માત્ર ખ્રિસ્તી પોશાક ધારણ કરવા જેટલો સમય લાગે તેટલો સમય રોકાયા હતા અને પછી આ બધા ડુંગરી રસ્તાઓમાં થઈને તેઓ અસ્તુરીયામાં દાખલ થયા છે."

કારાઅલીએ કહ્યું: "કેદીઓ વેલેડોલીડ ખાતે પહોંચતાં થાય તે પહેલાં સાદ અને બદરૂદ્દીન તેમને પકડી પાડે એવો હરેક સંભવ છે ખરો!"

મુરાદે જવાબ આપ્યો: "એ તો પાકો અને તેની સાથેના પહેરેગીરો કેવી ઝડપથી કૂચ કરી રહ્યા હશે તે ઉપર આધાર રાખે

છે; પરન્તુ અહીં આવતાં તમે માર્ગમાં જૂદે જૂદે ઠેકાણે હું અને મારી ટુકડી સંબંધી વિગત સાંભળી હોવી જોઇએ."

"ના, અમે કશું સાંભળ્યું નથી, કારણકે ફુએનકારાથી અહીં સુધી અમે મુખ્ય રસ્તે જ પ્રવાસ કર્યો છે. મને એવો ભય હતો કે જે રસ્તે થઇને જવાનો મેં તને હુકમ આપ્યો હતો તે રસ્તે જો હું પણ જઇશ તો રસ્તામાંથી અમને તાજા ઘોડા મળી શકશે નહિઃ સ્વાભાવિક છે કે તૈયાર ઘોડા તમે લઇ ગયા હો અને માત્ર તમારા થાકેલા ઘોડા જ દરેક સ્થળે રહેવા પામ્યા હોય."

મુરાદ બોલ્યોઃ "હું સમજ્યો. તોપણ અમે એટલા બધા કલાક તમારી આગળ નીકળ્યા હતા કે અમે વાપરેલા ઘોડા તો આટલા વખતમાં તાજા બની રહેલા છે-તેમનો થાક ઉતરી ગયો છે; જુઓ આ જ એ બધા ઘોડા !"

કારાઅલી બોલ્યોઃ "તમે એટલી બધી ઝડપથી આગળ વધશો એવું મેં ધાર્યું ન હતું. તમે ખંડેરમાં બિલકુલ થોભ્યા જ નહિ."

મુરાદે જવાબ આપ્યોઃ "ના; અમે ફુનએકારાથી ત્રણેક માઇલિ દૂરની હરીયાળી તરફથી ચાલ્યા, કારણકે એ રસ્તો ટૂંકામાં ટૂંકો છે—"

કારાઅલી વચમાં બોલ્યોઃ "અને હું ધારૂં છું કે તમે પહેલી રાત્રે તો બહુ થોભ્યા વિના લગભગ બધો વખત ચાલ્યા કર્યું હશે."

"હા-અને ગઇ રાતનો મોટો ભાગ પણ અમે પ્રવાસ કરવામાં જ ગાળ્યો." મુરાદે જવાબ આપ્યોઃ "પણ છેવટે પેલી બાઇ એટલી બધી થાકી ગઇ કે—"

એકાએક કારાઅલીએ પ્રશ્ન કર્યોઃ "તમે અહીં કયે વખતે પહોંચ્યા ?"

"આજે સ્હવારે સૂર્યોદય થયા પછી તુરત જ. પહેલી રાત્રે માત્ર મેં ત્રણ કલાકનો જ ઉંઘવા માટે વખત આપ્યો. ગઇ કાલે અમે સૂર્યાસ્તને સમયે અટકયા અને ઉંઘવાને માટે મેં સૌને પુરા છ

કલાક આપ્યા. પછી અમે પુનઃ ઘોડાપર સવાર થયા અને સૂર્ય ઉગતો હતો તે વખતે આ સ્થળે આવ્યા. પાકો, પેલો જર્મન ગૃહસ્થ અને પહેરેગીરો નજીકમાં તૈયાર થઇને જ રહેલા હતા અને મેં તુરત જ તેમને મારા કબજામાંનાં કેદીઓ સોંપી દીધાં. બે કલાક પછી સાદ અને બદરૂદ્દીન એવી ખબર લઇને આવ્યા કે બર્થોલ્ડ નેકારની સાથે ભૂલથી બીજી બાઇ સોંપવામાં આવી છે—”

કારાઅલી બોલ્યોઃ “ બસ ! ” જોન તરફ આંગળી કરીને તે આગળ બોલ્યોઃ “ ખરી સ્ત્રી તે આ છે. પણ સાદ તથા બદરૂદ્દીન પાકોને જઇ મળે અને શી ભૂલ થઈ છે તે તેને કહીને આ સ્ત્રીને લઇ જવા માટે તેના થોડા પહેરેગીરોને પાછા અહીં તેડી લાવે, ત્યાં સુધી–આજની રાત આ સ્ત્રીને અહીં જ રાખવી પડશે.”

એમ બોલીને કારાઅલીએ પોતાના એક માણસને બીજી મશાલ સળગાવવા હુકમ કર્યો. જ્યારે મશાલ સળગી, ત્યારે તેણે જોન તથા માલાગામ્બાને પોતાની પાછળ આવવા ફરમાવ્યું. બાકીનું મંડળ ઘોડાઓને ઘોડારમાં મૂકી તેમને ઘાસ–દાણો નીરવાની ગોઠવણમાં પડયું. કાળો કપ્તાન બેઉ સ્ત્રીઓને ગિરિગુહાના ઉંડાણમાં દૂર–દૂર લઈ ગયો. એકાએક તેઓએ આનંદજનિત હાસ્યધ્વનિ સાંભળ્યો અને એક બારણાની તીરાડોમાંથી અંદર પ્રકાશ દેખાવા લાગ્યો. જે બાજુપર ઘોડાર આવેલી હતી તે જ બાજુપર એ અજવાળાવાળો ઓરડો પણ હતો.

ત્યાં આગળ ક્ષણભર સાંભળવા થોભીને કારાઅલી બોલ્યોઃ “ એ તો મારા મોજી અનુચરો પોતાના વિલાસગૃહમાં મદ્યપાનની મોજ ઉડાવી રહેલા જણાય છે. ” પછી થોડે આગળ ચાલીને તે એક દ્વાર પાસે થોભ્યો અને તેણે તે ખોલી નાંખ્યું. તે બોલ્યોઃ “ આજની રાત તમારે આ ઓરડામાં ગાળવાની છે. ” એમ બોલીને તેણે જોન તથા માલાગામ્બાને એ ઓરડામાં પ્રવેશ કરાવ્યો. નક્કર ખડકમાંથી કોતરી કાઢવામાં આવેલો તે એક નાનો ઓરડો હતો,

પરન્તુ તેમાં ગાદી તકીયા, એક સુંવાળો ગાલીચો અને સુખોપભોગની બીજી વિધવિધ સામગ્રી ગોઠવવામાં આવેલી હતી.

છતમાં લટકી રહેલો એક દીવો તેણે સળગાવ્યો અને પછી કારાઅલી દ્વાર બંધ કરતો ત્યાંથી ચાલ્યો ગયો. જ્યારે તે એ નાના ઓરડાની બહાર નીકળીને બહારથી તેની સાંકળ વાસી દેવા માટે થોભ્યો, ત્યારે તેના હાથમાંની મશાલનું અજવાળું ઓરડાના દ્વાર ઉપરના બે ચોરસ ફીટના એક સળીયા જડેલા વાબારીયામાંથી દેખાવા લાગ્યું. એ વાબારીયાવડે ઓરડામાં તાજી હવા દાખલ થતી હતી, તથા હવાનો વેગવાળો પ્રવાહ આખી ગુહામાં જોરથી વહન કરી રહેલો જણાતો હતો. બારણાની સાંકળ વાસીને કાળો કમાન પાછો ફર્યો. થોડી વારમાં તેના હાથમાંની મશાલનો પ્રકાશ અદૃશ્ય થઇ ગયો અને તેનો પાદધ્વનિ પણ સંભળાતો બંધ થઈ ગયો.

જોન બોલીઃ "માલાગામ્બા ! હવે તો તું પણ મારી સાથે કેદી બની અને મને ભય રહે છે કે કાંઇ પણ અગત્યની સેવા તું બજાવી શકે તેટલા માટે અહીંથી વેળાસર છટકી જવાની તક તને મળી શકવાની નથી."

માલાગામ્બાની આંખોમાંથી વહેતાં અશ્રુબિંદુ તેના વદનપર દીવાના અજવાળામાં ચળકવા લાગ્યાં. તેણે જવાબ આપ્યોઃ "બાઇ! પાક પરવરદેગાર આપણને ત્યજી દેશે નહિ એવી આપણે આશા ધરાવીશું, કારણકે એ જ મહાન્ ખુદા ખ્રિસ્તીઓનો પ્રભુ છે અને મુસલમાનોનો અલ્લાહ છેઃ પછી ભલે તમે તેને જૂદા નામથી ઓળખતાં હો !"

જોન બોલીઃ "હું કાંઈ નિરાશ થતી નથી, કારણકે અનુભવથી મને એવી શિખામણ મળી છે કે ભય અને ચિંતામાંથી નીકળવાનો જ્યારે કશો પણ ખુલ્લો માર્ગ દેખાતો નથી, ત્યારે પણ છેલ્લી ઘડીએ કોઈ અજાણી દિશાએથી અણધારી મદદ આવી શકે છે."

એ બંધ ઓરડામાં પુનઃ કેટલીક વારસુધી શાન્તિ પ્રસરી

રહી. એટલો સમય જોન ઉંડા વિચારમાં પડી રહી અને માલાગામ્બા તેને ગમગીન તથા ગરીબડે વદને નિહાળી રહી.

એટલામાં ગુહાની ચાલમાં કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો અને થોડી ક્ષણોમાં એ અવાજ ઓરડાના દ્વાર આગળ આવીને અટકયો. સળીયાવાળા વાબારીયામાંથી મશાલનો જોરદાર પ્રકાશ પુનઃ દેખાવા લાગ્યો.

કારાઅલીનો સ્વર સંભળાયોઃ "દીવાલમાં જડેલા કડાની અંદર એ મશાલને ભેરવી દે, કીયામીલ ! તારે અહીં પહેરો ભરવાનો છે—"

કારાઅલીની સાથેના માણસનો સ્વર સંભળાયોઃ "પણ કડું ક્યાં છે ? હા, આ રહ્યું કડું !"

"કીયામીલ જ–તેનો જ એ સ્વર ! હા ! એ તો તે જ !" માલાગામ્બા અત્યંત આનંદના આવેગમાં આવી જતી જોનને પોતાની બાથમાં ભીડી લેતી ધીમેથી બોલી ઉઠી.

"ચૂપ !" જોન બોલીઃ "છાની રહે–એક શબ્દ પણ જો બોલીશ–એક દૃષ્ટિપાત પણ જો કરીશ તો ફસાઈ ગઇ સમજજે !"

"ઓહો ! અલ્લાહનો કેવડો મોટો ઉપકાર ?!" માલાગામ્બા બોલી. તેના હૃદયના આનંદના થડકારા જોનના કાનને સ્પષ્ટ રીતે સંભળાતા હતા.

તુરત જ બારણું ઉઘડયું એટલે જોને માલાગામ્બાને ધીમેથી સૂચન કર્યુંઃ "તારૂં મ્હોં પેલી તરફ ફેરવી નાંખ." જોનને ભય રહેતો હતો કે જો ખરેખર એ કીયામીલ જ હોય, તો કદાચ માલાગામ્બાને ઓળખવાથી આકસ્મિક આનંદના આવેગમાં મુખમાંથી તે કાંઇ આનંદોદ્‌ગાર કાઢી નાંખે અને તેથી તે માલાગામ્બાને ઓળખે છે એવું કારાઅલીના ધ્યાનમાં આવી જતાં જ તે તેને ત્યાં આગળ પહેરેગીર તરીકે મૂકી જાય નહિ.

જોનની સૂચના પ્રમાણે માલાગામ્બાએ તુરત જ મ્હોં બીજી તરફ ફેરવી નાંખ્યું અને ઓરડાના એક ખૂણામાં પડેલા કોચપરની ગાદી બરાબર કરવાના કામમાં તે લાગી ગઇ, જ્યારે જોને એક ત્વરિત દૃષ્ટિપાતથી કીયામીલને જોઇ લીધો. કીયામીલ પોતાના હાથમાં નાસ્તાનાં ભાણાં સાથે હાજર થયો હતો.

કીયામીલની ચામડીનો રંગ કાળા આરસના જેવો હતો, તોપણ માલાગામ્બાએ એક સંપૂર્ણ સુંદર દેહાકૃતિવાળા જુવાન તરીકે જોનની આગળ તેનું વર્ણન કર્યું હતું ત્યારે તે પોતાના પ્રેમને કારણે પક્ષપાતથી કે અતિશયોક્તિથી બોલી હોય એવું જોનને હવે માલૂમ પડ્યું નહિ. તેના ઓઠ આફ્રીકાના સામાન્ય હબસીઓના ઓઠ જેટલા જાડા નહોતા અને વદન માલાગામ્બાના વદન જેવું ઉન્નત હતું. તેનું નાક નાનું અને સહેજ વાંકું વળેલું હતું. તેના વાળ જાડા તથા ખરબચડા હતા તોપણ તે લાંબા અને પવનથી ફરફરતા હતા. તેનું કપાળ ઉન્નત હતું અને તેપર બુદ્ધિમત્તા પ્રતીત થતી હતી. તેના વર્તનના સદ્‌ગુણો તેની વદનચર્યા પર જ પ્રતીત થતા હતા.

કારાઅલી બોલ્યોઃ "કીયામીલ ! હવે ઉતાવળ કર અને ભાણાં ત્યાં મૂકી દે. પછી બરાબર પહેરો ભરવાને બારણાંની બહાર તારી જગ્યા સંભાળી લે. બરાબર વખત થતાં બીજો માણસ આવીને તને છૂટો કરશે અને પછી તુંએ તારા સોબતીઓની સાથે દારૂ પીને મોજ ઉડાવજે."

કીયામીલ બોલ્યોઃ "નામવર ! તમે જાણો છો કે હું કદી દારૂ તો પીતો નથી."

કારાઅલી હસીને બોલ્યોઃ "સાચી વાત ! તારા ભાગનો દારૂ તું બીજાને પીવા આપી દે છે ! હવે ચાલ, બારણું બંધ કરી દઇએ. બાઇ ! હવે તમે તમારે નિરાંતે એકાદ ઉંઘ કાઢો."

કારાઅલી અને કીયામીલ ઓરડામાંથી બહાર ચાલ્યા ગયા

અને બારણું બંધ કરીને બહારથી તેની સાંકળ વાસી દેવામાં આવી. કારાઅલી ગુહાની ચાલમાં ચાલ્યો જતો જણાયો અને કીયામીલ પહેરાપર રહ્યો.

આનંદથી થડકતે હૃદયે જોન તરફ જોતી માલાગામ્બા ધીમેથી બોલી: " તેણે મારી તરફ ધ્યાન આપ્યું નથી. પણ હવે–અરે હવે—" તે આગળ બોલી: " હુ તેને મારી ઓળખાણ પાડીશ. " એટલું બોલતાં તેના કૃષ્ણવર્ણીય વદનપર રતાશ ચડી આવી.

અત્યંત આનંદિત અને મૃદુ સ્વરે માલાગામ્બા બોલી: " કીયામીલ ! કીયામીલ ! "

" ઓહો ! એ જ સ્વર ! " બહાર ઊભેલો કીયામીલ ઉચર્યો. ચાલમાં મશાલનો પ્રકાશ હતો અને ઓરડામાં દીવાનો પ્રકાશ હતો. સળીયાવાળા વાબારીયા પાસે એકાએક કીયામીલના ચહેરાને આવેલો માલાગામ્બાએ એ પ્રકાશમાં જોયો.

" હા, હું જ છું–હું જ છું–કીયામીલ ! હું તારી પ્રેમપંખિણી માલાગામ્બા છું ! " હબસણ બોલી. પ્રેમાવેશને લીધે તેનો સ્વર ધ્રૂજી રહ્યો હતો.

એકાએક એક તલ્વાર જમીનપર પછડાતી સંભળાઈ જાણે કે કોઇએ તેને પોતાના હાથમાંથી આવેશપૂર્વક દૂર ફેંકી દીધી ન હોય ! તુરત જ સાંકળ ઉઘડવાનો અવાજ સંભળાયો, દ્વાર ધકેલાયું અને બન્ને પ્રેમિકો એક બીજાના બાહુપાશમાં બંધાઇ ગયાં !

" માલાગામ્બા ! મારી માલાગામ્બા ! આ તે સ્વપ્નું કે સાચું ? "

" કીયામીલ–મારા પ્યારા કીયામીલ ! "

ઉભયના મુખમાંથી એવા આશ્ચર્ય તથા આનંદના ઉદ્ગારો નીકળી પડચા અને પછી બન્ને પ્રેમિકો એક બીજાપર ચુંબનોની વૃષ્ટિ કરવા લાગ્યાં. આવો હૃદયદ્રાવક પ્રેમપ્રસંગ નિહાળતાં જોનની આંખોમાંથી પણ અશ્રુધારા સરી પડી.

થોડી વાર વ્યતીત થઇ ગઇ, ત્યારે કીયામીલ તથા માલાગામ્બા પૂરી રીતે સ્વસ્થ થયાં. હવે તેમને એક બીજાની વીતકવાર્તા જાણવાની બહુ ઇચ્છા થઇ આવી હતી. તેઓ વાતચીત કરવા લાગ્યાં અને ઉતાવળે ઉતાવળે તેમણે પરસ્પર આપવીતી કહી સંભળાવી.

માલાગામ્બાએ પોતાની જે વીતકવાર્તા જોનને કહી સંભળાવી હતી તે જ વાર્તા તેણે કીયામીલને પણ કહી. પછી કીયામીલે પોતાનો વૃત્તાંત કહેતાં જણાવ્યું કે પોતે તેને કેદમાંથી મુક્ત કરવાના ખાસ ઇરાદાથી જ કારાઅલીની ટોળકીમાં દાખલ થયો હતો, પછી પોતે સરહદપરના વિભાગમાં નિમાયો હતો કે જે વિભાગનું મુખ્ય મથક એ ગુહામાં જ રહેલું હતું, અને માત્ર એટલી જ વિગત તેના સંબંધમાં જાણી શકયો હતો કે કારાઅલીની કોઇ રખાતોની દાસી તરીકે તેને રાખવામાં આવી હતી, તે કરતાં કશી વધારે વિગત તે જાણી શકયો નહોતો. કારાઅલીનાં સંખ્યાબંધ ગુપ્ત સ્થાનો અને કિલ્લાઓમાંના કયે સ્થળે માલાગામ્બાને રાખવામાં આવી હતી તે શોધી કાઢવામાં તેને સફળતા મળી નહોતી; અને એ રીતે દિવસ, અઠવાડીયાં તથા મહિના તે એવી આશામાં વીતાવી રહ્યો હતો કે વહેલાં–મોડાં કોઇ એવો યોગાનુયોગ આવશે અને પોતે પોતાની પ્રિયતમાને પુનઃ મળશે.

આ પ્રમાણે પરસ્પર વાતચીત થઇ ગયા પછી માલાગામ્બાએ પોતાના પ્રિયતમને જોનના સંબંધમાં સઘળી વાત કહી જેથી તેને જોનના હિત માટે પણ લાગણી થયા સિવાય રહી નહિ. જોને માલાગામ્બા પ્રત્યે જે ઉદાર માયાળુ વૃત્તિઓ દર્શાવી હતી તે સંબંધે પણ ઉત્સાહપૂર્વક વાતચીત કરવાનું ઉપકારવશ બનેલી માલાગામ્બા વિસરી ગઇ નહિ.

તે ઉપરથી તુરત જ કીયામીલે એવો ઇરાદો દર્શાવ્યો કે તેઓ ત્રણે જણાંએ એકી સાથે નાસી છૂટવું અને એ ઇરાદો જોન તથા માલાગામ્બાને પણ પસંદ પડયો.

કીયામીલ બોલ્યો: "અહીંથી આબાદ રીતે નાસી છૂટવું એ કાંઇ બહુ મુશ્કેલીની વાત નથી. ગુહામાંથી બહાર નીકળવાના બે રસ્તા રહેલા છે. એક ટેકરીની હેઠળ લગભગ પોણામાઇલ જેટલી લંબાઇમાં આ ગુહા આવી રહેલી છે અને બેઉ છેડે તેમાંથી નીકળવા માટેનાં મ્હોં આવી રહેલાં છે. આથી આખી ગુહામાં તાજી હવાનો પ્રવાહ સદોદિત વહ્યા જ કરે છે. ગુહામાં પ્રવેશ કરવા માટેનું મુખ તમે જોયું હશે. તે એટલું મોટું છે કે તેમાં એકી સાથે કેટલાક ઘોડા પણ દાખલ થઇ શકે; પરન્તુ બીજે છેડે આવેલું મ્હોં ઘણું નાનું છે. એકી સાથે માત્ર એક જ માણસ નીકળી શકે એટલું તે સાંકડું છે. આ સાંકડા મ્હોં વાટે જ આપણે નાસી છૂટવું જોઇએ કારણકે મોટા મુખ આગળ તો કદાચ કોઇ લૂટારાઓ સામા મળી જાય એવો ભય રહેલો છે. ઘોડા મેળવી લેવાનો વિચાર તો બિલકુલ કરવો જ નહિ, કારણકે ઘોડારમાં કોઇ ને કોઇ તો જરૂર હોય છે જ, પરંતુ આ ડુંગરી પ્રદેશના સઘળા રસ્તા, ચીલા અને પગથીઓનો હું સારી પેઠે ભોમીયો થએલો છું, એટલે કશી ફીકર નથી. જો એક વાર આપણે બાયટ્રાગો ખાતે નિર્વિઘ્ને પહોંચી જઇએ અને ત્યાંસુધી આપણી પૂઠે કોઇ આવી પહોંચે નહિ, તો પછી આપણે સલામત છીએ. ત્યાં આગળથી આપણને તુરત જ જોઇએ એટલા ઘોડા મળી શકશે અને વળી સદ્દભાગ્યે મારી પાસે સોનામહોરોથી ભરેલી એક થેલી તૈયાર છે!"

તુરત જ કીયામીલ, માલાગામ્બા અને જોન એ ઓરડામાંથી બહાર નીકળ્યાં અને ઉતાવળે પગલે ગુહામાં આગળ ચાલવા લાગ્યાં. કીયામીલે વર્ણવેલું સાંકડું મુખદ્વાર આવ્યું એટલે તેમાંથી નીકળીને તેઓ પર્વતના ઝાડીવાળા પ્રદેશમાં આવી પહોંચ્યાં.

આ પ્રમાણે ગુહાની બહારની ખુલ્લી હવામાં આવીને કીયામીલ બોલ્યો: "હજી સૂર્યાસ્ત થવાને પૂરા બે કલાકની વાર છે." પછી એક ઉંચી ટેકરીની બાજુએ ચાલતી પગથીપર થઇને તેઓ

સત્વર ધીચ જંગલમાં દાખલ થયાં. આ જંગલમાં એક સાંકડો માર્ગ જોવામાં આવતો હતો. આ માર્ગે તેઓ ઉતાવળે પગલે આગળ વધ્યાં. પૂરો એક કલાક પણ નહિ થયો હોય, એટલામાં દૂર ક્ષિતિજમાં બાયટ્રાગો નગર દેખાવા લાગ્યું, શહેરમાં દાખલ થઈને તેઓ સીધા ' મૂર વિજેતા ' નામના મુસાફરખાના તરફ ગયાં.

પરન્તુ અહીં તેઓને ભયાનક નિરાશા અનુભવવી પડી, કારણ-કે તે વખતે એ મુસાફરખાનાના તબેલામાં એક પણ ઘોડો નહોતો અને શહેરમાંનાં બીજાં મુસાફરખાનાં તો ઘોડા રાખતા જ નહોતા. તુરત જ કીયામીલે માંગણી કરી કે જો કોઈ માણસ પોતાના ઘોડા વેચવા ઇચ્છતો હોય તો પોતે ત્રણ ઘોડા ખરીદ કરવા તૈયાર છે. આ સોદો બંધ બેસાડી આપવામાં મુસાફરખાનાના માલેકને સારો નફો મળવાની આશા ઉત્પન્ન થઈ, એટલે તેણે વેચાઉ ઘોડાઓને માટે તપાસ ચલાવવા માંડી.

એક કલાક વીતી ગયો પણ તે પાછો ફર્યો નહિ. દર્મિયાનમાં જોન, માલાગામ્બા અને કીયામીલ અકળાવા લાગ્યાં કારણકે તેમનો મૂલ્યવાન્ સમય અત્યારે નકામો ચાલ્યો જતો હતો. એક કલાક વીતી ગયો, સૂર્ય અસ્ત થયો, રાત્રિ પડી અને જોન તથા તેનાં સાથીઓ અત્યંત ભયાતુર થવા લાગ્યાં. તેમને એવો ભય લાગવા માંડયો કે મુસાફરખાનાનો માલેક તેમને શું ઓળખી ગયો હશે અને દગો કરીને તે તેમને પાછાં કારાઅલીના હાથમાં સોંપવાનો ઇરાદો રાખતો હશે ? આ ભયને કારણે તેમણે પગે ચાલીને પણ ઉતાવળે આગળ વધવાનો વિચાર કર્યો. પણ એ સંબંધે હજી તેમણે પૂરો નિશ્ચય કર્યો નહોતો, એટલામાં તો મુસાફરખાનાનો માલેક પાછો ફર્યો. એક ઘોડાની લગામ પકડીને તે તેને દોરતો ચાલ્યો આવતો હતો અને તેની પાછળ એક માણસ બીજા બે ઘોડાને દોરીને આવતો હતો.

ઘોડા મેળવવામાં તેને બહુ જ મુશ્કેલી અનુભવવી પડી હતી

અને તેથી જ આટલો વિલંબ થવા પામ્યો હતો એવું હવે માલૂમ પડ્યું. એ ઘોડાને માટે ઘણી મોટી રકમની માંગણી કરવામાં આવી, પરન્તુ કીયામીલે તે ઘણી ખુશીથી આપીને ત્રણે ઘોડા ખરીદ કર્યા. થોડીએક ક્ષણોમાં તો કીયામીલ, જોન અને માલાગામ્બા ઓકા પર્વતો તરફ જવાના ટૂંકામાં ટૂંકા માર્ગે ઘોડા દોડાવતાં આગળ વધવા લાગ્યાં.

બેઉ રાજ્યો વચ્ચેની સરહદ તેઓ તુરત જ પસાર કરી ગયાં અને આપણી નાયિકા એક વાર ફરીથી અસ્તુરીયામાં દાખલ થઈ. ઓકા પર્વતો લગભગ બાર કલાકની મુસાફરી જેટલે છેટે આવેલા હતા. જોકે જોન અને માલાગામ્બા પ્રવાસના પરિશ્રમથી બહુ શ્રમિત થએલી હતી, તોપણ મધરાત થતાંસુધી તો પ્રવાસ કરવાની પોતે શક્તિ ધરાવે છે તથા પોતાનો નિશ્ચય પણ એવો જ છે એવી તેમણે કીયામીલને ખાત્રી આપી હતી.

હવે જોને કીયામીલને પૂછ્યું: "જો ક્રૂર લૂટારાઓને કોઈ પણ રીતે આપણો પત્તો મળી શકે, તો તેઓ બેઉ રાજ્યો વચ્ચેની સરહદ ઓળંગવાની અને અસ્તુરીયાના રાજ્યમાં આપણી પૂઠ પકડવાની હિંમત ચલાવી શકે ખરા ?"

કીયામીલે આ સવાલનો જવાબ આપતાં જણાવ્યું: "બાઈ! હું ધારૂં છું કે કારાઅલી એમ કરવામાં પણ પાછો હઠે તેવો નથી; પરન્તુ આપણે કયે માર્ગે આગળ વધ્યાં છીએ તે બાબતનો પત્તો હવે તેમને મળી શકે તેવું રહ્યું નથી, એમ હું સમજું છું."

આ પ્રવાસીઓએ કરેલા નિશ્ચય પ્રમાણે તેઓએ મધરાત વીતી ગયા પછી થોડા વખતસુધી પોતાનો પ્રવાસ ચાલુ રાખ્યો, અને તેઓ એક નાના ગામમાં પહોંચ્યાં. ગામમાંનું એક મુસાફરખાનું શોધી કાઢીને તેઓ ત્યાં ગયાં અને માલેકે તેમને તુરત જ અંદર દાખલ કર્યાં. થોડી વાર પહેલાં જ કેટલાક અસૂરેથી આવેલા પ્રવાસીઓને મુસાફરખાનામાં દાખલ કરવાને તેનો માલેક હજી જાગતો જ

હતો એટલે આપણાં પ્રવાસીઓને બહાર જરાએ રાહ જોતાં ઊભા રહેવું પડયું નહિ.

આ ગરીબડા મુસાફરખાનાનો માલેક અને કામકાજ કરનાર એક જ માણસ હતો. જોન અને હબસી પ્રેમિકાએ પોતાના ઘોડા એ માલેકને સોંપ્યા એટલે માલેકની સ્ત્રી તેમને એક નાની સરખી ઓરડીમાં લઈ ગઇ. ત્યાં તેણે આ પ્રવાસીઓને તુરત જ સામાન્ય પ્રકારનો થોડો-થોડો નાસ્તો પીરસ્યો.

પરન્તુ તેઓએ હજી એક-એક કોળીયો મ્હોંમાં નહિ નાંખ્યો હોય, એટલામાં તો દૂર ઘોડાના દાબડા જોરથી પડતા હોય એવા અવાજો તેમને કાને આવવા લાગ્યા; અને જ્યાં તેઓ પોતાની બેઠક-પરથી ઉઠ્યા, ત્યાં તો ઘોડેસવારોની એક ટોળકી ઠેઠ બારણાસુધી આવી પહોંચી. માલાગામ્બાના મુખમાંથી ભયને લીધે એક ધીમી ચીસ નીકળી ગઇ, જોન જે કાંઇ અનિષ્ટ પ્રકાર બને તે માટે એક-દમ તૈયાર થઈ ગઇ અને કીયામીલ બારી પાસે જઇને તેની ફાડો-માંથી બહાર નજર કરવા લાગ્યો.

બહાર સ્વચ્છ ચંદ્રપ્રકાશ વિસ્તરી રહેલો હતો એટલે કીયા-મીલે દૂરથી કારાઅલી અને તેના દશ-બાર માણસોને ઘોડાપરથી નીચે ઉતરતા જોયા. તે બોલી ઉઠ્યોઃ "લૂટારાઓ આવી પહોંચ્યા!!"

જોન બોલીઃ "ચાલો આપણે નાસી છૂટીએ! મકાનને પાછલે બારણેથી આપણે છટકી શકીશું!"

કીયામીલ એકદમ બોલ્યોઃ "હા, હવે માત્ર એ એક જ ઉપાય છે! ચાલ, માલાગામ્બા!"

એ પ્રમાણે બોલીને તેણે પોતાની તલ્વાર મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી. જો કદાચ લૂટારાઓ પોતાપર અને પોતાની સાથેની અબળાઓપર હલ્લો કરે તો એ તલ્વારવડે બચાવ કરવાનો તેનો ઈરાદો હતો. પછી એ ઓરડીનું બારણું ઉઘાડીને તે બહાર નીકળ્યો. બહાર ભૂરો પોતાને અંદર દાખલ કરવાને માટે બુમાબૂમ મચાવી રહ્યા હતા અને માલેકની સ્ત્રી તેમને દાખલ કરવાને બારણું ઉઘા-

ડવા જતી હતી, એટલામાં કીયામીએ ઓરડીમાંથી બહાર નીકળીને તેને ઉઘાડવા જતી અટકાવી.

પણ બરાબર એ જ ક્ષણે સામેની એક ઓરડીનું બારણું ઉઘડ્યું અને એક વયોવૃદ્ધ દેખાતો પુરૂષ એ ઓરડીના ઉંબરામાં ઊભેલો દેખાયો.

"વૃદ્ધ ફેરીયો ઈવાન!" એવો ઉદ્ગાર કાઢતી જોને તેની તરફ છલંગ મારી–ઈવાન પોતાનું રક્ષણ જરૂર કરશે એવો આત્મવિશ્વાસ જોનના હૃદયમાં તત્ક્ષણ જાગૃત થયો.

"અહા! વીર રમણી જોન! બહાદૂર બાળા!" તેનો હાથ હૃદયની સહાનુભૂતિપૂર્વક દાબતાં ઈવાન બોલ્યોઃ "શું થયું છે? તમારા પર શો ભય આવી પડ્યો છે?"

પોતાનાં બે સાથીઓ ઉપર નજર કરતી તે બોલી ઉઠીઃ "અમને બચાવો!" બારણાંની બહાર મૂરોની બૂમાબૂમ વધતી હતી અને ભયકારક થતી જતી હતી એટલે તે પુનઃ બોલીઃ "જો તમારાથી બને તો અમને બચાવો!"

જાણે કે તત્ક્ષણ તેને ઉપાય સૂઝી આવ્યો હોય અને તે જ ઉપાયનો આશ્રય લેવાનો તેણે નિશ્ચય કર્યો હોય, એવી રીતે તત્ક્ષણ તેણે જવાબ આપ્યોઃ

"મારી પાછળ ચાલ્યાં આવો." પછી મુસાફરખાનાના માલેકની સ્ત્રીના હાથમાંનો દીવો એકદમ પોતાના હાથમાં લઇને તેણે તેને અધિકારદર્શક સ્વરે કહ્યુંઃ "બહાર રહેલા માણસોને અંદર દાખલ કરવા હમણાં બારણું ઉઘાડીશ નહિ."

તે સ્ત્રીએ માનપૂર્વક જવાબ આપ્યોઃ "જી, નહિ ઉઘાડું."

ફેરીયો એ સાંકડા નીચે જતા માર્ગે એકદમ આગળ વધ્યો અને જોન તથા હબસી પ્રેમિકા તેની પાછળ પાછળ ચાલ્યાં. તેઓને ઇવાન એ મકાનની પાછળ આવેલી એક ઓરડીમાં લઇ ગયો.

"બારણું બંધ કરીને સાંકળ વાસી દો." ઈવાન બોલ્યો. એમ બોલતાંની સાથે જ તેણે એ ઓરડીની વચ્ચે પડેલું એક મેજ

આધું હડસેલી કાઢયું અને જમીનપર બિછાવેલી વાંસની જાડી સાદડી ઉંચી કરી. પછી એક છૂપા દ્વારની કળને અડકીને તેણે તે દ્વાર ઉઘાડયું કે તુરત જ નીચે કેવળ અંધકારમાં લઈ જતી સીઢીનાં પગથીયાં નજરે પડ્યાં.

"નીચે ઉતરો, જલ્દી નીચે ઉતરો!" વૃદ્ધ ઇવાન બોલ્યો: "અત્યારે તમારે એક ક્ષણ જેટલો સમય પણ ગુમાવવાનો નથી. તમારી પૂઠ પકડનારાઓ ગમે તે હોય, પણ તેઓ અત્યારે મુસાફરખાનાનું મુખ્ય દ્વાર તોડી રહ્યા હોય એમ જણાય છે. તેઓ બહુ ઉશ્કેરાઇ ગએલા હોય એમ માલૂમ પડે છે!"

જોનને વૃદ્ધ ઇવાન ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો, એટલે સૌથી પહેલાં તે જ એકદમ નીચે ઉતરી અને પછી હબસી પ્રેમિકા જરા પણ આનાકાની કર્યા વિના તેની પાછળ ઉતર્યાં. તેટલો વખત ઇવાન એક હાથે છૂપું દ્વાર પકડી રહ્યો હતો અને બીજા હાથમાં દીવો પકડી રહ્યો હતો.

પરન્તુ જે અજાણ્યા સ્થાનમાં તેમને ઉતારવામાં આવ્યાં હતાં તે સ્થાનમાં તેમની સાથે રહેવાની ઇચ્છા ઇવાને પ્રદર્શિત કરી નહિ; તેથી ઉલટું, માલાગામ્બા સૌથી છેલ્લી ઉતરી અને જે ક્ષણે તેનું માથું છૂપા દ્વારની અંદર ઉતર્યું, તે જ ક્ષણે એકદમ તેણે એ દ્વાર પડતું મૂકી દીધું અને ત્રણે જણાં ગાઢ અંધકારમાં ડૂબી ગયાં.

પોતાના મસ્તક ઉપર છૂપા દ્વારની છૂપી કળ બંધ થવાનો અવાજ સાંભળતાં જ માલાગામ્બા બૂમ મારી ઉઠી: "આપણે ફસાયાં છીએ!"

એ જ ક્ષણે મૂરોએ મુસાફરખાનાના મુખ્ય દ્વારને તોડી નાંખ્યું અને એકદમ બારણું નહિ ઉઘાડવા માટે ભયભીત થએલી માલેકણને પોતાની ભાષામાં મ્હોંભાવતી બીભત્સ ગાળો દેતા તેઓ અંદર ધસી આવ્યા.



## પ્રકરણ ૧૦ મું.



### ઝેવીયર વિલેના અને તેનાં બંદીવાનો.

વેલેડોલીડના ધર્માધ્યક્ષનો મહાલય એ એક જંગી ઇમારત હતી. તેની રચના ચતુષ્કોણ આકૃતિવાળી હતી અને મધ્યમાં એક વિશાળ ચોક રાખવામાં આવેલો હતો, જે ચોકમાં એક ફુવારો રાતદિવસ ઉડતો. ઇમારતના મોખરાના ભાગની સામે નગરનો વિશાળ ચોક આવેલો હતો અને ચોકની સામેને છેડે દેવળ આવી રહેલું હતું. મહાલયના પાછળના ભાગમાં એ ધર્મસંસ્થાની માલેકીના બગીચાનો સુંદર દેખાવ આવી રહેલો હતો.

ધર્માધ્યક્ષના અશ્વાલયમાં પચાસ અશ્વો હતા, અને એમાંના દરેક અશ્વના એક રોજનું ખોરાકી ખર્ચ એટલું થતું હતું કે જેટલું ખર્ચ એક ગરીબ માણસના કુટુંબને એક આખા અઠવાડીયાની ખોરાકી પાછળ થાય. ધર્માધ્યક્ષના મહાલયમાં એકંદરે બસો ઘરગથ્થુ ચાકરો હતા, જેમાંનો ચાર-પંચમાંશ ભાગ તો ઉપયોગને માટે નહિ પણ કેવળ દેખાવને માટે રાખવામાં આવેલો હતોઃ આથી બધા ચાકરો ખાઉધરા અને એઠાડુ થઇ ગયા હતા. ધર્માધ્યક્ષના છ ખાનગી પાદરી કારભારીઓ હતા, બે સેક્રેટરીઓ હતા અને તીરંદાજોની એક ટુકડી તેના અંગરક્ષક તરીકે રહેતી હતી. તે રાજશાહી ઠાઠમાઠથી રહેતો હતો અને તેનો રૂઆબ તથા દબદબો અસાધારણ હતો.

જે એઠા-જૂઠા ભોજનના પદાર્થો તેના રસોઇઆ એઠવાડમાં કાઢી નાંખતા હતા તે પદાર્થો બપોરના વખતે તેના મહાલયના દરવાજા પાસે ભિક્ષાર્થે ટોળે મળતા બિખારીઓ તથા ગરીબોને સખાવત તરીકે વહેંચી દેવામાં આવતા હતા; અને પોતાની નમ્રતાના સૂચન તરીકે દરવર્ષે તે તેર ભિખારીઓના પગ ધોતો,-એટલે કે જ્યારે એ ભિખારીઓને પહેલેથી ન્હવરાવીને સારી પેઠે સ્વચ્છ કર-

વામાં આવતા, ત્યારે તેમના સ્વચ્છ પગને ગુલાબજળથી ભરેલા ન્હાવાના 'ટબ'માં રખાવવામાં આવતા અને પછી ધર્માધ્યક્ષ પોતાની આંગળીનું ટેરવું એ પાણીમાં બોળીને પોતાની નમ્રતાસૂચક પ્રક્રિયાની *પૂર્ણાહુતિ* કરતો—ભિખારીઓના પગ ધોતો!

બપોરને વખતે તેના નોકર-ચાકરના એઠા ભોજનના પદાર્થો અને રસોડાનો એઠવાડ વહેંચવામાં આવતો, તે સખાવતનું કાર્ય મહાલયના ભક્તિમંદિરના છાપરાપર ટાંગવામાં આવેલો મોટો ઘંટ બજાવીને આખા વેલેડોલીડની પ્રજામાં જાહેર કરવામાં આવતું; અને દરવર્ષે ભિખારીઓના પગ ધોવાની ક્રિયા કરવામાં આવ્યા પહેલાં એક ભભકાદાર સરઘસ આખા શહેરમાં ફેરવવામાં આવતું અને ક્રિયા પૂરી થઇ ગયા પછી સાંજે એક ફાંકડી મીજબાની ઉડાવવામાં આવતી!

ધર્માધ્યક્ષના મિત્રો,—એટલે કે તેના આશ્રિતો, તેની સાથે જમનારાઓ અને તેનાથી ડરીને રહેનારાઓ—ઉપર વર્ણવેલા બનાવો ઉપરથી તેની દયાળુતાનાં વખાણવડે આસમાન ગજાવી મૂકતા અને તેની નમ્રતાને એક જ્વલંત ઉદાહરણરૂપ કહી બતાવતા: પરન્તુ એ વખતે તેઓ એટલું કહેવાનું તો જરૂર ભૂલી જતા કે ધર્માધ્યક્ષના મહાલયની હેઠળ આવેલા કારાગ્રહના ઓરડાઓ કદાપિ બંદીવાનો વિનાના રહેતા જ નહિ અને ડોન ઝેવીયર વિલેના પોતાના ન્યાય તોળવાના અધિકારની રૂએ જેમને ધર્મ સામે શત્રુતા ધરાવવા માટે અથવાતો દેશની સામે દ્રોહ અને વિરૂદ્ધતા ધરાવવા માટે અપરાધી લેખીને સજા કરતો તેમને જીવતા બાળી મેલવાની, ફાંસીને લાકડે લટકાવવાની અને ભયાનક યાતના ગુજારવાની અતૃપ્ત લોલુપતા તે ધરાવતો હતો.

આગલા પ્રકરણમાં વર્ણવવામાં આવેલા બનાવો પછીના બીજા દિવસની સાંજ પડવા આવી હતી: ધર્માધ્યક્ષ વેલેડોલીડના કેટલાક ધર્માધિકારીઓ અને મુખ્ય કાર્યભારીઓ સાથે એક મેજ પાસે બેઠો

હતો. મેજ ઉપર મોટી મોટી સોનાની રકાબીઓ પડી હતી અને તેમાં મધુર ફળ-મેવો તથા મીઠાઇ મોટા પ્રમાણમાં ગોઠવવામાં આવ્યાં હતાં. સ્પેન, ફ્રાન્સ અને ગ્રીસના ટાપુઓમાં ગાળવામાં આવેલા જુદી જુદી જાતના મદ્યોની પ્યાલીઓ ઉડી રહી હતી.

મેજની ફરતા વીસ માણસો બેઠા હતા અને તેમની હજુરમાં સુંદર દેખાવવાળા તથા કીંમતી પોશાકમાં સજ્જ થએલા વીસ ચાકરો ખડે પગે ઊભા હતા.

એક ભભકાદાર જ્યાફતની મોજ અત્યારે ત્યાં ઉડી રહી હતી. સ્વાદિષ્ટ મીઠાઇ અને રસદાર પકવાન્નોને સારી પેઠે ઠાંસીને તે ઉપર મદ્ય તથા દ્રાક્ષાસવની પ્યાલીઓ ઉડાવીને એ ભોજનકાર્યને પૂરૂં કરવાની તેઓ તૈયારી કરી રહ્યા હતા.

ડોન ઝેવીયર વિલેના તરફથી ઇશારો થતાં જ વીસે ચાકરો ત્યાંથી ચાલ્યા ગયા અને હવે સૌ જમનારાઓ એકલા પડ્યા એટલે તેઓ છૂટથી વાતચીત ચલાવવા લાગ્યા.

પરન્તુ તુરત જ એક ચાકર પાછો ત્યાં આવ્યો અને ધર્માધ્યક્ષની પાસે જઇને તેના કાનમાં તેણે થોડા શબ્દો ઉચ્ચાર્યા.

ધર્માધ્યક્ષની નિષ્ઠુર વદનચર્યાપર આનંદ તથા વિજયોત્સાહની મિશ્ર રેષાઓ સ્ફુરતી દેખાઇ; પરન્તુ પોતાની મનોવૃત્તિ વધારે પ્રમાણમાં બીજાઓ કળી ન જાય તેટલા માટે તેને તુરત જ સંયમમાં રાખીને તે ઊભો થયો. પોતાના મેમાનોને છોડી જવા માટે તેણે તેમની ક્ષમા માંગી અને એ ઓરડામાંથી તે ઉતાવળે ચાલ્યો ગયો.

સાધુઓ અને ધર્મગુરૂઓનાં બાવલાંઓવાળી એક આરસની ચાલપર થઇને આગળ વધતાં ડોન ઝેવીયર વિલેના એક વિશાળ ખંડમાં દાખલ થયો. જ્યારે ધર્માધ્યક્ષ ન્યાયાધિકારી તરીકેની પોતાની ફરજો બજાવતો એટલે કે અપરાધીઓનો ન્યાય તોળતો, ત્યારે તે આ ખંડમાં બેસતો, અર્થાત્ આ ખંડ તેની ન્યાયની કચેરી તરીકે જ ઉપયોગમાં આવતો. પાકો અને ડા. ઈંગિલહેમ અત્યારે

આ ખંડમાં તેની રાહ જોતા બેઠા હતા. તેઓ આવી પહોંચ્યા કે તુરત જ તેમને આ ખંડમાં લાવીને બેસાડવામાં આવ્યા હતા.

ધર્માધ્યક્ષે પાકોને કહ્યું: "મારા પુત્ર! ત્યારે તું ફતેહમંદ થયો?" એ શબ્દો ઉચ્ચારતાંની સાથે તેણે ઇંગલહેમના સવિનય વંદનનો પણ ગંભીરતાપૂર્વક સ્વીકાર કર્યો.

દુભાષિયાએ જવાબ આપ્યો: "હા, નામવર! મને ફતેહ મળી, અને નીચે ભોંયરાના કારાગ્રહના બે જૂદા જૂદા ઓરડામાં બેઉ કેદીઓને સલામત રીતે પૂરવામાં આવ્યાં છે."

મ્હોંપર ભક્તિભાવને પ્રકટ કરતાં ડોન ઝેવીયર વિલેના બોલ્યો: "પુત્ર! તેં ધર્મની બહુ સારી સેવા બજાવી છે, અને તને તારૂં ઇનામ આપતાં મને સાચો હર્ષ ઉત્પન્ન થાય છે. આ અગત્યનું કાર્ય પાર ઉતારતાં તને બહુ મુશ્કેલી તો નહિ નડી હોય, એમ હું ધારૂં છું."

પાકોએ જવાબ આપ્યો: "નામવર! હિંમતે બહાદૂર કારાઅલી અને તેની ટોળકીની મદદથી મેં મારૂં કામ પાર ઉતાર્યું છે. પરન્તુ આપ નામવરને મેં બાયટ્રાગો ખાતેથી જે પત્ર મોકલ્યો હતો તે પત્ર ઉપરથી આવું સફળ પરિણામ આવવાની ધારણા આપ નામવરે રાખેલી ખરી?"

"હા, ખરેખર!" ધર્માધ્યક્ષ બોલ્યો: "વારૂ, આ બંદીવાનો તારા હાથમાં આવ્યાં ત્યારથી અત્યારસુધીમાં તેં તેમની સાથે કાંઇ ખાસ વાતચીત કરી છે કે?" ધર્માધ્યક્ષે આવો સવાલ પાકોને પૂછ્યો તેનું ખાસ કારણ હતું. તે માની રહ્યો હતો કે પકડાએલા બે કેદીઓમાંની એક જોન છે અને જોનનો પ્રેમ મેળવવાને તેણે ડચુરાખાતે જે વલખાં માર્યાં હતાં, તે સંબંધી કાંઇ વાત જોને દુભાષિયાને કહી છે કે નહિ તે નક્કી કરવાને ધર્માધ્યક્ષ અતિઆતુર હતો.

પાકોએ જવાબ આપ્યો: "મૂર લૂટારાઓએ કેદીઓને મારા હાથમાં સોંપ્યાં ત્યારથી તે અત્યારસુધીમાં હું બર્થોલ્ડ નેકાર સાથે

કે જોન ગીલ્બર્ટસ સાથે એક શબ્દ પણ બોલ્યો નથી. વળી મેં મારા જર્મન સોબતીને પણ તેમની સાથે કશી વાતચીત કરવા દીધી નથી, કારણકે મેં ધાર્યું કે મારે મારો કાર્યવિભાગ કશી છૂપી કે પ્રકટ વાતચીત કર્યા વિના બજાવવો અને પછી કેદીઓની સાથે બધી બાબતોમાં કેવી રીતે વર્તવું તે આપ નામવરની મોજ તથા મરજી ઉપર જ છોડવું એ વધારે સારૂં છે."

ધર્માધ્યક્ષ બોલ્યોઃ "મારા પુત્ર! તું ડહાપણથી વર્ત્યો છે, પરન્તુ પોતાને શામાટે પકડવામાં આવ્યાં છે અને પોતાને ક્યાં લઇ જવામાં આવે છે તે સંબંધે તેમનાં મનમાં સંશય તો આવ્યો હશે; તો પછી શું તેમણે તને કાંઇ સવાલો પૂછ્યા નહિ?"

પાકોએ જવાબ આપ્યોઃ "નામવર! તેમની ચોકી કરનાર ઘોડેસવારો સાથે તેમણે તદ્દન ચુપકી અખત્યાર કરી હતી તથા તેઓ બન્નેએ પરસ્પર પણ થોડી જ વાતચીત કરી હતી અને તે પણ બહુ ઉતાવળે તથા મ્હોંમાંથી શબ્દોચ્ચાર બહાર પાડ્યા વિના. ફુલ્દાનો મહંત હવે મરણીયો ઉત્સાહ ધરાવી રહ્યો હોય એવું લાગે છેઃ પરન્તુ જોનના સંબંધમાં મારો મત એવો છે કે તેને પોતાની પરિસ્થિતિથી બહુ જ લાગી આવે છે—"

ઝેવીયર વિલેનાએ પૂછ્યુંઃ "શા ઉપરથી તું એવો અભિપ્રાય બાંધે છે વારૂ?"

"એક તો તેની સદંતર ચુપકી, બીજું તેની પરાઙ્‌મુખતા, અને ત્રીજું એ કે ગઇ કાલે સ્હવારમાં તે મારા કબજામાં આવી છે ત્યારથી તે અત્યારસુધી તેણે પોતાના મ્હોં ઉપરનો બુરખો એક વાર પણ ખસેડ્યો નથી."

ધર્માધ્યક્ષ બોલ્યોઃ "જેને લોકો છાતીચલી સ્ત્રીઓ કહે છે તેમાંની એક એ જોન ગીલ્બર્ટસ છે. ખરા અંતઃકરણથી પશ્ચાત્તાપની વૃત્તિ અનુભવવાને બદલે તે ખરેખર ગરમ મીજાજ અને શાંત વિરોધનો આશ્રય લઇ રહી છે, પરંતુ તેની માનસિક સ્થિતિને સન્માર્ગે કેવી

વાળવી અને પશ્ચાત્તાપપૂર્વક પોતાનાં બધાં પાપો કબૂલ કરીને, હૃદયથી રડીને, તેના નિવારણાર્થે પ્રભુપ્રાર્થના કરતાં તેને કેવી રીતે શીખવવું તે હું સારી રીતે જાણું છું; આ માનવંત જર્મન ગૃહસ્થ શું હજી પણ તેના પ્રત્યે એવો જ ક્રોધ ધરાવી રહ્યા છે? કે પછી જોન પકડાવાથી તેનું હૃદય કાંઈ પીગળ્યું છે?"

પાકો બોલ્યોઃ "જો જોન દશ હજાર અવતાર ધારણ કરે અને આપ નામવર દશ હજાર વખત ફરી ફરીને તેને જીવતી બાળી મેલવાની આજ્ઞા ફરમાવો તો મારો જર્મન મિત્ર તેથી વધારે ખુશ થશે."

પોતાના મસ્તકને ગંભીરતાથી ધુણાવતો ધર્માધ્યક્ષ બોલ્યોઃ "તે સાચો છે, મારા પુત્ર! તે સાચો છે, કારણકે આ અપરાધીઓ કાંઇ જેવા તેવા નથી, પરન્તુ આપણા પવિત્ર ધર્મના મોટા અને કટ્ટા શત્રુઓ છે. પરન્તુ લે, હું તને તારૂં ઠરાવેલું ઇનામ આપી દઉં."

એક મેજપર લેખનસાહિત્યો પડેલાં હતાં તેની પાસેની ખુરશીપર ધર્માધ્યક્ષ બેઠો અને કાગળના બે ટુકડાઓ ઉપર તેણે ઉતાવળે ઉતાવળે થોડા શબ્દો લખી નાંખ્યા.

પાકોએ જણાવ્યુંઃ "નામવર! મારા જર્મન મિત્રે મૂરોને એક હજાર સોનામહોરો આપી છે."

"એ રકમ તેને પાછી ભરપાઈ કરી આપવામાં આવશે." એમ કહીને ઝેવીયર વિલેનાએ કાગળના એક ત્રીજા ટુકડા ઉપર કાંઈ લખ્યું. તે આગળ બોલ્યોઃ "મારા ખજાનચી ઉપર મેં બે હુકમો લખ્યા છે અને દરેકમાં એકેક હજાર સોનામહોરો પગાર કરવાનું લખેલું છે; અને આ ત્રીજો હુકમ મારી અશ્વશાળાના ઉપરી ઉપરનો છે, જેમાં મેં તને આપેલા વચન મુજબ છ ઘોડા તને સોંપવાનું ફરમાવ્યું છે."

પાકોએ એ આજ્ઞાપત્રો લીધાં. તેમાંનું એક પત્ર તેણે ડા. ઇંગલહેમને આપ્યું અને તેમાં જે કાંઈ વિગત હતી તે તેને સમ-

જાવી. પછી તુરત જ એ બન્ને જણા ધર્માધ્યક્ષની હજુરમાંથી ચાલતા થયા.

તેઓ ગયા કે તુરત જ ધર્માધ્યક્ષે એક ચાકરને બોલાવ્યો અને તેને કહ્યું કે "તીરંદાજ પહેરેગીરોના કબજામાં બે બંદીવાનો છે તેમને મારી સામે રજુ કરવાનો હુકમ તે પહેરેગીરોના ઉપરીને આપી આવ."

પાંચ મિનિટ વીતી ગઈ, કે તુરત જ બર્થોલ્ડ અને અલ્જીનોરાને એ ખંડમાં દોરી લાવવામાં આવ્યાં. ધર્માધ્યક્ષે પહેરેગીરોને ચાલ્યા જવાની ઈશારત કરી.

હવે તે બેઉ બંદીવાનોની સાથે એકલો રહ્યો.

કુલ્દાના મહંતની વદનચર્યા શાંત તથા નિર્વિકારી હતી, નિઃસ્પૃહતા તથા ધૈર્ય તેના વદનપર સ્ફુટ થયાં હતાં અને જોકે તેનો ચહેરો ફીક્કો પડી ગયો હતો તોપણ ધર્માધ્યક્ષના તીવ્ર દષ્ટિપાતથી તેની આંખો જરા પણ ભયભીત થઈ નહિ. બર્થોલ્ડની બાજુએ ઉભી રહેલી અલ્જીનોરાએ હજી પોતાના ચહેરાપર બુરખો પૂર્વવત્ ધારણ કરી રાખ્યો હતો.

ધર્માધ્યક્ષ ઉંડા તથા ગંભીર સ્વરે બોલ્યોઃ "બર્થોલ્ડ નેકાર! જો તારા જ્ઞાને તને ન શીખવ્યું હોય કે ખુદાઇ વેર અપરાધીને કદાપિ છોડતું નથી, તો હવે તારો આ અનુભવ તો એ મહાન્ સત્ય તારી સમજમાં લાવ્યા વિના નહિ રહે."

બર્થોલ્ડે દઢતાથી જવાબ આપ્યોઃ "નામવર! મેં ખુદાનો અપરાધ કર્યો છે, તે હું સારી પેઠે જાણું છું; પરન્તુ ખ્રિસ્તી ધર્મનો એક મોટો અધિકારી કાફર લુટારાઓની ટોળકીની મદદથી મને પરહેજ કરે એ તો એક એવો અત્યાચાર છે કે જે મેં કરેલા કોઇ પણ અપરાધથી ઉતરતો નથી."

"ચૂપ!" ધર્માધ્યક્ષે સખ્તાઇથી ઉચ્ચાર કર્યો. પછી સ્ત્રી કેદી ઉપર દષ્ટિપાત કરીને તે બોલ્યોઃ "જોન! તારા ચહેરાપરનો બુરખો હઠાવી લે."

અલ્જીનોરાએ ધીમેથી એ આજ્ઞાનું પાલન કર્યું, પરન્તુ ધર્માધ્યક્ષે જ્યાં એક કેવળ અજાણી સ્ત્રીનો ચહેરો જોયો, ત્યાં તો તે આશ્ચર્ય તથા ક્રોધના આવેશયુક્ત ઉદ્દગારો કાઢવા મંડી ગયો.

તે ગર્જના કરતો બોલ્યોઃ "દોડો અને દુભાષિયા પાકો તથા પેલા જર્મનને પકડો!" તુરત જ બારણાની બહાર ઊભેલા સિપાઇઓ અંદર ધસી આવ્યા.

## પ્રકરણ ૧૧ મું.

### ધર્માધ્યક્ષ અને અલ્જીનોરા.

ધર્માધ્યક્ષનાં હસ્તલિખિત આજ્ઞાપત્રોને અનુસરીને દુભાષિયા પાકો તથા ઇંગલહેમને સોનામહોરો મળી ગઇ હતી, એટલામાં સિપાઇઓએ આવીને એકદમ તેમને પરહેજ કર્યા જેથી તેઓ ચોંકી ગયા અને આશ્ચર્યચકિત બની ગયા.

ધર્માધ્યક્ષ બેઠો હતો એ વિશાળ ખંડમાં તેઓને પાછા લઈ જવામાં આવતાં તેઓ અલ્જીનોરાનો ચહેરો જોઇને વધારે આશ્ચર્યચકિત તથા ભયભીત થયા. તેઓ તુરત જ સમજી ગયા કે એ સ્ત્રીએ જોનનાં જ વસ્ત્રો ધારણ કર્યાં હતાં, તોપણ વસ્તુતઃ તે જોન નહોતી.

અલ્જીનોરા તરફ આંગળી કરીને ધર્માધ્યક્ષ સખ્તાઇથી બોલ્યોઃ "આ પ્રકરણનો ભેદ શો છે? એ એક દગાનું કાર્ય છે કે તમે કોઇ ગંભીર ભૂલરૂપી અપરાધ કર્યો છે?"

પગથી માથાસુધી થર થર કમ્પતો પાકો બોલ્યોઃ "નામવર! આ અસાધારણ પ્રકાર કેવી રીતે બન્યો તે હું સમજી શકતો નથી—બનવાજોગ છે કે મૂરોએ પોતે જ કાંઇ ભૂલ કરી હોય—"

ઝેવીયર વિલેનાએ અધવચ સવાલ કર્યોઃ "તમને સોંપવામાં આવેલી વ્યક્તિઓ એ સાચી વ્યક્તિઓ જ છે તે બાબત તમારી ખાત્રી કરી લેવાનું સાધારણ ડહાપણ પણ તમારામાં શું નહોતું?"

દુભાષિયો બોલ્યો: “ નામવર! એવો વિચાર મને સૂઝ્યો જ નહિં. મેં પુરૂષ કેદીને ઓળખી લીધો—અને સ્વાભાવિક રીતે મેં માની લીધું કે તેની સહપ્રવાસિની જોન ગીલ્બર્ટસ હોવી જોઇએ. તેણે જોનનાં વસ્ત્રો પહેર્યાં છે—હું સોગંદપૂર્વક કહું છું કે તેણે જોનનાં વસ્ત્રોના જેવાં બીજાં વસ્ત્રો પહેર્યાં છે એમ નથી, પરન્તુ ડયુરાના ચૌટામાં જોનને જે વસ્ત્રોમાં સજ્જ થએલી મેં જોઇ હતી તે જ વસ્ત્રો તેણે પહેર્યાં છે. પરન્તુ કદાચ આ સ્ત્રી ખરેખર જોન જ હશે, નામવર! અને તેણે પોતાના વાળ તથા ચહેરાપર રંગ લગાવીને નહિ ઓળખાઇ જવાનો યત્ન કર્યો હશે—”

“ મૂર્ખ—બેવકૂફ! ” ધર્માધ્યક્ષ બોલી ઉઠયો: “આ વદનચર્યા જ જોનની નથી.” અલ્જીનોરાને સંબોધીને ધર્માધ્યક્ષ બોલ્યો: “ તરૂણ બાળા! આ ભેદનો તું ખુલાસો કરીશ? ”

સ્પેનીશ સુંદરીએ જવાબ આપ્યો: “ આપ નામવરની સમક્ષ તે સંબંધે હું એટલો ખુલાસો કરી શકું તેમ છું કે કોર્ડોવાના રાજ્યમાં અમુક કામને માટે મને પ્રવાસે જવું પડયું હતું અને હું એકલી તથા રક્ષકહીન હતી, એટલામાં દૈવયોગે આ ભલા જુવાન ગૃહસ્થનો મને મેળાપ થયો.” બર્થોલ્ડ તરફ દૃષ્ટિપાત કરીને તે આગળ બોલી: “ તેમણે મારા સહપ્રવાસી તથા રક્ષક થવાનું સ્વીકાર્યું—”

ધર્માધ્યક્ષ અધીરાઇથી બોલી ઉઠયો: “ પરન્તુ પોશાકનો ફેરબદલો કેવી રીતે થયો? તું જોન ગીલ્બર્ટસનાં વસ્ત્રોમાં સજ્જ થએલી દેખાય છે તેનું કારણ શું અને એ સ્ત્રીનું શું થયું? ”

ધર્માધ્યક્ષે આ સવાલો પૂછ્યા તેના શા જવાબો આપવા તે અલ્જીનોરા જાણતી નહોતી; એટલામાં એક ચાકર એ ખંડમાં દાખલ થયો અને ધર્માધ્યક્ષની પાસે જઇને તેણે તેના કાનમાં કાંઇ શબ્દો કહ્યા. તુરત જ ધર્માધ્યક્ષ ઊભો થયો અને પોતે પાછો ફરે ત્યાંસુધી પહેરેગીર સિપાઈઓને ત્યાં જ કેદીઓની સાથે રહેવાનું ફરમાવીને તે બહાર ચાલ્યો ગયો.

એક બીજા ખંડમાં બે માણસો કાંઇ બહુ જ અગત્યના કામ માટે તેની રાહ જોતા બેઠા હતા એવી તેને ખબર મળી હતી એટલે તે તે ખંડ તરફ ગયો. તેણે ત્યાં બે કદરૂપા દેખાવના માણસોને જોયા, જેઓ ખ્રિસ્તી પોશાકમાં સજ્જ થએલા મૂરો હતા એમ ખુલ્લું દેખાઇ આવતું હતું. આ બે જણા કારાઅલીના સંદેશવાહકો સાદ અને બદરૂદીન જ હતા. પોતે કોણ હતા તે તેમણે ધર્માધ્યક્ષને સમજાવ્યું અને પછી તેમણે તેને કહ્યું કે પાકો અને તેની સાથેના પહેરેગીરોને ભૂલથી એકને બદલે બીજી સ્ત્રી સોંપવામાં આવી હતી.

ધર્માધ્યક્ષ બોલ્યો: "પા કલાક પહેલાં જ મને પણ એ ભૂલ માલુમ પડી છે, પરન્તુ એ ભૂલ થઇ કેવી રીતે ? અને જોન ગીલ્બર્ટસ ક્યાં છે ?"

સાદે જવાબ આપ્યો: "તે અમારા સરદાર કારાઅલીના કબ્જામાં છે અને જે બીજી તરુણ સ્ત્રી અત્યારે આપના મહેલમાં છે તેને અમે પાછી લઇ જઇએ કે તુરત બનતી તાકીદે તેને વેલેડોલીડ મોકલી આપવામાં આવશે."

ધર્માધ્યક્ષ બોલ્યો: "તારા આ શબ્દોપર હું વિશ્વાસ રાખું ?" ધર્માધ્યક્ષનું મગજ અત્યારે શંકાઓથી ભરપૂર બની ગયું હતું કારણકે આ આખા પ્રકરણનો ગૂઢ ભેદ હજી તેના જાણવામાં આવી શક્યો નહોતો.

સાદે જવાબ આપ્યો: "આપને જો અવિશ્વાસ આવતો હોય તો ભલે અમારામાંથી એકને તેના બ્હાના તરીકે રાખો." સાદને ખબર નહોતી કે તેણે જોનને કારાઅલીના પહેરા હેઠળ જોઈ ત્યારપછી તો તે ત્યાંથી છટકી જવામાં સફળ થઈ હતી !

ધર્માધ્યક્ષે તિરસ્કારપૂર્વક કહ્યું: "તારૂં–એક કાફરનું શરીર મારે શા કામનું છે ?"

સાદે જુસ્સાથી સામો જવાબ આપ્યો: "પણ મારી જીંદગીની મારે મન તો ઘણી મોટી કીંમત છે. મને જ્યારે ખાત્રી હોય કે થોડા વખતમાં જ જોનને આપના મહાલયમાં પહોંચતી કરવામાં આવશે અને આપના હાથમાંના બ્હાના તરીકેની સ્થિતિમાંથી મારો ઉતાવળે છૂટકારો થશે, ત્યારે જ હું આવું મારી જીંદગીનું જોખમ ઉઠાવું તે આપ સમજી શકો છો."

સાદની દલીલોનું વાજબીપણું સમજીને ધર્માધ્યક્ષ બોલ્યો: "ભલે, ત્યારે એમ; પણ યાદ રાખજે કે જો જોન ગીલ્બર્ટસને પૂરતા સમયની અંદર અહીં પહોંચતી કરવામાં નહિ આવે, તો તને હું એક દગાખોર લૂટારા અને દુષ્ટ ધાડપાડુ લેખીને મરાવી નાંખીશ."

સાદે જવાબ આપ્યો: "હા, નામવર! મને એ શરતો કબૂલ છે; પરન્તુ મારી પણ સામી એવી એક શરત છે કે આપે મને મારી પરહેજગારી દર્મિયાન આપના મહાલયમાં સારી સગવડથી રાખવો, પરન્તુ મને એક કેદી લેખીને કેદી જેવું વર્તન મારા તરફ ચલાવવામાં આવવું જોઇએ નહિ."

ધર્માધ્યક્ષ બોલ્યો: "એ સંબંધે ફરીયાદ કરવાનું તને કશું કારણ નથી. જે સ્ત્રી અત્યારે મારા કબજામાં છે તે ખરેખર એટલી બધી થાકી ગઇ છે કે આવતી કાલની સ્હવાર પહેલાં તે ફરીથી પ્રવાસનો પ્રારંભ કરી શકે તેમ નથી. કાલે સ્હવારમાં તેને સરહદ તરફ પાછી મોકલી આપવામાં આવશે. તેની સામે મારા પહેરેગીરો, પેલો દુભાષિયો અને તેના જર્મન મિત્રને પણ મોકલવામાં આવશે, જેઓ આ વખતે તો પૂરેપૂરી ખાત્રી કરી લેશે કે ખરેખરી જોન ગીલ્બર્ટસ જ તેમને સોંપવામાં આવે છે કે નહિ. પરન્તુ આ ભૂલ કેવી રીતે થઈ તે હવે તું મને કહે."

સાદે જવાબ આપ્યો: "એ સંબંધે આપને કશું ન કહેવું એ જ વધારે ઠીક છે, નામવર! પ્રમાણિક માણસોની બાબતોમાં ઉંડા ઉતરવું એ વાજબી પણ નથી. મને ખાત્રી છે કે પોતાની

આટલી બધી સખત તપાસ લેવામાં આવે એ અમારા માણસોને ગમશે નહિ. "

ધર્માધ્યક્ષે કહ્યું: " પણ આ આખું પ્રકરણ યુક્તિબાજીથી ભરપૂર હોય એવું લાગે છે, એટલે તમારી તરફથી કાંઇ પણ ખુલાસો મેળવવાનો મને હક્ક છે.

ધર્માધ્યક્ષની સમીપે ઊભા રહ્યા પછી પહેલી જ વાર બદરૂદ્દીન બોલ્યો: " ખુદાના કસમ! આપ નામવર આ કાર્ય સંબંધે જે કાંઈ જાણો છો તે કરતાં કશું વધારે અમે જાણતા નથી. જોન અને અત્યારે આપના કબજામાં છે તે તરૂણી કેવી રીતે પોતાનાં વસ્ત્રો ફેરબદલ કરી શકી અને પોતાની જગ્યા પણ બદલાવી શકી તે વિષે અમે કેવળ અજાણ્યા છીએ. પરન્તુ અમારે આપને એટલી પ્રાર્થના કરવાની છે કે એ તરૂણ બાળાને આપે યોગ્ય માન તથા કાળજીપૂર્વક સાચવવી–કારણકે જ્યાંસુધી તે બીજી વ્યક્તિને સોંપવામાં ન આવે ત્યાંસુધી તેના સન્માન તથા આબરૂના રક્ષણ માટે કારાઅલી જવાબદાર છે. "

આ શબ્દો ઉપરથી ધર્માધ્યક્ષને સત્ય બનાવનો સહેજ ઝાંખો ખ્યાલ આવવા લાગ્યો, જોકે અલ્જીનોરા સો કુમારિકાઓની સવારીમાં હતી એ સંબંધે તો તેને જરા પણ સંશય આવ્યો નહિ. તે બોલ્યો: " તો પછી તમારે બે સ્ત્રીઓને ઉચકી લાવવાનું કાર્ય કરવાનું હોવું જોઇએ અને તેમાંથી કાંઈ અણધારી ગુંચવણો ઊભી થઈ હોવી જોઇએ, નહિ વારૂ?"

બદરૂદ્દીને જવાબ આપ્યો: " આપ નામવર કહો છો એવો જ કાંઇ પ્રકાર બનવા પામ્યો હતો. પરન્તુ ફુએનકારાની નજીકમાં એ ભૂલ માલૂમ પડી આવી હતી, એટલે તુરત જ મને અને મારા આ સાથીને કારાઅલીએ ઉતાવળે અહીં મોકલી દીધા. આ કારણથી અમને વધુ વિગતો મેળવવાનો અવકાશ મળ્યો નથી, જોકે કારાઅલી તો એ વિગતોથી માહિતગાર હોવો જોઇએ. "

ધર્માધ્યક્ષ બોલ્યોઃ "હવે હું તમને આ સ્થળે જ મૂકી જઉં છું. થોડી વારમાં તમારે માટે નાસ્તો લાવવામાં આવશે." બદરૂદ્દીનને સંબોધીને તે આગળ બોલ્યોઃ "આવતી કાલે સ્હવારમાં વહેલાં તારે આ સ્ત્રી તથા મારા પહેરેગીરોની સાથે સરહદ તરફ પાછા ફરવા માટે તૈયાર થઇ રહેવું." સાદને સંબોધીને તે બોલ્યોઃ "અને તારે અહીં બ્હાના તરીકે રહેવું. જ્યારે મારા પહેરેગીરો જોન ગીલ્બર્ટસને લઇને અહીં પાછા આવી પહોંચશે ત્યારે તને અહીંથી છૂટો કરવામાં આવશે."

બન્ને જણાએ જવાબ આપ્યોઃ "એ વાત બરાબર છે."

પછી ધર્માધ્યક્ષ ત્યાંથી ચાલ્યો ગયો અને કેદીઓને જે ખંડમાં રાખવામાં આવ્યા હતા તે ખંડમાં તે પાછો ફર્યો. બર્થોલ્ડ તથા અલ્જીનોરા ગંભીર ગુંચવણમાં આવી પડ્યાં હતાં અને તેના આગમનની રાહ જોઇ રહ્યાં હતાં. પોતાની બેઠક તરફ જઇને ઝેવીયર વિસેના થોડી ક્ષણોસુધી વિચારમાં પડી ગયો અને હવે શું કરવું તે સંબંધી તે વિચારવા લાગ્યો. પછી બર્થોલ્ડ તરફ આંગળી કરીને તે એકાએક બોલી ઉઠ્યોઃ "એ પુરૂષને અહીંથી લઇ જાઓ અને તેને એક કારાગ્રહમાં પૂરી દો."

આંસુથી છલકાતી આંખોએ અલ્જીનોરાએ બર્થોલ્ડના હાથ પોતાના હાથમાં લઇને તેને ભગિનીભાવથી દબાવીને કહ્યુંઃ "મહાશય! આપણે વિખૂટાં પડીએ તે પહેલાં હું તમારો આભાર માનું છું—મારી પ્રત્યે તમે જે સદ્દભાવ દર્શાવ્યો છે તે માટે હું તમારો અંતઃકરણથી આભાર માનું છું. તમારા શત્રુઓ અને વેરીઓ ગમે તે હોય અને ગમે ત્યાં હોય, પણ તેમનાં હૃદયોને પ્રભુ સદ્દબુદ્ધિ આપે એવી હું તેને પ્રાર્થના કરૂં છું."

બર્થોલ્ડ આવેશયુક્ત સ્વરે બોલ્યોઃ "પ્રભુ તમારૂં કલ્યાણ કરો, બાળા! પ્રભુ તમારા શિરપર કૃપાની વૃષ્ટિ વરસાવો."

તુરત જ બર્થોલ્ડને થોડાએક પહેરેગીરોની સાથે એ ખંડમાંથી ઉતાવળે લઇ જવામાં આવ્યો.

પાકો તથા ઇંગલહેમ તરફ આંગળી કરીને ઝેવીયર વિલેનાએ બોલ્યો: " પેલા બે કેદીઓને બંધનમુક્ત કરી નાંખો. મેં જરા ઉતાવળે અને સહસા તેમનાપર દગાનો સંશય ધરાવ્યો હતો—વસ્તુતઃ તેમણે બેદરકારી અને મૂર્ખતાનો જ અપરાધ કર્યો છે—જે કારણને માટે તેમને કાંઈ સજા કરવાનો મારો ઇરાદો નથી. તોપણ આવતી કાલસુધી તેઓ મારા મહાલયમાં રહેશે, જે વખતે મને તેમની નોકરીની બીજી જરૂર પડશે ખરી."

એમ કહીને ધર્માધ્યક્ષે પોતાનો હાથ લંબાવીને હલાવ્યો એટલે હજીસુધી ત્યાં જ ઊભા રહેલા પહેરેગીરો પાકો તથા ઈંગલહેમની સાથે ચાલ્યા ગયા.

ધર્માધ્યક્ષ અને અલ્જીનોરા એકલાં પડ્યાં એટલે અલ્જીનોરાને પોતાની વધારે નજીકમાં લાવવાને ધર્માધ્યક્ષે કહ્યું: " બાળા ! જરા નજીક આવ !" અલ્જીનોરા ધર્માધ્યક્ષ જે ખુરશીપર બેઠો હતો તે તરફ થોડાં પગલાં આગળ વધીને ઊભી એટલે મૃદુ સ્વરે તેણે તેને પૂછ્યું: " તું કોણ છે ? અને તું ફુલ્દાના મહંતના સમાગમમાં કેવી રીતે આવી ?"

અલ્જીનોરા આમાંના છેલ્લા પ્રશ્નથી કાંઈ ચમકી નહિ. વાચકને સાંભરતું હશે કે જ્યારે માડ્રીડના મૂરીશ મહાલયના ઝરૂખામાંથી તે નાસી છૂટી ત્યારે બર્થોલ્ડે તેને પોતાનું નામ એલરમેન આપ્યું હતું અને એ ઉપરથી જોન પોતાની સ્ત્રી હતી એમ અલ્જીનોરાને સમજાવવાનો તેનો આશય હતો. પરન્તુ પછી તુરત જ જ્યારે તેમને મૂરોએ પકડ્યાં અને અસ્તુરીયાના સિપાઇઓના હાથમાં સોંપ્યાં, ત્યારે તેણે અલ્જીનોરાને પોતાની ખરી વસ્તુસ્થિતિ સમજાવી દીધી હતી અને પોતે એલરમેન નહિ પણ ફુલ્દાનો મહંત બર્થોલ્ડ હતો તથા જોન પોતાની પત્ની નહિ પણ પ્રિયતમા હતી, એવું તેને સ્પષ્ટ રીતે કહી દીધું હતું.

બર્થોલ્ડની સાચી વસ્તુસ્થિતિની આ વાર્તાથી અલ્જીનોરાના દિલમાં બર્થોલ્ડ તથા જોનને માટે તુચ્છકાર ઉત્પન્ન થયો નહોતો પરન્તુ તેઓની પ્રત્યે તેને દિલસોજી તથા દયા ઉત્પન્ન થઇ હતી, કારણકે સાચા પ્રેમનું પ્રાબલ્ય તથા અસર કેવાં હોય છે તે અલ્જીનોરા સારી પેઠે જાણતી હતી.

વળી બર્થોલ્ડ તથા જોને તેના તરફ જે માયાળુ વૃત્તિ દર્શાવી હતી તેથી પણ અલ્જીનોરા તે બેઉ જણ પ્રત્યે આભારની લાગણી ધરાવી રહી હતી. આ કારણથી, કુલ્દાના દુર્ભાગી મહંતના અદ્દ્ભુત પ્રેમના જ કારણને લીધે તેને તથા તેના પ્રેમપાત્ર જોનને જે કડવા અનુભવો વેઠવા પડ્યા હતા તે માટે અલ્જીનોરાના અંતઃકરણમાં અત્યંત દયા ઉશ્કેરાવા પામી હતી.

આ પ્રમાણે, બર્થોલ્ડ પોતે જ કુલ્દાનો સુવિખ્યાત મહંત હતો તે જાણીને ઝેવીયર વિલેનાના મુખમાંથી કુલ્દાના મહંત વિષે નીકળેલા પ્રશ્નથી અલ્જીનોરા ચમકી ગઈ નહિ.

તોપણ અલ્જીનોરાએ તેના પ્રશ્નનો તુરત જ જવાબ આપ્યો નહિ, પરન્તુ તે પોતે કાંઇ ભયમાં આવી પડશે અથવાતો સો કુમારિકાઓની સવારીમાંથી નાસી છૂટેલી સુંદરી તરીકે પોતે ઓળખાઈ જશે એવા ભયને લીધે તે જવાબ આપ્યા વિના જ મૌન ઊભી રહી.

અલ્જીનોરાના સૌંદર્યનું અવલોકન કરી રહેલો ધર્માધ્યક્ષ પૂછવા લાગ્યોઃ " તરૂણ બાળા! તેં મારૂં કહેવું સાંભળ્યું ? " જોકે ધર્માધ્યક્ષે પોતાના સ્વરને અત્યંત મૃદુ કરી નાંખીને એ પ્રશ્ન કર્યો હતો, તોપણ જ્યારે અલ્જીનોરાએ ધર્માધ્યક્ષના દૃષ્ટિપાતમાં સમાએલી ઉત્સુકતા નીરખી ત્યારે તેણે પોતાનાં ચક્ષુઓને નીચાં ઢાળી દીધાં અને તેના ગાલપર શરમના શેરડા પડી ગયા. ધર્માધ્યક્ષ આગળ બોલ્યોઃ " તું કશો જવાબ આપતી નથી અને તોપણ હું તને કશી હરકત કરવા માંગતો નથી. તારા જેવી તરૂણ અને સુંદર બાળાને કશી હરકત કરૂં એવો હું નથી. "

અલ્જીનોરાએ પૂછ્યું: “ આપ નામવર મને હવે વિનાવિલંબે અહીંથી જવાની રજા આપશો ? અથવાતો—મારા માટે હું આપની કૃપા યાચું તે પહેલાં—જેના સંબંધમાં હમણાં આપ બોલ્યા તેના તરફ દયા દર્શાવવાને આપ નામવરની કૃપા યાચવાની મને છૂટ આપશો ?—”

તત્ક્ષણ ઝેવીયર વિલેના બોલી ઉઠયો: “ ફુલ્દાના મહંતને ?—” પછી તિરસ્કારસૂચક સ્મિત કરીને તે બોલ્યો: “ ખરેખર, આ જુવાન મહંત સ્ત્રીજાતિમાં માનીતો થઇ પડેલો એક ભાગ્યશાળી માણસ છે કે જેને માટે તારા જેવી સુંદરીની આંખો આંસુ પાડે છે અને જેને માટે તારા લાવણ્યમુક્ત ઓષ્ઠદ્વય પ્રાર્થના ઉચ્ચારે છે. ”

અલ્જીનોરા ગૌરવાન્વિત રીતે બોલી: “ નામવર ! તે એક ઉમદા સ્વભાવનો અને ઉદાર હૃદયનો માણુસ છે. મારી તરફ તેણે એક ભાઇના જેવો—એક અત્યંત વ્હાલા ભાઇના જેવો ભાવ દર્શાવ્યો છે.”

ધર્માધ્યક્ષ બોલ્યો: “ કદાચ તારી પેઠે જોન પણ તેને પોતાનો ભાઇ જ લેખતી હશે, નહિ વારૂ ? ” એમ બોલીને પોતાની એ ટીકાની અસર અલ્જીનોરા ઉપર કેવી થાય છે તે તે નીરખવા લાગ્યો.

પહેલાં કરતાં વધારે અભિમાનયુક્ત ગૌરવ દાખવતાં અલ્જીનોરા બોલી: “ આપ નામવર ધર્મશાસ્ત્રના પ્રચારક છો અને ખ્રિસ્તી ધર્મના એક મહાન્ અધિકારી છો, છતાં મારૂં ખુલ્લી રીતે અપમાન થાય એવી આપ ટીકા કરો છો એ સારૂં ન લેખાય. ”

તે શબ્દો ઉચ્ચારતી વેળાએ તેની છાતી ફૂલવા લાગી.

હવે ધર્માધ્યક્ષને સંતોષપૂર્વક જણાયું કે ફુલ્દાના મહંતની સાથેના અલ્જીનોરાના સહવાસમાં કશું અઘટિત તત્ત્વ નહોતું, તે ઉપરથી સ્વરમાં તથા વદનપર પુનઃ સૌમ્યતા ધારણ કરીને તે બોલ્યો: “ નહિ, બાળા ! હું તારૂં અપમાન કરવા ઇચ્છતો નથી; પરન્તુ જે માણસને અહીંથી હમણાં કેદીની મીસાલે લઇ જવામાં આવ્યો છે, તે માણુસ ઉપર દયા કરવાનું જો તું મને કહેતી હોય—”

ધર્માધ્યક્ષના શબ્દોમાં જે આશારૂપી સૂર્યનું કિરણ પ્રકટ થતું દેખાવા લાગ્યું તેને આનંદપૂર્વક ગ્રહણ કરતી અલ્જીનોરા બોલી: "હા, નામવર! હું તેના ઉપર દયા કરવાનું આપને વિનવું છું. એ બર્થોલ્ડ નેકાર તરફ દયા કરવા વિષે જ હવે આપણે વાતચીત કરીશું?"

ધીમા તથા મર્યાદિત સ્વરે ધર્માધ્યક્ષ બોલ્યો: "તરૂણ બાળા! તેને બચાવવાને ખરેખર તારે બહુ–બહુ કરવું પડશે!"

"તેને બચાવવાને!!" તે એકદમ આશ્ચર્યથી બોલી ઉઠી. તેને હવે કલ્પના આવવા લાગી કે બર્થોલ્ડ ઉપર કોઈ પણ જાતની સજા ફરમાવવામાં આવેલી પોતે સાંભળી હોવી જોઈએ, પરન્તુ વિચારોના રમણ–ભ્રમણમાં તે એ સજા સંબંધે બધું વિસરી ગઈ હતી. થોડી વાર થોભીને તેણે પૂછ્યું: "પણ શું તેને સજા ફરમાવ-વામાં આવી ચૂકી છે?"

ધર્માધ્યક્ષે ગંભીરતાપૂર્વક જવાબ વાળ્યો: "તેનું તો ક્યારનું આવી બનેલું જ છે;–સિવાય કે—"

સખેદાશ્ચર્યના આવેશમાં હાથની તાળી પાડતી અલ્જીનોરા બૂમ મારી ઉઠી: "શું તેનું આવી બન્યું છે? ઓહ! તેને કેવી સજા કરવામાં આવી છે? ખરેખર, તેને કાંઇ ગંભીર પ્રકારની સજા તો કરવામાં આવી નથી ને? કદાચ થોડા વખતની કેદની સજા, દંડની સજા, કોઈ જાતનું પ્રાયશ્ચિત્ત––"

ધર્માધ્યક્ષે રૂક્ષતાથી પૂછ્યું: "શું તું જાણતી નથી કે તેણે ખ્રિસ્તી પાદરી તરીકેની લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે અને હવે તે એક ભ્રષ્ટ થએલો સાધુ બન્યો છે? તરૂણ બાળા! વળી શું તું એટલું પણ નથી જાણતી કે તેણે જે જે અપરાધો કર્યા છે, તે તે પ્રકારના અપરાધો માટેની સજા—"

"નહિ નામવર! તે અપરાધો નથી–તે અપરાધો લેખાય જ નહિ!" અલ્જીનોરા એકદમ બોલી ઉઠી. જે દુર્ભાગી સાધુ

પોતાની પ્રત્યે એક સાચા ભાઇ તરીકે જ વર્ત્યો હતો તેને પોતા તરફની પુષ્ટિ આપવાને તે ઉત્સાહ સાથે ઝનૂન દર્શાવતી આગળ બોલી: "જે દોષો એક સુકોમળ પ્રેમાળ હૃદયમાંથી જન્મ પામે છે તેને અપરાધો કહેશો નહિ, નામવર!"

ઝેરીયર વિલેના સખ્તાઇથી બોલી ઉઠયો: "બાઇ! જો તું અહીં કુલ્દાના મહંતના એક વકીલનું જ કામ કરવા માંગતી હોય તો, કદાચ હું તને તેની એક મદદગાર તરીકે અપરાધી લેખીશ."

અલ્જીનોરા તુચ્છકારથી સામું બોલી: "હું તેની મદદગાર!" એ શબ્દો બોલતાં તેના ગાલ ઉપર ગુસ્સાને લીધે રક્તતા તરી આવી અને તેની કાળી આંખોમાંથી અગ્નિકણ ઝરવા લાગ્યાં.

ધર્માધ્યક્ષ બોલ્યો: "તરૂણ બાળા! હું એમ કહેવા માંગતો નથી કે તું તેના ગેરકાયદેસરના પ્રેમપ્રસંગોમાં મદદગાર બની છે; પરન્તુ જે માણસ તેના અપરાધને વાજબી ઠરાવવાને યત્ન કરે છે તે તેના જેવા જ અપરાધને માટે ગુન્હેગાર બને છે. તેટલા માટે હું તને ચેતાવું છું કે બર્થોલ્ડ નેકારની હિમાયતમાં વકીલાત કરતાં પહેલાં તું પોતે જ સાવચેત રહેજે."

અલ્જીનોરાએ દૃઢતાથી જવાબ આપ્યો: "નામવર! કુલ્દાના દુર્ભાગી મહંતની હિમાયતમાં રહેવાની હિંમત કરવા માટે મનુષ્યકૃત કાયદાઓ ભલે મને શિક્ષા કરે, પરન્તુ મારૂં પોતાનું હૃદય મારામાં એ વૃત્તિ ઉશ્કેરે છે અને મારો અંતરાત્મા તેને યથોચિત ઠરાવે છે."

ધર્માધ્યક્ષ બોલ્યો: "બાળા! તારી ભાષા ધૃષ્ટતાયુક્ત અને નાલાયકીથી ભરેલી છે, પરન્તુ તારા ડહાપણ કરતાં મારામાં ઉદારતા વિશેષ છે એટલે હું તારા પર દયા દર્શાવું છું." એમ કહીને તે થોડી વાર બોલતો અટકયો અને એટલી વારમાં તેણે તેને તીવ્ર વાસનાપૂર્વક નીરખ્યા કરી. પછી તે આગળ બોલ્યો: "પણ બર્થોલ્ડ નેકારને શી સજા કરવામાં આવી છે તે તું જાણે છે?"

અલ્જીનોરા બોલીઃ "એ તો હું કહી ચૂકી છું કે તેને થોડા વખતની કેદની સજા, દંડની સજા કિંવા કાંઇ પ્રાયશ્ચિત્ત આપવામાં આવ્યું હશે એવું હું ધારૂં છું." જોકે અલ્જીનોરા એ પ્રમાણે બોલી, તોપણ એ બિચારી મનમાં તો સમજતી હતી કે પોતે જે કાંઈ ધારતી હતી તે માત્ર પોતાની આશા જ હતીઃ પોતાને રહેતી ભીતિ તો તેથી કેવળ જૂદી જ હતી. પરન્તુ એટલો ખુલાસો અહીં કરવો જરૂરનો છે કે જ્યારે બર્થોલ્ડે તેને પોતાનું નામ જણાવ્યું હતું ત્યારે તેણે પોતાના અપરાધનો મુકર્દમો ચલાવનાર વેલેડોલીડના ધર્માધ્યક્ષે પોતાને કેવી ભયાનક સજા કરી હતી તે વિષે અલ્જીનોરાને કહ્યું નહોતું, કારણકે એ વાત કહેવાથી તે બાળાને અત્યંત ભય તથા દુઃખ થાય અને તેને તેવો અનિષ્ટ અનુભવ કરાવવાનું બર્થોલ્ડે પસંદ કર્યું નહિ.

ધર્માધ્યક્ષે કહ્યુંઃ "તરૂણ બાળા! તું જાણે છે કે ફુલ્દાના મહંતે જે અપરાધો કર્યા છે તે અપરાધો આ દુનિયામાં મનુષ્યનો અધિકાર કરી શકે તેવી સખ્તમાં સખ્ત સજાને પાત્ર લેખાય છે. તેની સજા ક્યારની નક્કી થઇ ચૂકેલી છે અને એ સજા નગરના ચૌટાની વચ્ચે જીવતા બાળી મેલવાની જ છે."

પોતાના હસ્તસંપુટવડે વદનને ઢાંકી દેતી અલ્જીનોરા ચીસ નાંખતી બોલીઃ "ઓહ! અત્યંત ભયાનક સજા!" પછી તેને કાંઈ સ્મરણ થઈ આવતાં પોતાના વદનપરથી હાથને ખસેડીને તે બોલીઃ "પરંતુ આપ નામવર હમણાં કાંઇ એવું કહેવા જતા હતા કે તેમાં કોઇ એવી શરત છે કે જે શરત પાર પાડવાથી એ દુર્ભાગી બર્થોલ્ડ બચી શકે તેમ છે, નહિ વારૂ?"

"હા." ધર્માધ્યક્ષે જવાબ આપ્યોઃ "મેં એમ કહ્યું હતું કે તેનું ભાગ્ય ફરી વળેલું છે, સિવાય કે—"

"સિવાય કે શું?" અલ્જીનોરાએ અત્યંત અધીરાઇ તથા દુઃખમિશ્રિત ઉત્સુક્તાથી પ્રશ્ન કર્યો.

"સિવાય કે તું પોતે જ તેને બચાવવા ઇચ્છે!" રગેરગે પ્રસરી રહેલી વિષયવાસનાથી દગ્ધ થઇ જતા ધર્માધ્યક્ષે છેવટે અત્યંત કઠોર બની જઇને એ દુષ્ટ જવાબ આપી દીધો.

"હું તેને બચાવું?!" ધર્માધ્યક્ષના જવાબથી સ્તબ્ધ બની ગએલી અલ્જીનોરાએ આગળ પૂછ્યું: "ઓહો! કહો, નામવર! મને કહો, તે કેવી રીતે બની શકે એમ છે?"

ધર્માધ્યક્ષે જવાબ આપ્યો: "સૌંદર્યવતી બાળા! તારો પ્રેમ મને અર્પણ કરવાથી તું તેમ કરી શકે તેમ છે!" એમ કહીને ધર્માધ્યક્ષ પોતાની ખુરશીપરથી ઉઠયો, તેણે અલ્જીનોરાનો હાથ પકડયો અને તે હાથ પોતાના ઓષ્ઠને અડાડવાનો તેણે યત્ન કર્યો.

પરન્તુ જેમ એક ભયાનક ઝેરી સર્પના સમાગમમાંથી તે પોતાના હાથને ઝુંટવી લે તેમ તેણે પોતાનો હાથ એકદમ પાછો ખેંચી લીધો અને ધર્માધ્યક્ષ ભણી તાકી રહીને આશ્ચર્ય તથા તિરસ્કાર-મિશ્રિત સ્વરે તે બોલી: "શું આ બધું ખરેખર સત્ય છે, કે હું એક ભયાનક સ્વપ્નનો અનુભવ કરી રહી છું?"

ધર્માધ્યક્ષે ખોખરે સ્વરે જવાબ આપ્યો: "તે કાંઇ સ્વપ્ન નથી; પરન્તુ બર્થોલ્ડ નેકારના ભવિષ્યમાં હિત ધરાવનારાંઓને માટે એ એક ભયાનક સત્ય થઇ પડશે કે વેલેડોલીડના વિશાળ ચોકની વચ્ચે તેને ધીમે ધીમે-રીબાવીને-બાળીને-મારી નાંખવાની સજા થઇ છે."

"તારૂં કાળું કર, રાક્ષસ!" સ્પેનીશ સુંદરીએ અત્યંત ક્રોધ-પૂર્વક જવાબ આપ્યો. પોતે જે શબ્દો સાંભળ્યા હતા તે ખોટા હશે અને ઝેવીયર વિલેનાના શબ્દો તથા યત્નોને યથાર્થ રીતે નહિ સમજી શકવા જેટલી હદસુધી પોતાનું ભાન પોતે ગુમાવી બેઠી હશે: એવી ઝાંખી આશા ધારણ કરવાનું પણ હવે તેણે છોડી દીધું.

તુચ્છકારપૂર્વક ધર્માધ્યક્ષ બોલ્યો: "મૂર્ખ છોકરી! તારા ગુસ્સાથી શું વળવાનું છે? તું પોતે અત્યારે કેવી સ્થિતિમાં આવી

પડી છે તેની તને ખબર છે કે? આ જ ક્ષણે મારા મહેલમાં ભયાનક ક્રૂર લૂટારા કારાઅલીની ટોળકીમાંના બે માણસો આવી પહોંચેલા છે અને તેઓ મારી પાસેથી તને લઇ જવા માંગે છે. આવતી કાલે સ્હવારે મારે તને તેમના કબજામાં સોંપવાની છે. મારા પહેરેગીરો તારી સાથે આવશે અને તને તેમના હાથમાં સોંપીને બદલામાં બર્થોલ્ડની પ્રિયતમા જોન ગીલ્બર્ટસને લઈ અહીં પાછા આવશે. આહ! તું કંપે છે—અત્યંત દારૂણ ભયથી તને દુઃખ થાય છે! શા હેતુથી તને કારાઅલી લઇ જવા માંગતો હશે? શા વાસ્તે તે તને પોતાની સત્તા હેઠળ રાખવા માંગતો હશે? તરૂણ બાળા! એ સંબંધે મારે તને વધારે સ્પષ્ટતાથી કશું કહેવાની જરૂર રહેતી નથી—પરન્તુ હવે તારે બેમાંથી એક વાત પસંદ કરવાની છેઃ કાંતો તારે રાજીખુશીથી મારો સ્વીકાર કરી લેવો, નહિતો તને ક્રૂર લૂટારાઓના હાથમાં સોંપી દેવામાં આવશે અને ત્યાં તો તે લૂટારાના સરદારના જનાનાની બીબી જ તારે બનવું પડશે!"

આ ભયાનક શબ્દો સાંભળતાં દુર્ભાગી અલ્જીનોરા ભયાનક ગભરાટનો ભોગ થઇ પડી; તોપણ ધર્માધ્યક્ષના શબ્દોનો સંપૂર્ણ અર્થ તે સમજી શકી નહિ. તે જાણુતી હતી કે પોતાને ક્રૂર રાજાના જનાનામાં જવાનું હતું અને ત્યાં જતાં જ તેને અત્યંત ભય લાગતો હતો; તો પછી ક્રૂર લૂટારો તેને માટે શામાટે લેવા માંગતો હોય તે તે સમજી શકતી નહોતી.

પરન્તુ તે એટલું તો હવે સમજી ચૂકી કે પોતાની આસપાસ તીવ્ર યાતના ઉપજાવે તેવા ભયો ફરી વળેલા છે અને જાણે કે તે પોતાનું ભાન ભૂલી જતી હોય—તેની વૃત્તિઓ બ્હેરી બની જતી હોય એવો તેને અનુભવ થવા લાગ્યો. એક બેઠકપર બેસી જઇને તેણે પોતાના મ્હોંને હસ્તસંપુટવડે ઢાંકી દીધું; તેની આંખોમાં આંસુ ઝમી આવ્યાં અને તેની ચળકતી ધારાઓ તેના હાથની આંગળીઓ વચ્ચે થઇને બહાર વહન કરવા લાગી.

જ્યાંસુધી ધર્માધ્યક્ષે જોયું કે તેના દુઃખનો ઉભરો શમી ગયો નથી, ત્યાંસુધી તે તેને નીરખતો મૌન ઊભો રહ્યો. ઉભરો શમી ગયા પછી અત્યંત મૃદુ સ્વરે તે બોલ્યોઃ "બાળા ! તારા પ્રેમના બદલામાં હું બર્થોલ્ડને બચાવી લઇશ અને જે ક્રૂર લૂટારાઓ તને લેવા આવ્યા છે તેમને વેલેડોલીડમાં જ ઉંચામાં ઉંચું ફાંસીનું લાકડું ખોડીને લટકાવી મારીશ."

પોતાના સ્વાભાવિક વિનયશીલ ગૌરવને પુનઃ પ્રાપ્ત કરીને એ દુઃખિની બાળાએ જવાબ આપ્યોઃ "નામવર! તમારી માંગણીઓને હું ધિક્કારથી, તુચ્છકારથી, તિરસ્કારથી ધુતકારી નાંખું છું." તેના ગૌરવયુક્ત સ્વભાવથી હવે તેનામાં નવી હિંમત પ્રેરાવા પામી હતી.

ક્રોધ તથા નિરાશાથી પગથી માથાસુધી કંપી રહેતો ધર્માધ્યક્ષ બોલ્યોઃ "તો પછી ક્રૂર લૂટારાઓને હાથે તારી જે દુર્દશા થવાની હોય તે હવે જરૂર થવાની જ." એમ બોલીને અલ્જીનોરા તરફ એક ભયાનક દૃષ્ટિપાત કરીને તે એકદમ તે ખંડમાંથી ચાલ્યો ગયો.

થોડી ક્ષણો પછી, એક પ્રૌઢ વયની સ્ત્રી એ સ્પેનીશ સુંદરીને એક બીજા ઓરડામાં લઈ જવા માટે ત્યાં આવી. એ બીજો ઓરડો અલ્જીનોરાને રાખવા માટે તૈયાર કરવામાં આવેલો હતો અને તેમાં બીજા દિવસની સ્હવારસુધી તેને એક કેદીની મીસાલે રહેવાનું હતું.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### ઓકાની પર્વતાવલિ.

જે વખતે પૂર્વોક્ત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાઓ વેલેડોલીડના ધર્માધ્યક્ષના મહાલયમાં બની રહી હતી, તેજ વખતે ચાર વ્યક્તિઓ—બે પુરૂષો અને બે સ્ત્રીઓ—ઓકાની પર્વતાવલિમાં અશ્વારોહણ કરી પોતાનો માર્ગ કાપી રહી હતી.

બે પુરૂષો તે વૃદ્ધ ફેરીયો ઇવાન અને હબસી ગુલામ કીયામીલ હતા, તથા બે સ્ત્રીઓ તે જોન અને માલાગામ્બા હતી.

એ જંગલી અને પાર્વતીય પ્રદેશના રસ્તાઓમાં કેટલાક કલાકથી આ પ્રમાણે તેઓ પ્રવાસ કરી રહેલાં હતાં. કોઈવાર તેમને ગાઢ જંગલો અને નાનાં ઝાડવાંની વચ્ચે થઇને રસ્તો લેવો પડતો. તો કોઈ વાર ઝઝૂમી રહેલા શૈલશિખરની આસપાસની અને ડાચું વિકાસી રહેલી ખાડની કોરણુપર જતી કોઈ સાંકડી પગથીપર થઈ પ્રયાણ કરવું પડતું. એક વાર તેમને એકાદા ઉંડા કોતરમાં ઉતાવળે પગલે ધસમસતા ઉતરવું પડતું, તો બીજી વાર એક સીધી સોટા જેવી ખડબચડી ટેકરી ઉપર અત્યંત શ્રમપૂર્વક ચડવું પડતું. કોઈ કોઈવાર ટેકરીઓથી છવાએલા એ વેરાનમાં ગંભીર શાંતિની વચ્ચે તેઓ ચાલતાં અને કેટલીક વાર પાણીના મોટા ધોધના પડવાથી થતા કર્ણભેદક અવાજોવડે અને તેના વહી જતા પ્રબળ પ્રવાહના ગર્જનવડે તેમના કાન બ્હેરા બની જતા.

પરન્તુ એ પાર્વતીય પ્રદેશમાં દરેક માર્ગ, વલણ અને ટૂંકા રસ્તાથી વૃદ્ધ ઈવાન સારી પેઠે ભોમીયો હતો. ઓછા અનુભવવાળા પ્રવાસીને પ્રવાસનાં જે જે જોખમભરેલાં સ્થાનો જોઇને ભય લાગી જાય તે તે સ્થાનો છોડી દઇને કેવે કેવે રસ્તે થઇને પ્રવાસ કરવો તે ઇવાન સારી પેઠે સમજતો હતો. રસ્તે ચાલતાં ચાલતાં કયે માર્ગે આગળ વધવું કે કઇ દિશાએ વળવું; તે સંબંધે એકાદી વખત પણ તેને વિચાર કરવો પડચો નહિ. જ્યારે દૃષ્ટિ સમીપેનું બધું દૃશ્ય ભેખડો, ખડકો અને ખાડોની વિશાળ ગુંચવણીથી ભરેલું દેખાતું, ત્યારે પણ તે એકદમ કોઈ એક માર્ગ પકડીને તે પર ચાલવા લાગતો, જે માર્ગની શરૂઆત તુરત તો તેના સોબતીઓના ધ્યાનમાં પણ આવતી નહિ, પરન્તુ થોડે આગળ ગયા પછી જ તેમને ત્યાંથી રસ્તો ખરેખર ફૂટતો હોવાનું ભાન થતું.

આ નાનું મંડળ અત્યારસુધી જેવે રસ્તે પ્રવાસ કરી રહ્યું

હતું, તે કરતાં કાંઈક પહોળા રસ્તાપર દાખલ થયું, ત્યારે સૂર્યાસ્ત થવાની તૈયારી હતી. અત્યારે જોન પોતાના ઘોડાને ઇવાનની લગભગ સાથે ને સાથે જ ચલાવ્યે જતી હતી, એટલે માર્ગ કાપતાં કાપતાં થોડો વાતચીતનો આનંદ લેવાનો તેમને ઇરાદો થઇ આવ્યો. આલાગામ્બા અને કીયામીલ થોડું પાછળ રહ્યાં હતાં અને તેઓ પણ મનગમતી બાબતો ઉપર વાતચીત કરતાં ચાલ્યાં આવતાં હતાં.

વૃદ્ધ ઇવાને હસીને કહ્યું: "અને તેથી શું તમારી હબસણ ગુલામડી આલાગામ્બાએ ખરેખર એમ માન્યું કે એ મુસાફરખાનામાં તમને ત્રણે જણને ભોંયરામાં દાખલ કર્યા પછી ઉપર છૂપું દ્વાર મેં ઉતાવળે બંધ કર્યું તેમાં દગો સમાએલો હતો?"

જોને જણાવ્યું: "તે અને તેનો પ્રિયતમ કીયામીલ એવી રીતે ભય પામે તે સ્વાભાવિક હતું, કારણકે હું તમને જેવી સારી રીતે ઓળખું છું તેવી સારી રીતે તેઓ તમને ઓળખતાં નહોતાં."

ઇવાને પૂછ્યું: "પરન્તુ મારી સદ્દવૃત્તિ વિષે તમને શું ક્ષણભર પણ અવિશ્વાસ આવ્યો નહોતો?"

"ના–બિલકુલ નહિ." જોને જવાબ આપ્યો: "આપણે પહેલવહેલાં ડચુરાના 'ગોથીક યુદ્ધવીર' નામક મુસાફરખાનામાં સાંજે મળ્યાં, તે વખતે તમે તુરંગના ઉપરી કોટવાળની સાથે જે અસાધારણ વાતચીત કરી હતી તે ઉપરથી થોડી વાર મને તમારા પર અવિશ્વાસ આવ્યો હતો, પરન્તુ થોડો વિચાર કરતાં મારી તુરત જ ખાત્રી થઈ કે તમારા દેખાઈ આવતા હીચકારાપણા અને દગાની પાછળ કાંઇ સ્તુત્ય હેતુ છુપાઇ રહેલો હોવો જોઇએ, અને એવો અભિપ્રાય બાંધવામાં મારી ભૂલ પણ થઈ નહિ. તમે જ મહાત્મા ફ્રાન્સીસ્કોને તુરંગમાંની મેડોઝની કોટડીમાં મોકલી આપ્યો અને તેની દ્વારા મેડોઝને બચાવી લીધો; અને ત્યારપછી તુરત જ જે વખતે રાળવાળાં લાકડાંનો ઢગલો ડચુરાના ચૌટામાં મને તથા બર્થોલ્ડને બાળી નાંખવાને તૈયાર થએલો હતો તે વખતે તમારી

કૃપાથી એકાએક ગોંઝાલેઝ એન્ડચુજારે આવીને અમારો બચાવ કર્યો." જોન આગળ બોલી: "તેથી કરીને જ્યારે પેલા નાના મુસાફરખાનામાં પેલું છૂપું દ્વાર મારા હબસી ચાકરો તથા મારી પાછળ એકાએક બંધ થયું, ત્યારે મારી તો પૂરતી ખાત્રી જ હતી કે તમે અમારા શત્રુઓના પંજામાંથી અમને બચાવવાને માત્ર અમને છુપાવી રહ્યા હતા."

વૃદ્ધ ઈવાને પૂછ્યું: "અને મેં તમને એ રીતે છુપાવ્યાં તે શું સારૂં થયું નહિ? ક્રૂર લૂટારાઓએ આખું મકાન ભોંયતળીયાથી છાપરાસુધી ફીંદી નાંખ્યું અને તેઓ માની શક્યા નહિ કે તમને ત્રણેને એ મકાનમાં કોઇ સ્થળે નહિ સંતાડવામાં આવ્યાં હોય. મકાનની માલેકણે બારણાં નહિ ઉઘાડવાને કાંઇ કાંઇ બ્હાનાં કાઢયાં પણ એ લૂટારાએ તે માન્યાં નહિ અને છેવટે બારણાં તોડી નાંખ્યાં: આથી પણ તેમનો સંશય વધ્યો હતો, અને તેમણે આખા મકાનમાં ઘણી બારીકીથી-સખ્ત તપાસ ચલાવી હતી."

જોન બોલી: "જ્યાં પેલું છૂપું દ્વાર આવેલું હતું તે સ્થળે-તે ઓરડામાં જ્યારે એ લૂટારાઓ તપાસ કરવા આવ્યા, ત્યારે બિચારી માલાગામ્બા અત્યંત ભયભીત થઈ ગઈ હતી-તેથી કીયામીલને અને મારે તેને ચીસો નાંખતી તથા ઉતાવળેથી રડી જતી અટકાવવાને મોટી મુશ્કેલી વેઠવી પડી હતી. તોપણ ખરેખર અમારૂં એટલું સદ્‌ભાગ્ય જ હતું કે એ મુસાફરખાનામાં વળી એવું સલામતીવાળું ભોંયરૂં આવી રહેલું હતું."

વૃદ્ધ ઈવાન બોલ્યો: "હું તમને સ્પષ્ટતાથી કહી ચૂક્યો છું કે એ મુસાફરખાનું ગોંઝાલેઝ એન્ડચુજારનાં સંખ્યાબંધ આશ્રયસ્થળોમાંનું એક છે, અને જે શૂરવીર સૈનિકોની ટોળકી અત્યારે તેનો એક સરદાર તરીકે સ્વીકાર કરી રહી છે તે ટોળકીને એકઠી કર્યા પહેલાં તેનાં છૂપી રીતે એકઠાં કરેલાં શસ્ત્રાસ્ત્રો સંતાડવા માટે એ ભોંયરૂં બનાવવામાં આવ્યું હતું."

જોને આતુરતાથી કહ્યું: "અને શું તમે માનો છો કે બહાદૂર ગોંઝાલેઝ મારી પ્રાર્થના બરાબર સાંભળશે? તમને પૂરેપૂરો વિશ્વાસ છે કે તે વેલેડોલીડના ક્રૂર ધર્માધ્યક્ષના હાથમાંથી મારા પ્યારા બર્થોલ્ડને છોડાવવાનો યત્ન કરશે?" તે શોકદર્શક સ્વરે આગળ બોલી: "પણ એ રક્તપિપાસુ રાક્ષસે મદદ જઇ પહોંચવા પહેલાં તેનું મોત નહિ નીપજાવ્યું હોય તો જ–ગોંઝાલેઝ તેને બચાવી શકે."

વિશ્વાસદર્શક સ્વરે ઈવાને જવાબ આપ્યો: "જરા પણ સંશય વિના હું પૂરેપૂરો વિશ્વાસ રાખી કહું છું કે ગોંઝાલેઝ એન્ડયુજાર પોતાના લશ્કરનો એક ભાગ લઇને વેલેડોલીડ ઉપર ચડી જવામાં જરા પણ વિલંબ કરશે નહિ, અને તેના લશ્કરનો બાકીનો વિભાગ મૂરોના પ્રદેશમાં કારાઅલીની ટોળકી પાસેથી લીઓના માર્ક્વીસને છોડાવવા માટે ચડી જશે."

"ઓહો! તમે કહો છો તેવું ખરેખર બને જ તો કેવું સારૂં?!" જોન બોલી ઉઠી. તેના કપોલ આશાતુરતાથી તેજ ધારણ કરવા લાગ્યા અને તેની છાતી પ્રફુલ્લિત થવા લાગી.

ઈવાને જવાબ આપ્યો: "બાઇ! તે સંબંધે તમારે કશો પણ સંશય રાખવો નહિ. જેવી ખાત્રીથી હું મારી પોતાની તરફથી જવાબ આપી શકું છું તેવી જ ખાત્રીથી હું ગોંઝાલેઝ એન્ડયુજાર તરફનો જવાબ પણ આપી શકું છું. હું તેનો સંપૂર્ણ વિશ્વાસ ધરાવું છું અને મારા જાણવામાં ન આવે તેવું એક પણ કાર્ય તે કરતો નથી કે તેવો એક પણ વિચાર તે પોતાના મનમાં લાવતો નથી. બાઈ! હું એક ફેરીયા તરીકે દેશમાં વખતોવખત ભટકતો ફરૂં છું અને પ્રકટ રીતે સસ્તી કીમતનું ઝવેરાત અને ઘરેણાંઓ ગરીબ લોકોમાં વેચું છું, પરન્તુ વસ્તુતઃ તેઓમાં હથીયારો વહેંચતો ફરૂં છું. તેની પાછળ રહેલો ગુપ્ત હેતુ શું તમે સમજી શકતાં નથી? હા–તે હેતુ એ છે કે ગરીબ લોકોના હાથમાં હથીયારો મૂકવાં અને જે હેતુથી મેં આ ભટકવાનો ધંધો પસંદ કર્યો છે તે હેતુ–સ્પેનની સ્વતંત્રતાનો

મહામંત્ર તેમના કાનમાં ગુપ્ત રીતે ફૂંકી દેવાનો હેતુ પાર પાડવાનો લાગ મેળવવો."

"અને ગોંઝાલેઝ એન્ડચુજારનો આશય અનુકૂળ રીતે આગળ વધતો જણાય છે ખરો?" જોને પૂછ્યું.

વૃદ્ધ ઇવાને જોરથી જવાબ આપ્યો; "ઘણી જ અનુકૂળ રીતે તેનો આશય પ્રગતિ કરતો જાય છે. સત્તાવાળાઓની સામે પ્રકટ શત્રુતા દાખવનારૂં જે પહેલું કામ તેણે કર્યું તે ડચુરા ખાતેનો બનાવ હતો. એ બનાવની ખબર દાવાનળની પેઠે આસપાસના પ્રદેશોમાં ફેલાઇ ગઇ અને ત્યારથી સેંકડો માણસો તેના કામમાં મદદ કરવાને તેને આવી મળ્યા છે. હવે જે ચડાઇ તે અવશ્ય વેલેડોલીડ ઉપર લઇ જશે તે દર્મિયાન પણ તેના અનુયાયીઓની સંખ્યા જરૂર વધવાની જ; એટલે તમારા બર્થોલ્ડને મુક્ત કરવાને એ માર્ગ લેવાની તે આનાકાની કરશે જ નહિ, પરન્તુ અસ્તુરીયાના જુલ્મી સત્તાવાળાઓ, અધિકાર જમાવી બેઠેલા પાદરીઓ અને ક્રૂર કાયદાઓની સામે થવાનો એક બીજો જાહેર પ્રયોગ કરવાની તકનો તે ઘણી ખુશીથી સ્વીકાર કરશે. વળી મૂરોના મુલકમાં હુમલો લઇ જવાનું કારણ મળવાથી પણ તે ઘણો ખુશ થશે કારણકે તેથી ખ્રિસ્તીઓ અને મુસલમાનોની વચ્ચે શત્રુતા ઉત્પન્ન થશે. ગોંઝાલેઝ એન્ડચુજારના બે જૂદા જૂદા મહાન્ લક્ષ્યબિંદુઓ છે. એક લક્ષ્યબિંદુ અસ્તુરીયાના લોકોની સ્થિતિ સુધારવાનું છે અને બીજું લક્ષ્યબિંદુ સ્પેનમાંથી મૂર લોકોને હાંકી કાઢવાનું છે. તેણે બે બાજુએ એકી સાથે યુદ્ધ મચાવવાનો નિશ્ચય કર્યો છે. એક યુદ્ધ તે અસ્તુરીયાના રાજા, ઉમરાવો અને ધર્માધિકારીઓના સંયુક્ત જુલ્મીપણાની સામે મચાવવા માંગે છે અને બીજું યુદ્ધ તે સ્પેનના મધ્યવર્તી તથા દક્ષિણના પ્રાંતોમાંની મુસલમાન રાજસત્તાની સામે કરવા ઇચ્છે છે."

આ સાંભળીને જોનનું સુંદર વદન ઉત્સાહથી ચમકવા લાગ્યું. તે બોલી ઉઠીઃ "તેના મહાન્ અને પ્રશસ્ત હેતુઓમાં પ્રભુ સહાયભૂત થાઓ!"

ઇવાન બોલ્યોઃ " આ હેતુમાં તમારી ઉદાર સહાનુભૂતિ રહેલી છે એવું તે જાણે છે–તેથી તે અજાણ્યો નથી. વળી તે તમારા સ્વભાવ વિષે પણ ઘણું જાણે છે અને તેની પ્રશંસા કરે છે. મેં તમને જણાવ્યાં તે કારણોથી ગોંઝાલેઝ જરૂર તમારી માંગણીઓ કબૂલ રાખશે, છતાં એ કારણો પૂરતાં ન હોય, તો તમારા ઉમદા સ્વભાવ અને પ્રશંસનીય ગુણોની માહિતીથી તો તે નિઃસંશય તમારી માંગણીઓ સાંભળશે અને તે કબૂલ રાખશે એવી મારી ખાત્રી છે. તેને મળવાને અને તેની સાથે વાતચીત કરવાને હવે બહુ વાર નથી."

એક વાર ફરીથી એ બહાદૂર બહારવટીઆને ઉતાવળે મળવાનો પ્રસંગ આવી પહોંચવાથી જોનનું હૃદય ઉત્સુકતાથી ઉંચું નીચું થઈ રહ્યું હતું. તેણે ઇવાનને પૂછ્યું: " આપણે શું એ બહાદૂર સરદાર અને તેના સુવિખ્યાત મંડળના નિવાસસ્થાનની નજીકમાં આવી પહોંચ્યાં છીએ ? "

ઇવાન બોલ્યો: " અહીંથી અર્ધો–પોણો માઇલ આઘે પેલી ટેકરી છે તે તમે જુઓ છો ને ? તે ટેકરીની પેલી મેર તમે ગોંઝાલેઝ એન્ડયુજારના અનુયાયીઓને જોઇ શકશો."

જોને કાંઇક સંકોચાતાં પૂછ્યું: " બહાદૂર ગોંઝાલેઝના શારીરિક દેખાવ સંબંધે મને કેટલુંક કુતૂહલ ઉત્પન્ન થયું છે. હું આ કહું છું તે કાંઈ ગેરવાજબી તો નથી ને? એ સંબંધે મેં કેટલીક પરસ્પર વિરૂદ્ધ વાતો અને અભિપ્રાયો સાંભળ્યા છે. વળી જ્યારે તેણે મને ડયુરાના ચૌટામાં મોતમાંથી બચાવી હતી, ત્યારે તેણે જાળીદાર મ્હોંઢાંકણથી પોતાના ચહેરાને એટલી બધી ખબરદારીથી છુપાવ્યો હતો કે—"

વૃદ્ધ ઇવાને હસતાં હસતાં કહ્યું: " ગોંઝાલેઝ એન્ડયુજારના શારીરિક દેખાવને નજરે જોઇને તમારી ખાત્રી કરી લેવાને હવે કાંઇ બહુ વાર નથી. તેના શારીરિક દેખાવના સંબંધમાં જેમ બને તેમ વધારે વિચિત્ર અને હાસ્યજનક વાતો જેટલા બને તેટલા વધુ પ્રમાણમાં ફેલાવાથી તેના કામને ઉલટી વધારે મદદ મળે છે, કારણકે એ સંબંધે જે અનિશ્ચિતતા લોકસમુદાયમાં ફેલાઈ રહે છે, તેથી

ઘીચ વસતીવાળાં શહેરોમાં તેમ જ નાનાં ગામડાંઓમાં તે સહેલાઇથી જઈ શકે છે, તેને કોઇ ઓળખી શકતું નથી અને તે લોકોને હથીચારો વહેંચીને તેમનામાં દેશભક્તિના વિચારો પ્રસારી શકે છે. તેણે જે જે વેશબાદલા કર્યા છે તેમાં પણ તે પ્રકારની અનિશ્ચિતતા જ તેને મદદગાર થઇ શકી છે, અને એ વેશબાદલાવડે તેણે પોતાનાં કાર્યોમાં સફળતા મેળવી છે; પછી તે વેશબાદલો મેડોઝને મુક્ત કરવાને મહાત્મા ફ્રાન્સીસ્કો—"

જોન બોલી ઉઠીઃ "ઓહો! એ કાર્ય કરનાર ગોંઝાલેઝ એન્ડચુજાર પોતે જ હતો કે? ત્યારે તો આપણે બધાં મુસાફરખાનામાં તેના સંબંધમાં વાતચીત કરી રહેલાં હતાં, તે વખતે તે ડચુરામાં જ હોવો જોઇએ!"

ઇવાને જવાબ આપ્યોઃ "એમ જ હોવું જોઇએ. મને ખાત્રી છે કે તે હતો જ. પણ જો તમે ગોંઝાલેઝ એન્ડચુજારની વેશબાદલા સંબંધી કળાઓ અને યુક્તિઓ જાણો તો તમે બહુ જ આશ્ચર્ય પામશો. ઘણી વાર તે એક વેશ ઉપર બીજો વેશ ધારણ કરે છે, તેથી એક મકાનમાં તે પ્રવાસીરૂપે દેખાય છે તો બીજા મહેલ્લામાંના કોઈ બીજા ઘરની મુલાકાત લીધા પહેલાં તે વેશ બદલાવીને પાદરી બની જાય છે; અથવાતો એક શહેરમાં તે એક વેપારીના સ્વરૂપમાં દાખલ થાય છે, તો એ જ શહેરમાંથી નીકળતી વખતે તે ભિક્ષુક બનેલો હોય છે!" આસપાસ નજર કરીને પોતાના કથનના પ્રવાહને એકદમ અટકાવીને વૃદ્ધ ઈવાન બોલ્યોઃ "પણ તમારાં હબસી અનુચરો તો બહુ પાછળ રહી ગયાં જણાય છે."

તે ઉપરથી જોને માલાગામ્બા અને ક્રીયામીલને ઉતાવળે ભેગા થઇ જવાને ઇશારત કરી. થોડી વારમાં એ નાની મંડળી પાછી એકત્ર બની ગઈ અને તેઓ બધાં એક ઉંચી ટેકરીની ફરતી આવેલી પગથીમાં દાખલ થયાં. એ જ ટેકરીની પેલી મેર ગોંઝાલેઝનું મંડળ રહેતું હતું એમ પહેલાં ઈવાને જોનને જણાવ્યું હતું.

આ પગથી એટલી બધી સાંકડી હતી કે બે માણસો સાથે ઘોડે બેસીને ચાલી શકે નહિ. આ કારણથી તેઓ એક બીજાની પાછળ પાછળ ઘોડા ચલાવવા લાગ્યાં અને તેથી વાતચીત આગળ ચાલતી અટકી ગઇ.

દશેક મિનિટમાં ટેકરીની પગથીનો અર્ધોએક ભાગ તેઓ વટાવી ગયાં એટલે સંખ્યાબંધ તાપણાંમાંથી નીકળતો ધુમાડો તેમની નજરે પડ્યો. તે ઉપરથી ઇવાનના કહ્યા મુજબ ત્યાં જ એ નાનું લશ્કર રહેલું હોવું જોઇએ એમ જોનના સમજવામાં આવ્યું.

થોડી વારમાં અસ્ત પામતા સૂર્યના તેજસ્વી અને ભભકાદાર પ્રકાશમાં ચોમેર ખડકો અને ભેખડોની વચ્ચે લોખંડના ટોપ, ધ્વજાઓ અને ભાલાં દેખાવા લાગ્યાં. અહો ! જે ક્ષણે આપણાં પ્રવાસીઓ એ પગથીમાંથી નીકળીને સપાટ જમીન ઉપર આવી પહોંચ્યાં, તે જ ક્ષણે સેંકડો યોદ્ધાઓ જમીનપરથી ઊભા થઇ ગયા. તેઓ અત્યારે વાળુ કરવાની તૈયારી કરી રહ્યા હતા. યોદ્ધાઓએ ઊભા થઇને ગગનભેદી ગર્જનાવડે આગન્તુકનો સત્કાર કર્યો.

પણ અહો ! આશ્ચર્યચકિત થએલી જોન, માલાગામ્બા અને ફીયામીલે ત્યારપછી શું જોયું ?

તેઓએ જોયું કે એક જ ક્ષણમાં વૃદ્ધ ઇવાન પોતાના મુખ અને માથાપરના બનાવટી વાળ એકદમ કાઢી નાંખે છે, તેના બેડોળ બનાવેલા ચહેરાપરનાં યુક્તિપૂર્વક ચોંટાડેલાં ભવાંનાં ગુચ્છાદાર વાળ પણ તે ઉતારી નાંખે છે, પોતાના શરીરપરનો ખુલતો ઝભ્ભો તે ફેંકી દે છેઃ અને જુઓ ! વૃદ્ધ દેખાતા એ ફેરીયાને બદલે એક દૈવી સુંદરતા ધરાવતા ચહેરાનો અને ઉમરાવ જેવા દેખાવનો પુરૂષ દેખાય છે, જે દમામદાર રીતે ઘોડાપર સવારી કરી રહ્યો છે ! આશ્ચર્ય અને પ્રશંસાથી ભરાઇ ગએલે હૃદયે જોનના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડે છેઃ " અહા ! તું જ ગોંઝાલેઝ એન્ડયુજાર છે ! "



## પ્રકરણ ૧૩ મું.

### લીઓંનો માર્કવીસ.

ગત પ્રકરણમાં દર્શાવેલા બનાવ પછીના બીજા દિવસનો મધ્યાહ્ન વીતી ગયો છે અને ફુએનકારાના પાધરમાં આવેલા મઠના ખંડેરમાં આપણી વાર્તા આગળ ચાલે છે.

લીઓંનો માર્કવીસ-ઓરેલીઓ તીવ્ર મનોયાતના વેઠતો પોતાના કેદખાનાના ઓરડામાં આમથી તેમ પરિક્રમણ કરી રહ્યો છે.

હજીસુધી તેને અલ્જીનોરાના કશા સમાચાર મળ્યા નથી, તેમજ બર્ગોસ ખાતે બદલાનું નાણું લાવવા માટે મોકલેલા ખેપીયાના પણ કશા ખબર આવ્યા નથી. બેઉ દિશાની ખબર થોડી જ વારમાં આવી પહોંચશે એવી તે આશા રાખી રહ્યો છે.

જોન, કીયામીલ અને માલાગામ્બાની પાછળ અસ્તુરીયાના પ્રદેશમાં લાંબેસુધી ભટકીને નિષ્ફળ નીવડેલો કારાઅલી તથા તેની સાથેની મંડળી એ મઠના ખંડેરમાં પાછી ફરી છે અને એ ત્રણે જણ બાયટ્રેગો પાસેની ગુહામાંથી આબાદ રીતે છટકી ગયાં તેથી કારાઅલીનો મીજાજ આજે બરાબર ઠેકાણે નથી. તેથી ઉલટું, તે બહુ જ ક્રોધાવિષ્ટ થઇ ગયો હતો અને પોતાનો ક્રોધ ઉતારવા માટેના કોઈ બલિદાનને માટે તે અધીરો બની ગયો હતો.

એ મઠના ખંડેરમાં આવી પહોંચ્યા પછી તુરત જ તેણે લીઓંના માર્કવીસને જોન ગીલ્બર્ટસના નાસી જવા વિષેના સમાચાર કહાવ્યા. પરન્તુ આ વાત જાણીને એ જુવાનને અત્યંત સંતોષ પ્રાપ્ત થયો. ઓરેલીઓને થએલો આનંદ કારાઅલીના જોવામાં આવ્યો અને અત્યંત ક્રોધાવેશમાં આવી જતાં તે બોલ્યો: “ અલ્યા ખ્રિસ્તી કૂતરા! જો તારા છૂટકારાના બદલામાં પૂરેપૂરી સોનામહોરો નહિ આવી પહોંચે, તો તને બધું બહુ ભારે પડી જવાનું છે! ખુદાના કસમ! હું જરાએ છૂટછાટ મૂકવાનો નથી.”

આ પ્રમાણે બોલીને તે એકદમ ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો અને પોતાની પાછળ જોરથી બારણું બંધ કરતો ગયો. એ બારણું બંધ કરવાનો એવો મોટો અવાજ થયો કે આખું મકાન તેથી ગાજી ઉઠ્યું, ચોમેર તેનો પડઘો પડયો અને બારણાની બહારની સાંકળ બંધ થવાનો અવાજ પણ થોડી વારસુધી હવામાં ગાજતો રહ્યો!

સુમારે એકાદ કલાક પછી બારણું પુનઃ ઉઘડયું અને કારાઅલી બદરૂદ્દીનની સાથે એ કેદખાનાવાળા ઓરડામાં દાખલ થયો.

આવતાં વાંત તે બોલ્યો: "ખ્રિસ્તી જુવાન! તારી અલ્જીનોરા આવી પહોંચી છે." અહા! એ ભયાનક સરદારના મુખમાંથી નીકળેલી એ ખબર ઓરેલીઓને અત્યંત આદરણીય થઇ પડી. જોકે કારાઅલીએ આ ખબર દબાવી રાખેલા ક્રોધયુક્ત સ્વરે સંભળાવી હતી, તોપણ લીઓના માર્કવીસના કર્ણ ઉપર તો સુમધુર સંગીતના જેવી જ આનંદદાયક અસર થવા પામી.

ખુલ્લા દ્વાર તરફ ફાળ ભરતો તે બોલી ઉઠયો: "મને તેને મળવા દો! હા, તેને મને જોવા દો!"

"ઊભો રહે!" મૂર સરદારે એ ખ્રિસ્તી જુવાનનો હાથ પકડીને તેને થોભાવી રાખતાં કહ્યું: "એટલી બધી ઉતાવળ કરવાની કશી જરૂર નથી, કારણકે તેને એક બીજા ઓરડામાં પૂરી સલામતીમાં રાખવામાં આવી છે અને હું તને વચન આપું છું કે થોડી વારમાં જ તું તેને જોઇ શકીશ. પરન્તુ આ બધાં સાહસો કરવામાં મને જરા પણ સંતોષ મળ્યો નથી. સૌથી પહેલું તો એ જ કે જોન ગીલ્બર્ટ્સ મારા હાથમાંથી છટકી જવા પામી છે, એ વાત તું જાણે છે; અને બીજું એ કે વેલેડોલીડના ધર્માધ્યક્ષે મારા એક ચુનંદા યોદ્ધાને–બહાદૂર અને વિશ્વાસુ સાદને–જોનના બદલાના એક બ્હાના તરીકે રોકીને પોતાના કબ્જામાં રાખ્યો છે. કેમ, એમ જ ને બદરૂદ્દીન?"

"ખુદાના સોગંદ! સરદાર સાહેબ! આપ કહો છો તે પ્રમાણે

જ હકીકત બની છે.” બદરૂદ્દીને જવાબ આપ્યો: “અને જો એ જોન હાથમાં નહિ આવે, તો મારો સાથી સાદ મોટી મુશ્કેલીમાં આવી પડશે; કારણકે એ ખ્રિસ્તી ધર્માધ્યક્ષે જણાવ્યું હતું કે તે તેને જરા પણ દયા કે આનાકાની વિના મારી નાંખ્યા વિના રહેશે નહિ.”

ઓરેલીઓ અલ્જીનોરાને જોવાને અને ભેટવાને અત્યંત અધીરો બની ગયો હતો. તે બોલ્યો: “આ બાબત સાથે મારે શો સંબંધ છે તે હું કાંઈ સમજતો નથી.”

કાળો કમાન કરડાકીથી બોલ્યો: “એ બાબતનો તારી સાથેનો સંબંધ એ છે કે જ્યાંસુધી એ જોન ધર્માધ્યક્ષને નહિ સોંપાય અથવા-તો મારો માણસ સાદ અહીં સહીસલામત નહિ આવી પહોંચે, ત્યાંસુધી હું તારી અલ્જીનોરાને બંધીખાનામાં એક કેદીની મીસાલે પૂરી રાખીશ, સમજ્યો?”

તિરસ્કારથી લાલચોળ થઈ ગએલે વદને માર્કવીસ બોલી ઉઠ્યો: “દગાખોર લૂટારા! તું મારી બાબતને જોન અથવા સાદની બાબતો સાથે ભેળવી દે છે તે ખુલ્લો અન્યાય નથી શું? એ બાઇ અને તારા કાફર અનુયાયી સાદના સંબંધમાં જે મુશ્કેલીઓ તારે માટે ઊભી થઇ છે તે શું કાંઇ મારા દોષથી ઊભી થઇ છે?”

કાળા કમાને ધુંઆંપુંઆં થઇને પૂછ્યું: “તારી અલ્જીનોરા અને જોન ગીલ્બર્ટસે વેશબાદલો કરીને પોતાનાં સ્થાન બદલાવ્યાં તેથી જ આ બધી ગુંચવણ અને મુશ્કેલી શું ઊભી નથી થઇ? યાદ રાખજે, ખ્રિસ્તી અમીરજાદા! જો તું એક સાચા મુસલમાનને કાફર કહીને ગાળ દઇશ—”

માર્કવીસે અકળાઇને સામો પ્રશ્ન કર્યો: “તું શું ખ્રિસ્તીઓને કાફર કહીને તુચ્છકારી કાઢવાની ટેવ ધરાવતો નથી?” જરા નરમ અવાજે તે આગળ બોલ્યો: “પણ કારાઅલી! આપણે આમ શબ્દોની મારામારી કરીએ તે કશા કામનું નથી. તારે માથે લીધેલું કામ તું જે સંપૂર્ણતાથી અને વફાદારીથી બજાવે છે તે માટે તેં મારા સાંભ-

ળતાં ભારે અભિમાન દાખવ્યું છે અને તેં મને તારી મેળે જ ચેતવણી આપી છે કે તું પણ સામો એવી જ સખ્તાઇથી તારી માંગણીઓને પૂરી રીતે મેળવ્યા વિના સારૂં પૂરૂં થએલું ગણતો નથી. તેથી ફરીને આપણી વચ્ચે થએલા મુખ્ય કરારને જ તું વળગી રહે તો વધારે સારૂં છેઃ આ કરાર માત્ર એટલો જ છે કે તારે મને મારી અલ્જીનોરા લાવીને સોંપવી અને મારે તેના બદલામાં અમુક નાણું આપવુંઃ બર્ગોસ ખાતે ગએલો ખેપીયો પાછો આવી પહોંચશે એટલે તને તારૂં બદલાનું નાણું મળી જશે."

આ શબ્દોનો સામો જવાબ કારાઅલી વાળવા જતો હતો, એટલામાં સીઢીના હેઠ નીચેનાં પગથીયાં આગળ ઊભેલો પહેરેગીર બહારના કોઇ માણસના સવાલનો જવાબ આપી રહેલો હોય એવું કારાઅલીના જાણવામાં આવ્યું."

કારાઅલીએ અધીરાઇથી પૂછયુંઃ "કોણ છે એ ?"

પહેરેગીરે જવાબ આપ્યોઃ "બર્ગોસથી પાછો ફરેલો ખેપીયો આવી પહોંચ્યો છે."

"હાશ! પ્રભુનો પાડ થયો!" ઓરેલીઓના મુખમાંથી સહસા એ ઉદ્‌ગાર નીકળી પડ્યો. તેનો ચહેરો આનંદથી ચળકવા લાગી ગયોઃ "કારાઅલી! મને પૂરો વિશ્વાસ છે કે તું તારા વચન પ્રમાણે જ વર્તીશ."

બે હજાર સોનામહોરો તુરતમાં મેળવવાની આશાથી કાંઇક બદલાએલા મનોભાવથી કાળો કમાન બોલ્યોઃ "ઠીક છે, ઠીક છે, જોઇશું!" પછી પહેરેગીરને તેણે આજ્ઞા કરીઃ "એ ખેપીયાને ઉપર આવવા દે."

જે મૂરને બર્ગોસ ખાતે સંદેશો લઇને મોકલવામાં આવ્યો હતો અને જેણે ખ્રિસ્તી પોશાક પહેરીને પોતાનો મૂર વેશ બદલાવી નાંખ્યો હતો તેને કારાઅલીની આજ્ઞાથી પહેરેગીરે અંદર દાખલ કર્યો. પત્થરની સીઢી ઉપર થઇને તે કેદખાનાના ઓરડામાં આવ્યો.

મુસાફરીથી મેલાં થઇ ગએલાં તેનાં કપડાં અને શ્રમિત દેખાતા તેના ચહેરાપરથી જણાતું હતું કે તેણે રસ્તામાં કોઇ જાતનો વિલંબ કર્યા વિના જ ચાલુ મુસાફરી કરી હોવી જોઇએ.

કારાઅલીએ પૂછ્યું: "તું નાણું લાવ્યો છે?"

"ના, નથી લાવ્યો!" ખેપીયાએ એકદમ ચમકાવી મેલે તેવો જવાબ આપ્યો.

"શું નથી લાવ્યો?" લીઓનો માર્ક્વીસ બોલી ઉઠ્યો. તેનાં સર્વ ગાત્ર ઢીલાં પડી ગયાં.

"ત્યારે શું તું મીસ્તર ટચુડેલાને મળ્યો નહિ?"

ખેપીયાએ જવાબ આપ્યો: "હું તેને મળ્યો'તો; પરન્તુ તે તો એક દમડી પણ આપવા ઇચ્છતો નથી."

ઓરલીઓ જોરથી બોલ્યો: "જૂઠી વાત! કારાઅલી! તારો માણસ તને ઠગે છે! તે નાણું લાવ્યો છે પરન્તુ પોતાને માટે તે રાખી લેવાનો તેનો નીચ ઇરાદો હોય એવું લાગે છે."

"ખ્રિસ્તી કૂતરા! તું મને બદનામ કરે છે?" પોતાની તલ્વાર તરફ હાથ લઇ જતો ખેપીયો બોલ્યો: "મારો બહાદૂર સરદાર સારી પેઠે સમજે છે કે હું તેને છેતરૂં તેવો માણસ નથી."

ખિન્ન સ્વરે કારાઅલી બોલ્યો: "હા, તે પૂરેપૂરો વિશ્વાસુ માણસ છે. પરન્તુ હવે મને વિગતથી કહે કે તેં સંદેશો કેવી રીતે પહોંચાડ્યો અને આ ખ્રિસ્તી જુવાનના પત્રમાં લખેલી માંગણીનો મીસ્તર ટચુડેલાએ કેવી રીતનો જવાબ આપ્યો."

ખેપીયો બોલ્યો: "મારી કાર્યવાહીની પૂરેપૂરી વિગત હવે હું તમને કહી સંભળાવું છું. બર્ગોસ ખાતે પહોંચતાં જ મેં મીસ્તર ટચુડેલા સંબંધી પૂછપરછ ચલાવી." ઓરેલીઓ તરફ આંગળી કરીને તે બોલ્યો: "હું અહીંથી નીકળ્યો તે પહેલાં આ ખ્રિસ્તી જુવાને કહ્યું હતું તેવી રીતે મારા જાણવામાં પણ આવ્યું કે એ માણસનાં બે નિવાસસ્થાનો હતાં. તેનું મુખ્ય નિવાસસ્થાન ઓવીડો ખાતે છે

અને બીજું બર્ગોસ નગરમાં છે. આ જુવાને મને સૂચના કરી હતી તે મુજબ વિશેષમાં મને એમ પણ જણાઇ આવ્યું કે તે વખતે તે બર્ગોસ ખાતે જ હતો. હું તુરત જ તેને મકાને જઇ પહોંચ્યો. તેની પાસે જઇને મેં આ ખ્રિસ્તી જુવાનનો પત્ર તેના હાથમાં મૂક્યો. બહુ જ અકળાએલી અને ઉશ્કેરાએલી લાગણીથી તે એ આખો પત્ર વાંચી ગયો, કારણકે તે એક ઘણો જ વયોવૃદ્ધ, બ્હીકણ અને સંશયશીલ વૃત્તિનો માણસ છે. જ્યારે તે એ આખો પત્ર વાંચી રહ્યો ત્યારે તે દયાજનક વિલાપ કરવા લાગી ગયો અને કહેવા લાગ્યો કે કુમારિકાઓની સવારીમાંથી નાસી છૂટીને તેની પુત્રી પોતાની જાતને તથા તેના બાપને ખુહારીની ખાડમાં પાડે તે કરતાં તો તેના ભાગ્યમાં લખ્યું છે તે મુજબ તે કોર્ડોવાના બાદશાહના ઝનાનામાં દાખલ થાય એ જ વધારે સારૂં છે.

"પછી મેં તેને સમજાવ્યું કે હવે એવો વિચાર કરવાનો સમય વહી ગયો છે, કારણકે તેની પુત્રીને ક્યારનીએ કુમારિકાઓની સવારીમાંથી મુક્ત કરવામાં આવી ચૂકી હશે. તે ઉપરથી તો તે અત્યંત શોક કરવા લાગી ગયો અને કહેવા લાગ્યો કે તે બહુ જ ઘરડો માણસ હતો અને હવે તે શાંતિમાં પોતાની જીંદગી પૂરી કરવા ઇચ્છતો હતો, અને આ બધા બનાવોથી તો તેનું સત્યાનાશ વહેલું વળી જવા પામશે. મેં તેની આગળ દલીલો કરવા માંડી, પરન્તુ તે તો તેના સફેદ વાળ પીંખવા અને ખેંચવા લાગી ગયો, પોતાના દુબળા હાથવડે તે પોતાની છાતી કૂટવા લાગ્યો અને એક ગાંડા માણસની પેઠે ઓરડામાં આમથી તેમ ફરવા લાગ્યો. ફરીથી મેં તેના વિચારોની સામે દલીલો કરવા માંડી, પરન્તુ જ્યાં મેં બે હજાર સોનામહોરોની વાત કાઢી ત્યાં તો તે અત્યંત ઉશ્કેરાઇ ગયો અને ગમે તેમ આડીઅવળી વાતો બોલવા લાગ્યો. એક વાર તે એવું બોલ્યો કે હું તેનું બહુ પરિશ્રમે રળેલું ધન લૂટી લેવા આવ્યો હતો, બીજી વાર તેણે મને એવું સમજાવવા યત્ન કર્યો કે તે તો એક ગરીબ

માણુસ—અત્યંત ગરીબ માણુસ હતો તથા પોતે ભિખારી અવસ્થામાં અને ભૂખમરામાં મરી જશે એવો ભય દર્શાવવા લાગ્યો.

"છેવટે તેના ઘેલછાભર્યા કલ્પાંતોથી કંટાળીને હું તેની પાસેથી ચાલી નીકળ્યો, પરન્તુ બીજે દિવસે સ્હવારે હું તેને ફરીથી મળ્યો. મેં એમ માન્યું કે એ બાબત વિષે રાત્રે તેણે ફરીથી વિચાર કરી જોયો હશે, પરન્તુ પહેલી વાર કરતાંએ એ વખતે દલીલો કરવામાં અને તેને સમજાવવામાં હું વધારે નિષ્ફળ નીવડયો. તે ઉપરથી હું તુરત સમજી ગયો કે એ એક જંગલી, સ્વાર્થી અને તિરસ્કારને પાત્ર વૃદ્ધ કૃપણ છે અને પોતાના ધન કરતાં પોતાની પુત્રીને ખોવા માટે તે વધારે તત્પર છે. ખ્રિસ્તી દેશોમાંના સઘળા અમીર-ઉમરાવો અને માર્કવીસોને અત્યંત ભયાનક મૃત્યુમાંથી બચાવી લેવાને એક પૈસો આપવો પડે તો તે આપવાને પણ હા પાડે તેવો તે નથી એવી મારી ખાત્રી થઈ ગઇ." બેપીઓ આગળ બોલ્યોઃ "સરદાર સાહેબ! હું ધારૂં છું કે તમે જાણતા હોવા જોઇએ કે તમારો કેદી ખરેખર પિડ્રો ડી ઝામોરા નથી પરન્તુ લીઓંનો માર્ક્વીસ—કાલાત્રાવાના ડયુકનો પુત્ર છે."

કારાઅલી બોલ્યોઃ "હું તે જાણું છું. વારૂ, ત્યારે મીસ્તર ટચુડેલા પાસેથી તો તને નિરાશા જ મળી કે?"

બેપીયાએ જવાબ આપ્યોઃ "નિરાશા નહિ પણ હતાશા મળી. એ ડોસાએ મને પાણીનો પ્યાલો પાયો નહિ કે રોટલીનો ટુકડો પણ ખાવા આપ્યો નહિ, પછી મને એક પૈસાની બક્ષીસ તો તે આપે જ શાનો?! એવી જ રીતે કાલાત્રાવાના ડયુક પાસેથી પણ મને નિરાશા મળી—"

જુવાન માર્કવીસ એકદમ બોલી ઉઠયોઃ "શું! તું મારા પિતાને પણ મળ્યો હતો? અને તેણે પોતાના પુત્રને છોડાવવા માટે નાણું આપવાની ના કહી? નહિ—નહિ—એ કેવળ અસંભવિત છે." છેલ્લા શબ્દો ઓરેલીઓએ અત્યંત અકળાઇ જઇને ઉચ્ચાર્યા.

બેપીચો બોલ્યો: "છતાં હું કહું છું કે એ વાત ખરી છે. વાત એમ બની કે તે વખતે કાલાત્રાવાનો ડયુક બર્ગોસમાં થઇને ઓકા પર્વતમાંના પોતાના કિલ્લાની મુલાકાત લેવા માટે જતો હતો. ખ્રિસ્તી જુવાન! વૃદ્ધ ટયુડેલાના કલ્પાંત ઉપરથી મારા જાણવામાં આવી ગયું હતું કે તું કાલાત્રાવાના ડયુકનો પુત્ર છે, એટલે મેં ધાર્યું કે હું તારા પિતાની મુલાકાત લઉં એ સૌથી સારો રસ્તો છે. તારો પિતા બર્ગોસના મેયરને ત્યાં ઉતર્યો હતો અને હું તે સ્થાને ગયો તથા તારા પિતાની સમીપે જઇને ઊભો. બનેલા બનાવની સઘળી વાત મેં તેને કહી સંભળાવી. જ્યારે તેણે મારે મુખેથી જાણ્યું—પહેલી જ વાર જાણ્યું કે તેનો પુત્ર—તેના ડયુકપદનો વારસ એક લોભી ગામડીયણ કન્યાની સાથે પ્રેમમાં પડચો છે ત્યારે તે આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયો અને જ્યારે મેં કુમારિકાઓની સવારીમાંથી તેનો બચાવ કરવાને હાથ ધરવામાં આવેલા ઉપાયોની વાત કરી ત્યારે તો તે પારાવાર ક્રોધમાં આવી ગયો. ખ્રિસ્તી જુવાન! હું ખાત્રીપૂર્વક જણાવું છું કે મેં તારે માટે તારા પિતાની પાસે ઘણી લાગણીથી હિમાયત કરી, પરન્તુ તે તો તારા ભાગ્યમાં જેમ લખ્યું હોય તેમ થાય એમ કહીને છૂટી પડચો છે—તારી સાથે તેને કશો સંબંધ હોય તેનો જ તે હવે ઇનકાર કરે છે અને કહે છે કે એક ગામડીયા અને લોભીયા માણસની છોકરીને પરણવા તૈયાર થઇને તારા કુટુંબને તું કલંકિત કરે તે કરતાં તો તું મૂર લૂટારાઓને હાથે જ મૃત્યુને શરણ થાય તે વધારે સારૂં છે. લીઓંના માર્કવીસ! આ તેના પોતાના જ શબ્દો છે. બસ, હવે મારી વાત પૂરી થઇ ગઇ છે."

ઓરેલીઓએ પોતાનું માથું નીચું નમાવ્યું અને થોડી વાર તે ઉંડા વિચારમાં ગરક બની રહ્યો. દુર્ભાગ્ય તેના પર ઉપરા ઉપરી પ્રહાર કરતું તેને એટલું બધું ઘેરી વળ્યું હતું કે તે કેવળ હતાશ થઇ ગયો.

મૃત્યુ તેની સમીપે જ આવીને ઊભું રહેલું હતું અને તેના

વદન ભણી જ તાકી રહ્યું હતું. એ મૃત્યુ પણ એવે જ વખતે આવી પહોંચ્યું હતું કે જે વખતે તેની મનોરમ પ્રિયતમા—અલ્જીનોરાનો તેની સાથે મેળાપ થવાનો સમય પાસે આવી ચૂકયો હતો.

લીઓના માર્કવીસને મૂર ખેપીયાએ જે કથાનક કહી સંભળાવ્યું તે પૂરૂં થઇ રહેતાં પ્રસરી રહેલી ગંભીર ચુપકીનો ભંગ કરતાં છેવટે કારાઅલી બોલ્યોઃ "ખ્રિસ્તી જુવાન! હવે તારી ઘડીઓ ભરાઇ ચૂકી છે!"

પોતાના ઉંડા વિચારમાંથી જાગૃત થઇને અને કારાઅલી તરફ શોકદર્શક આતુરતા દર્શાવતે વદને જોઇને તે બોલ્યોઃ "કારાઅલી! શું તમે મારા પર દયા નહિ કરો? હું મારા પોતાના માટે મારી જીંદગીનો બચાવ કરવાની યાચના તમારી પાસે કરતો નથી—પરન્તુ જે સુંદરી મારી જીંદગીની દોરી તૂટી જતાં નિરાશાથી ઝૂરી ઝૂરીને મરી જશે તેને માટે હું તમારી સમક્ષ આ વિનતિ કરૂં છું."

કારાઅલી કડકાઇથી બોલ્યોઃ "આપણી વચ્ચે થએલો કરાર પૂરો થવો જ જોઇએ! જ્યારે જોન નાસી છૂટવાની ખબર તેં સાંભળી ત્યારે તું આનંદમાં આવી ગયો, જ્યારે મેં તને જણાવ્યું કે હું તારી અલ્જીનોરાને મારા માણસ સાદના જીવના જોખમના બદલામાં હું મારા કબ્જામાં રાખીશ ત્યારે તેં શબ્દોની મારામારી કરવાની ના કહી અને વળી તેં મને યાદ કરાવ્યું કે હું જે કરાર કરૂં છું તે કરારને સંપૂર્ણ વફાદારીથી અક્ષરે અક્ષર વળગી રહું છું એવું તારી સમક્ષ મેં કહ્યું હતું; અને હવે, ખ્રિસ્તી જુવાન!" અત્યંત ક્રૂર અને પૈશાચિક વદનચર્યા ધારણ કરીને એ ભયંકર લુટારો આગળ બોલ્યોઃ "તારે મારી પાસેથી જરા પણ દયાની આશા રાખવી નહિ!"

એ જ ક્ષણે કારાઅલી, બદરૂદ્દીન અને મૂર ખેપીયાએ દુર્ભાગી માર્કવીસને પકડયો અને તેને તેઓએ સીઢીવાટે નીચે ઉતાર્યો. પહેરેગીરે દ્વાર ઉઘાડી નાંખ્યું. કાળા કમાનની તીણી સીસોટી

આખા મઠના ખંડેરમાં ગાજી ઉઠી અને ક્રૂર લૂટારાઓ તે સ્થળે એકત્ર થઇ ગયા.

દયાજનક સ્વરે ઓરેલીઓએ કહ્યું: "અલ્જીનોરાને મળવા માટે મને થોડી મિનિટનો સમય આપો, અને મૃત્યુવેદના વેઠતાં વેઠતાં પણુ હું તમને આશીર્વાદ આપીશ!"

કારાઅલીએ ધાતકી જવાબ આપ્યોઃ "એક ખ્રિસ્તીનો આ-શીર્વાદ તો શાપતુલ્ય છે!" આવો નિર્દય જવાબ મળી ગયા પછી પુનઃ વિનતિ કરવામાં જે હલકાઇ રહેલી છે તેનો ખ્યાલ કરતાં ઓરેલીઓએ મૌન્ય ધારણુ કરવામાં જ પોતાનું ગૌરવ માની લીધું.

લૂટારાઓ તેને એ ખંડેરમાંથી જંગલમાં લઈ ગયા અને ત્યાં તેમણે તેને ફાંસો દઇને મારી નાંખવાની ઉતાવળે તૈયારીઓ કરવા માંડી. તેના હાથ એક દોરડાવડે બાંધવામાં આવ્યા અને બીજા દોરડાનો એક છેડો એક ઝાડની ડાળી ઉપર નાંખીને તેના બીજા છેડાનો સરકી ગાંઠવાળો ગાળો કરી ઓરેલીઓની ગરદને ભેરવવામાં આવ્યો. કદાવર શરીરના એક મૂરે એ દોરડાનો છૂટો છેડો પકડી રાખ્યો અને કાળા કમાન તરફથી ઇશારો થતાં જ ગળામાં ફાંસા સાથે ઊભેલા ઓરેલીઓને ઉંચે ખેંચવાને તે તૈયાર થઇ રહ્યો.

## પ્રકરણુ ૧૪ મું.

### ઝપાઝપી.

જોકે લીઓાંનો જુવાન માર્કવીસ અલ્જીનોરાની છેલ્લી મુલા-કાત માટેની માંગણીના જવાબમાં કારાઅલી તરફથી નિરાશા પ્રાપ્ત કરી ચૂક્યા પછી બહાદૂરીથી મરણુ પામવાને બધી આશાઓ છોડી તૈયાર થઇ રહ્યો હતો, તોપણુ એમ સમજવાનું નથી કે પોતાની પ્રિયતમાથી આ પ્રમાણે હમેશને માટે વિખૂટા પડવાના વિચારથી તેને કશું માનસિક દુઃખ થતું નહોતું.



કદાવર શરીરના એક મૂરે એ દોરડાનો છૂટો છેડો પકડી રાખ્યો અને.........ગળામાં ફાંસા સાથે ઊભેલા આરેલાઓને ઉંચે ખેંચવાને તે તૈયાર થઈ રહ્યો. ( પૃષ્ઠ ૧૫૮ )

જો તે સહીસલામત સ્થિતિમાં હોત, તેની આસપાસ તેની સખીઓ તથા મિત્રો હોત અને માયાળુ સગાં વહાલાંનું આશ્વાસન પ્રાપ્ત થાય એવા સંયોગામાં તે મુકાઇ હોત, તો તેથી મૃત્યુને ભેટતાં પણ ઓરેલીઓને આટલું દુઃખ થાત નહિ; પરન્તુ એક નિર્દય સરદાર અને લૂટારૂ ટોળકીના કબ્જામાં તેને છોડી જવાની એ દુર્ભાગી જુવાન ઉમરાવને ફરજ પડતી હતી, એ વિચારથી તેના મગજમાં સ્વાભાવિક રીતે જ તીવ્ર અણીવાળું તીર ભોંકાઈ રહ્યું હતું. છતાં, તેણે જોયું કે અલ્જીનોરાને માટે કશી હિમાયત કરવી તે નકામું હતું, અને એ સંબંધે કારાઅલી સાથે કાંઇ વાતચીતની ટપાટપી કરવાથી કદાચ તે ઉશ્કેરાઇને વધારે નિર્દય બની જશે એવો તેને ભય રહેતો હતો. તેથી કરીને તેની વિનતિનો નિર્દય અનાદર થઇ ગયા પછી એક પણ વધારે શબ્દ મુખમાંથી ઉચ્ચાર્યા સિવાય તે મરવાને તૈયાર થઇને ઊભો હતો.

જુવાન અને સુંદર ઓરેલીઓને ફાંસો દેવાની બધી તૈયારી થઈ ચૂકી હતી અને કારાઅલી દોરડું પકડી ઊભેલા મૂર લૂટારાને તે ખેંચવાની ઇશારત કરવા જતો હતો, એટલામાં એકાએક રણશીંગડાના ધ્વનિથી અને ઘોડાના દાબડાના જોરદાર અવાજથી આખું જંગલ ગાજવા લાગ્યું. કારાઅલી અને તેના માણસોએ જરા દમ ખાઇને ક્ષણભર એ અવાજ સાંભળ્યા કર્યાં અને કેદી ઓરેલીઓના હૃદયમાં આનંદજનક આશાની કંપારી સ્ફુરતી દેખાવા લાગી, કારણકે આવા ભયાનક સંયોગામાં એક નાનો સરખો પણ આકસ્મિક બનાવ સ્વાભાવિક રીતે જ એવી–આશાની લાગણી ઉત્પન્ન કરનારો થઈ પડે છે.

પરન્તુ હવે વસ્તુસ્થિતિની કલ્પના કરવાને વધારે અવકાશ જ નહોતો, કારણકે રણશીંગડાનો અવાજ વધારે ને વધારે સ્પષ્ટ થતો જતો હતો, ઘોડાના દાબડાનો અવાજ અને ઝાડની ડાળીઓનો ખડખડાટ વધારે ને વધારે નજીક આવતો જતો માલૂમ પડતો

હતો અને થોડી ક્ષણોમાં જ હથીયારબંધ અસ્તુરીયન ઘોડેસ્વારોની એક ટુકડી દોડતી દોડતી તે સ્થળે જ આવી પહોંચી.

"સાવધાન!" કારાઅલી એકદમ ગર્જી ઉઠયો અને તે સાથે જ તેણે પોતાની હાથીદાંતની બનાવેલી સીસોટી મ્હોંમાં નાંખી બજાવી જેનો અવાજ આખા જંગલમાં અને એ મઠના ખંડેરમાં પ્રતિધ્વનિ પાડી રહ્યો.

લીઓંના માર્ક્વીસને બંધનમુક્ત કરવો, તેના દોરડાના બંધ કાપી નાંખવા, તેને એક ઘોડાપર બેસાડવો અને તે ઘોડો પૂરો પાડવા માટે એક અસ્તુરીયન ઘોડેસવારે પોતાના ઘોડાપરથી ઉતરી જવું, તથા માર્ક્વીસના હાથમાં એક તલ્વાર આપવી, એ બધું કાર્ય આગન્તુક ખ્રિસ્તી શૂરવીરોની ટોળકીને માટે માત્ર થોડી ક્ષણોનું જ કાર્ય હતું. થોડા યોદ્ધાઓ એ કાર્ય પાછળ રોકાયા અને બીજા બધાએ મૂરો ઉપર એકદમ સખ્ત ધસારો શરૂ કર્યો.

પરન્તુ કારાઅલીએ પોતાનું લડાયક બળ અસાધારણ ચપળતાથી ગોઠવી દીધું હતું. કારાઅલીએ રચેલા વ્યૂહમાં દરેક મૂર લૂટારો જે ઉત્સાહથી ગોઠવાઇ જતો હતો તેથી અને બાકીના મૂર લૂટારાઓ કારાઅલીની સીસોટી સાંભળીને તુરત જ મઠના ખંડેરમાંથી તથા જંગલમાંનાં આજુબાજુનાં ભોંયરાંમાંથી એકદમ નીકળી આવ્યા તે ઉપરથી, એ લૂટારાઓને કારાઅલીએ કેવી સારી રીતે કેળવ્યા હોવા જોઇએ તે દેખાઇ આવતું હતું.

અસ્તુરીયન યોદ્ધાઓની સંખ્યા લગભગ એક સો જેટલી હતી અને સામી બાજુએ લગભગ દોઢસો ઉપરાંત મૂર વીરો હતા; પરન્તુ અસ્તુરીયન યોદ્ધાઓ ઘોડાપર બેઠેલા હતા, જ્યારે મૂરો અત્યારે પગપાળા હતા, એટલે બન્નેના એકંદર બળનું પરિમાણ સરખું હતું. બેઉ પક્ષો વચ્ચે અસાધારણ જુસ્સાથી ઝપાઝપી શરૂ થઇ અને ક્રોસના આકારની મૂઠવાળી ખ્રિસ્તીઓની તલ્વારો મૂરોની નાના કદની તલ્વારો સાથે જોરથી અફળાઇને અગ્નિકણો વરસાવવા લાગી.

"ગોંઝાલેઝ એન્ડયુજારનો જય!" અસ્તુરીયનોના મુખમાંથી એ જોરદાર ધ્વનિ નીકળ્યો; આ કોણ યોદ્ધાઓ પોતાની મદદે આવી પહોંચ્યા હશે તે સંબંધે ઓરેલીઓને કાંઇ પણ સંશય રહેવા પામ્યો હોય તો તે સંશય આ જયધ્વનિથી દૂર થઇ ગયો અને તુરત જ તેના ધ્યાનમાં આવી ગયું કે પોતાના તત્ક્ષણના અનુમાન પ્રમાણે ખરેખર તેઓ ઓકા પર્વતના બહારવટીયાના મંડળ માંહેના જ હતા. એ મંડળ આવી પહોંચ્યું તે ક્ષણે જ ઓરેલીઓએ જે અનુમાન કર્યું હતું તે અનુમાન એ મંડળના યોદ્ધાઓના મુખોદ્ગારથી સાચું માલૂમ પડ્યું.

"ઇનલ્લા-ઇલ-અલ્લાહ! ઇલ-રસુલ-મહમદ-અલ્લાહ!" એવો ધ્વનિ મૂર લૂટારાઓના મુખમાંથી નીકળ્યો. એ શબ્દોનો અર્થ એવો થતો હતો કે: "ખુદા માત્ર એક જ છે અને મહમદ તેનો પયગમ્બર છે!"

ગોંઝાલેઝ એન્ડયુજારના મંડળની આ ટુકડીની સરદારી જુવાન, પરાક્રમી અને નિડર મેડોઝને આપવામાં આવી હતી. આ મેડોઝ એ જ હતો કે જેને મહાત્મા ફ્રાન્સીસ્કો બનેલા ગોંઝાલેઝ એન્ડયુજારે હયુરાના તુરંગમાંથી તુરંગના ઉપરી સાંચેઝને કેદ કરીને છોડાવ્યો હતો અને જેની વાત આ કથાના પ્રથમ વિભાગમાં કહી જવામાં આવી છે. મેડોઝ પોતાના ઘોડાને આગળ ધપાવતો મૂરોની ટોળીની વચ્ચે પહોંચી તેમના ઉપર તૂટી પડ્યો હતો. તેના જેવો જ બહાદૂર લડવૈયો લીઓંનો માર્કવીસ હતો અને તે મેડોઝની પાસે પહોંચી જઇને તેની બાજુએ રહ્યો હતો. મૂર લડવૈયાઓના વ્યૂહની આગલી હારને ભેદીને તેઓ બેઉ જણ ઉશ્કેરાએલા મૂરોની વચ્ચે સિંહની પેઠે યુદ્ધ ખેલી રહ્યા હતા. લડતાં લડતાં તેઓ મૂરોની વચ્ચે એક બીજાથી છૂટા પડી ગયા.

મેડોઝની સામે ધસીને અને તેના ઘોડાની લગામ પકડીને કારાઅલીએ પૂછ્યું: "બોલ, તું ગોંઝાલેઝ એન્ડયુજાર છે?"

"ના, હું તો માત્ર તેનો એક મદદનીશ છું." મેડોઝે તુરત જ જવાબ આપ્યોઃ "તોપણ હું તને જીતી લેવાને સમર્થ છું. તું ખરેખર કારાઅલી–કાળો કમાન પોતે જ છે તે હું જાણું છું!"

ઉતાવળે ઉતાવળે આ વાતચીત ચાલી રહી હતી એવામાં ઓરેલીઓ પોતાનો ઘોડો કુદાવતો ત્યાં પહોંચ્યો અને બોલ્યોઃ "ઓ બંધુ! તેની ખબર તો મને જ લેવા દે! હમણાં જ તે મારો જીવ લેવા તૈયાર થયો હતો, તો હવે મને મારૂં વેર વાળવા દે!"

એ શૂરવીર જુવાન માર્કવીસને કારાઅલી સાથે લડવાનું જોખમભરેલું માન ન ખાટવા દેવાને સંમતિ આપતાં મેડોઝે જણાવ્યુંઃ "ભલે ત્યારે, મારા બહાદૂર મિત્ર! તું જ તેની ખબર લઈનાંખ!"

"નિર્દય સરદાર! તારી ઘડીઓ હવે ભરાઇ રહી છે!" એ શબ્દો બોલતાં ઓરેલીઓના ગાલ ઉપર રક્ત તરી આવ્યું અને તેની આંખોમાંથી અગ્નિજવાળા ભભુકવા લાગી; તોપણ આ પ્રસંગની ઉશ્કેરણીમાંએ તેણે પોતાના મગજનું સમતોલપણું કે નિરીક્ષણશકિત ગુમાવ્યાં નહોતાં.

માર્કવીસ ઉપર પોતાની તલ્વારનો ઘા કરવાને તલ્વારને હવામાં વીંઝતો કારાઅલી ગર્જના કરી ઉઠયોઃ "અવિચારી છોકરા! ફાંસીનું દોરડું તો તારી ઠગાઇનો ભોગ થઇ પડયું, પરન્તુ આ મારી તલ્વાર તો તારા કાળજાનું લોહી પીધા સિવાય રહેશે નહિ!"

ઓરેલીઓએ પોતાની તલ્વારપર કારાઅલીની તલ્વારનો ઘા ઝીલી લેતાં કહ્યુંઃ "હજી એ વખત આવ્યો નથી; પરન્તુ આપણું દ્વન્દ્વ યુદ્ધ મારી અને તારી અસમાન પરિસ્થિતિમાં થાય એ સારૂં કહેવાય નહિ!" એમ કહેતાં ઓરેલીઓ પોતાના ઘોડાપરથી નીચે ઉતરી પડયો.

એ રીતે જમીન ઉપર કારાઅલી અને ઓરેલીઓ સમાન સ્થિતિમાં સૌની વચ્ચે ઊભા રહ્યા. એકાદ મિનિટસુધી બેઉ જણ સૌના તીવ્ર કુતૂહલની વચ્ચે સ્થિર ઊભા રહ્યા. સૌમાં આ ભાવી દ્વન્દ્વ યુદ્ધે ભારે આશ્ચર્ય અને ઉશ્કેરણી ફેલાવી હતી.

ઓરેલીઓના શરીરનું બંધારણ કારાઅલીના ઉંચા અને કદાવર બાંધાની તુલનામાં નાજુક અને દુબળું જણાતું હતું, એટલે કારાઅલી ઓરેલીઓ કરતાં દ્વન્દ્વ યુદ્ધમાં વધારે લાભદાયી પરિસ્થિતિમાં માલુમ પડતો હતો; પરન્તુ અસાધારણ ક્રોધથી કારાઅલી લગભગ બેભાન જેવો બની ગયો હતો, ત્યારે ઓરેલીઓ શાંત તથા પુર્ણ સાવધાન હતો.

કારાઅલીએ પોતાની મોટી તલ્વારવડે એકંદર જોરદાર ઘા ચલાવવા માંડ્યા અને જો ઓરેલીઓએ ખબરદારીથી એ ઘા ચુકાવી દીધા ન હોત તો તેમાંના એકાદ ઘાથી જ ઓરેલીઓ ગતાસુઃ થઈ ગયા સિવાય ન રહેત. પરન્તુ લીઓંનો માર્કવીસ તલ્વારબાજીમાં અત્યંત નિપુણ હતો અને તેણે કારાઅલીને એવી જ રીતે જોરદાર પરંતુ નિષ્ફળ ઘા મારવાનું ચલાવવા દઇને તેને થકવી નાંખવાનું જ વધારે વાજબી માન્યું.

છેવટે, કારાઅલીના ઘણા જોરદાર ઘા નિષ્ફળ નીવડી ચૂક્યા પછી ઓરેલીઓએ લાગ જોઇને એવો એક ફટકો લગાવ્યો કે કારાઅલીના હાથમાંની તલ્વાર છટકી ગઇ અને હવામાં દોડી જતા તીરની પેઠે ઉડીને તે કેટલેક અંતરે જઇ પડી. જુવાન માર્કવીસ એકદમ છલંગ મારતો તેની તરફ ધસ્યો અને પોતાની તલ્વારની અણીને તેના તરફ ઉગામતાં તેણે તેને નીચે પાડી દીધો.

ઓરલીઓએ પોતાનો એક પગ તેની છાતીપર મૂક્યો અને તલ્વારની અણીને તેના કાળજા ઉપર તાકીને તે બોલ્યો : "કારાઅલી ! જીવિતદાન માંગ–હું તને જીવતો રહેવા દઇશ!"

પરન્તુ આ દ્વંદ્વ યુદ્ધમાં પોતાના સરદારની હાર થવાથી ઉશ્કેરાઇ ગએલા ક્રૂર લૂટારાઓ એકદમ ઓરેલીઓ ઉપર ઉલટ્યા, અને જો સાવધાન રહેલો મેડોઝ આ ક્ષણે તેના બચાવ માટે આગળ ધસી આવ્યો ન હોત, તો એ ઉદાર અંતઃકરણના જુવાન ઓરેલીઓનું ખરેખર આવી બન્યું હતું.

તે ઉપરથી અસ્તુરીયન વીરો એક વાર ફરીથી મુસલમાન શત્રુઓ ઉપર ધસી ગયા અને એક વાર ફરીથી ઝપાઝપી ચાલવા લાગી. આ પ્રમાણે બેઉ પક્ષો વચ્ચે એકાએક ઝપાઝપી ચાલવા લાગતાં કારાઅલી સત્વર ઊભો થઇ ગયો અને પોતાના એક માણસના હાથમાંથી તલ્વાર ખુંચવી લઇને અસાધારણ જોસથી ફરીથી સામા પક્ષના માણસો ઉપર તલ્વાર ચલાવવા લાગ્યો.

પહેલી વાર કરતાં આ વખતે ઝપાઝપી વધારે જોસથી કેટલીક વારસુધી ચાલી રહી. વીસ ઉપરાંત ખ્રિસ્તી યોદ્ધાઓ પોતાના ઘોડા-પરથી કપાઇને ભૂશાયી થઇ ચૂક્યા હતા અને તે કરતાં બમણા મૂરો ગતાસુઃ થઇને એ જંગલની લીલા ઘાસથી આચ્છાદિત ભૂમિપર ચત્તાપાટ પડેલા હતા.

છેવટે કારાઅલીએ સીસોટી વગાડીને પાછા હઠવાનો સંકેત કર્યો અને પરાજય પામેલા મૂરો ઉતાવળે મઠના ખંડેર તરફ નાસી ગયા.

પરન્તુ ઓરેલીઓ તે દર્મિયાન પોતાના ઘોડાપર ચડયો અને તેણે નાસી જતા મૂરોને આંતરવા માટે મેડોઝને સૂચના કરી. તુરત જ અસ્તુરીયન વીરો તેમની પૂઠે ધસી ગયા અને મૂરો મઠના ખંડેરો તરફ જવાને બદલે જંગલમાં અદૃશ્ય થઇ ગયા. તેમને આંતરવાનો આ યત્ન સફળ નીવડયો. ખ્રિસ્તી વીરોએ જંગલમાં કારા-અલીની પૂઠે પડવાનું વાજબી માન્યું નહિ, કારણકે જે ઝપાઝપી થઇ હતી તેમાં તેમને પણ થોડું નુકસાન થવા પામ્યું ન હતું.

ઓરેલીઓએ થોડા ઉતાવળા શબ્દોમાં મેડોઝ અને તેના માણસોનો વેળાસર મદદ પહોંચાડીને પોતાનો જીવ બચાવવા માટે આભાર માન્યો અને તેમને તેણે સત્વર જણાવ્યું કે પોતાની જીંદગી કરતાં વધારે પ્રિય એક બીજી વ્યક્તિને પણ તેમણે આ રીતે બચાવી હતી કે જે વ્યક્તિ અત્યારે મઠના ખંડેરમાં કેદ થએલી હતી.

મેડોઝ અને તેના દસ–બાર માણસો તુરત જ ઓરેલીઓની સાથે મઠના ખંડેરમાં ગયા. કદાચ મૂર લૂટારાઓમાંના કોઇ ત્યાં હજી

પણ સંતાઈ રહેલા હોય એવી માન્યતાથી સંરક્ષણ અને બચાવને માટે એટલા માણસો તેમની સાથે રહ્યા અને બાકીના અસ્તુરીયન વીરો તેમના જે બંધુઓ ઝપાઝપીમાં ઘાયલ થયા હતા તેમની સારવાર માટે ઝપાઝપીને સ્થાને જઇ પહોંચ્યા.

ઓરેલીઓ, મેડોઝ અને તેમની સાથેના માણસો ઘોડાપરથી ઉતરી પડ્યા અને પોતાના હાથમાં ખુલ્લી તલ્વારો રાખીને એ જર્જરિત થએલા મઠની અંદર પેઠા.

તેઓ પહેલા ત્રણ ખંડોમાં થઇને પસાર થયા, પરન્તુ કોઇ પણ મનુષ્યપ્રાણી તેમના જોવામાં આવ્યું નહિ. તેઓ સીઢીપર ચઢ્યા અને માળપર પહોંચ્યા. માળ ઉપરના ખંડોની તેમણે તપાસ ચલાવી, તો ત્યાં પણ કોઇ મનુષ્ય તેમના જોવામાં ન આવ્યું.

પુનઃ સીઢી ઉતરીને તેઓ એ ખંડેરની અંદરના ભાગમાં આગળ ગયા. જે ખંડમાં જૂદીજૂદી જાતના પોષાકોથી ભરેલું કબાટ આવી રહેલું હતું તે ખંડ તેમણે તપાસ્યો. એક બીજા ખંડમાં લૂટારાઓ પોતાના ખોરાકીના પદાર્થો અને મદ્ય વગેરે રાખતા હતા તેની પણ તેમણે તપાસ લીધી. ત્રીજા ખંડમાં મેજો અને પાટલીઓ ગોઠવેલી હતી તે ઉપરથી તે ઓરડો સહભોજન માટે વપરાતો હશે એમ ખુલ્લું સમજી શકાતું હતુંઃ એ ખંડમાં દાખલ થઇને પણ તેમણે ચોતરફ તપાસ કરી, પરન્તુ કોઈ પણ મનુષ્યપ્રાણી—સ્ત્રી કે પુરૂષ—તેમાંના એક પણ ખંડમાં તેમના જોવામાં આવ્યું નહિ.

હવે તેઓ એક વિશાળ ચોકમાં આવી પહોંચ્યા, જેની એક બાજુએ ગોથીક ઢબના મઠના જેવા ખંડો હતા. એ મઠમાં મૂરો પોતાના ઘોડાને બાંધીને તેનો તબેલા તરીકે ઉપયોગ કરતા હતા.

મેડોઝ પોતાની આસપાસના પોતાના માણસો તરફ દૃષ્ટિપાત કરતો બોલ્યોઃ “ મૂર લૂટારાઓની માલ—મત્તાને આપણે જરા પણ અડકવાનું નથી, કારણકે એ બધું લૂટ અને જોરજુલમથી મેળવેલું ધન છે. માત્ર ખોરાકીના પદાર્થો અને મદ્ય સિવાય બીજા કશાનો

ઉપયોગ આપણે આપણા માટે કરીશું નહિ. થોડી વાર પહેલાં આપણે સખ્ત પરિશ્રમનું કામ કરી ચૂક્યા છીએ, એટલે અત્યારે આપણે એ ખોરાકીના પદાર્થોને તો જતા કરી શકીએ તેમ નથી."

મૂરોની માલમત્તાને જરા પણ અડક્યા વિના એમની એમ રહેવા દેવાના મેડોઝના ઠરાવને તેના અનુયાયીઓએ પણ ટેકો આપ્યો. વિશેષમાં મેડોઝે એમ પણ જણાવ્યું કે મૂર લૂટારાઓના ઘોડા ખોરાકી વિના ભૂખે મરી જાય એવો જરા પણ સંભવ નથી, કારણકે પોતાના ગુપ્તચરો માર્ફતે મૂરો જાણશે કે તેમને પરાજય પમાડનાર ખ્રિસ્તીઓ મઠનાં ખંડેરોને ખાલી કરી ગયા છે, એટલે તુરત જ તેઓ મઠમાં પાછા આવ્યા વિના રહેશે નહિ.

જ્યારે આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી, ત્યારે ઓરેલીઓ એ વિશાળ ચોકમાં ચિંતાતુરતાથી તથા ઉત્સુકતાથી નિરીક્ષણ કરી રહ્યો હતો કે ત્યાંથી મકાનની અંદરના ભાગમાં આગળ જવા માટે બીજા કાંઇ છૂપા કે ખુલ્લા માર્ગો આવી રહેલા છે કે નહિ. એક દૂરના ખૂણામાં તેવું એક દ્વાર તેણે છેવટે શોધી કાઢ્યું.

આ દિશામાં આગળ વધતાં ઓરેલીઓ અને તેના સોબતીઓ એક લાંબા છોબંધ સાંકડા રસ્તામાં દાખલ થયા. એ રસ્તાની એક બાજુએ નાનાં જાળીયાં આવી રહેલાં હતાં અને સામે છેડે એક મજબૂત બારણું હતું જેને બહારથી સાંકળ મારીને બંધ કરવામાં આવેલું હતું. એ બારણું ઉઘાડીને જરા પણ મુશ્કેલી વિના તેઓ એક ગોળ સીઢી ઉપર ચઢ્યા. સીઢીને ઉપરને છેડે એક બીજું બારણું આવી રહેલું હતું. સૌને મોખરે ચાલતા ઓરેલીઓએ આ બારણું પણ ઉઘાડયું, અને તેણે શું જોયું ? તેની પ્રિયતમા અલ્જીનોરા એક સુંદર ઓરડામાં શોકાતુર વદને બેઠી હતી !

આનંદની એક કારમી ચીસ પાડતી અલ્જીનોરા ઓરેલીઓને ભેટી પડી. તે સમયના આશ્લેષ કરતાં વધારે મધુરો અને આવેશયુક્ત આશ્લેષ એ પ્રેમિકોએ પૂર્વે કોઈવાર અનુભવ્યો નહોતો. એ

બેઉને આ પ્રમાણે પુનઃ મળેલાં જોઇને મેડોઝ તથા તેના અનુયાયીઓ વિનયપુરઃસર ત્યાંથી પાછા ચાલ્યા ગયા. તેઓ સમજતા હતા કે એ પ્રેમી યુગલને પરસ્પર અનેક ખુલાસા કરવાના હશે અને પુષ્કળ મીઠી વાતો પણ એક બીજાને કહેવાની હશે.

અને ખરેખર, હતું પણ તેમ જ.

જ્યારે તેમના પ્રેમાવેશનો પહેલો ઉભરો કાંઇક શમ્યો, ત્યારે ઓરેલીઓએ પોતાની પ્રિયતમા અલ્જીનોરાને થોડી વાર પહેલાં થએલી ઝપાઝપીની અને તેમાં ક્રૂર લૂટારાઓને કરવી પડેલી નાસભાગની વાત ઉતાવળે કહી સંભળાવી. વિશેષમાં તેને મુક્ત કરવાની આશાથી પોતે કુમારિકાઓની સવારીની પાછળ પાછળ કેવી રીતે ભ્રમતો રહ્યો હતો અને માડ્રીડના મુસલમાન મહાલયમાંથી અલ્જીનોરાની મુક્તિ વિષેની વિગતો પોતાને જોન પાસેથી કેવી રીતે મળી, એ બધું પણ ઓરેલીઓએ એ સ્પેનીશ સુંદરીને જણાવ્યું.

વળી ઓરેલીઓએ અલ્જીનોરાના પિતા પાસેથી નાણાંની મદદ મેળવવા માટે જે પત્ર લખીને વિનતિ કરી હતી અને જે વિનતિનો અસ્વીકાર કરવામાં આવ્યો હતો તથા તે અસ્વીકારથી તેની જીંદગીની ઘડીઓ ભરાઇ ચૂકેલી જ હતી, પરન્તુ ગોંઝાલેઝ એન્ડયુજારના વીર યોદ્ધાઓએ બરાબર અણીને વખતે કોઇ કુદરતી પ્રેરણાથી આવી પહોંચીને તેનો બચાવ કર્યો હતોઃ એ વિષેનો બધો ખુલાસો પણ તેણે પોતાની પ્રિયતમા સમક્ષ જેમ બને તેમ મૃદુ શબ્દોમાં કર્યો.

પોતાના પિતાના વર્તનની વાત જાણીને અલ્જીનોરા અત્યંત શોકવિહ્વળ બની ગઇ અને પોતાના પ્રિયતમને કંઠે વળગી પડીને તે પુષ્કળ રડી. તેનું હૃદય અત્યંત દુઃખદાયક ઉચ્છ્વાસોથી–હુસકાંથી ઉંચું–નીચું થવા લાગ્યું. ઓરેલીઓએ તેને કહ્યું: " પ્યારી અલ્જીનોરા! તારા પિતાના અસ્વાભાવિક અને અનુદાર વર્તનથી તારા પ્રત્યેનો મારો પ્રેમ જરા પણ ખંડિત થયો નથી એવું તું નિશ્ચિત સમજજે. " પરન્તુ એવાં આશ્વાસનોવડે એ શોકવિહ્વળ સુંદરીને

શાન્ત કરતાં ઓરેલીઓને બહુ સમય ગાળવો પડ્યો.

પોતાના પિતાની દુષ્ટ ધનપિપાસાથી પોતાના પ્રિયતમ–ઓરેલીઓનો જાન ખોવાનો સમય આવી પહોંચત, એ વિચાર જ અલ્જીનોરાના અંતરમાં કાતીલ કટારની પેઠે ભોંકાઇ રહ્યો હતો. જ્યારે તેના અંતરના દુઃખનો ઊભરો અશ્રુપ્રવાહરૂપે બહાર નીકળી ગયો ત્યારે જ તેને કાંઇક શાન્તિ મળવા પામી.

છેવટે, બીજા કેટલાક બનાવો સંબંધી ખુલાસા પણ એ પ્રેમિકોએ પરસ્પર કર્યા, જે બનાવોની વિગતોથી વાચક સારી પેઠે માહિતગાર છે. જે ઓરડામાં આ સંમીલન અને હૃદયંગમ વાર્તાલાપ થયો હતો તે ઓરડામાંથી પછી તેઓ નીચે ઉતર્યા.

ખંડેરની અંદર આગળ વધીને તેઓ મઠના મુખદ્વાર આગળના એક ઓરડામાં પહોંચ્યાં, જ્યાં મેડોઝ અને તેની મંડળીનો એક ભાગ નાસ્તો કરી રહ્યો હતો.

મંડળીના બીજા માણસો ઘાયલ થએલા પોતાના સાથીઓની સારવાર કરી રહ્યા હતા. આ દયાનું કામ કરવામાં તેઓએ ઝપાઝપીમાં ઘાયલ થએલા અને પોતાના સાથીઓની સંગાથે નાસવાને અશક્ત નીવડેલા ક્રૂર લૂટારાઓને પણ વિસાર્યા નહિ. જેઓ મરણ પામ્યા હતા તેઓને-ખ્રિસ્તીઓને તેમજ મુસલમાનોને તેમણે એ જંગલની અંદર જ દાટ્યા. આ પ્રમાણે એ વીર વિજેતાઓએ પોતાની દરેક ફરજ પૂરેપૂરી રીતે બજાવી, કારણકે ગોંઝાલેઝ એન્ડયુજારનું પુણ્ય નામ કલંકિત થાય એવું કોઇ હલકું કામ કરવાના અપરાધી ન થવું એવો તેમનો સર્વનો નિશ્ચય હતો.

મેડોઝને મુખેથી લીઓંના માર્ક્વીસ તથા અલ્જીનોરાએ હવે જાણ્યું કે જોન ગોંઝાલેઝના આશ્રય હેઠળ સહીસલામત હતી અને જોનની જ સૂચનાથી ગોંઝાલેઝે પોતાના બહાદૂર સૈનિકોની ટોળીને ઓરેલીઓને મુક્ત કરવા માટે જરા પણ આનાકાની કર્યા વિના વેળાસર મોકલી આપી હતી.

વળી એ પ્રેમિકાએ એવા સંતોષજનક સમાચાર પણ ત્યાં સાંભળ્યા કે તે જ વખતે ગોંઝાલેઝ એન્ડયુજાર આઠસો માણસોના સૈન્ય સાથે બર્થોલ્ડને ધર્માધ્યક્ષના પાશમાંથી મુક્ત કરવા માટે વેલેડોલીડ તરફ કૂચ કરી ગયો હતો, અને જોન એ સવારીમાં બહાદુર ગોંઝાલેઝની સાથે જ રહી હતી, કારણકે એ ચડાઇમાં તે ઉંડું હિત ધરાવતી હતી.

સુમારે સાંજના છ વાગતાં મેડોઝ અને તેના શૂરા સૈનિકોના રક્ષણ હેઠળ લીઓાંનો માર્કવીસ અને અલ્જીનોરા કુએનકારા પાસેના મઠનાં ખંડેરોને છોડી ગયાં.

ઝપાઝપીમાં ઘાયલ થએલા સૈનિકોને માટે ઉતાવળે ડોળીઓ તૈયાર કરવામાં આવી હતી; અને ઘાયલ થએલા મૂરોને ઓછા ઘાયલ થએલા મૂરોની સંભાળ હેઠળ મઠના ખંડેરમાં જ છોડવામાં આવ્યા હતા.

જય પામેલા ખ્રિસ્તી વીરો તરફથી મૂરો તરફ એકંદર રીતે જે વર્તન ચલાવવામાં આવ્યું હતું તે માટે મૂરોને તેગનો આભાર માનવાનું હરેક કારણ હતું. પહેલાં મેડોઝે કહ્યું હતું તેમ, કાળો કમાન અને તેના સાથીઓ, ખ્રિસ્તી વીરો ખંડેર છોડી ગયાની ખબર પોતાના ગુપ્તચરો પાસેથી પહેલાં મેળવીને રાત પડી ગયા પછી ત્યાં પાછા આવી ગયા હતા.

---

## પ્રકરણ ૧૫ મું.

### કોર્ડોવામાં કુમારિકાઓનું આગમન.

મધ્યાહ્નનો સમય હતો. કોર્ડોવાના જંગી નગરમાં ભારે ચપળતા, ઘોંઘાટ તથા ઉશ્કેરણી પ્રસરી રહેલી જણાતી હતી.

રસ્તો સુંદરમાં સુંદર પોશાકમાં સજ્જ થએલા મૂર નાગરિકોથી ધીચોધીચ ભરાઇ ગયો હતો. મકાનોના ઝરૂખા સુંદર વસ્ત્રા-

ભૂષણોમાં સજ્જિત થએલી સુંદરીઓથી ભરાઇ ગએલા હતા. સખ્તમાં સખ્ત ચોકી-પહેરાવાળા અને મજબૂત બંદોબસ્તવાળા ઇસલામી જનાનાની જાળીઓ પણ અત્યારે ખોલી નાંખવામાં આવેલી જણાતી હતી.

ઘણાંખરાં મકાનોનાં મુખદ્વાર ફૂલનાં તોરણોથી શણગારવામાં આવ્યાં હતાં અને બીજાં ઘરોના મોખરાના ભાગો મૂલ્યવાન પડદા તથા ભભકાદાર કીનખાબોથી શોભાવવામાં આવ્યા હતા, જોકે બજારો અને દૂકાનો બંધ હતી; તોપણ તહેવારનો દિવસ હોવાથી ભભકાદાર રીતે ચીતરેલાં બારી-બારણાં અને જરી-બુટ્ટાથી ચળકી રહેલા પડદાથી એકંદર દૃશ્ય અતિ રમણીય લાગતું હતું.

કોર્ડોવાના ઉત્તર દિશાના દરવાજાથી બાદશાહી મહેલ તરફ જતા મુખ્ય મુખ્ય રસ્તાપર લશ્કરી સિપાઇઓની હારો ગોઠવેલી દેખાતી હતી.

બાદશાહના પોતાના અંગરક્ષકો-આરબ ઘોડેસવારો આ હારોમાં ગોઠવાઇને ઊભા હતા. તેઓની સંખ્યા એક હજાર જેટલી હતી. તેઓએ શરીરપર લોખંડની સાંકળીથી ગુંથેલાં બખ્તરો, પોલાદનાં શિરસ્ત્રાણો-ટોપો અને તે ઉપર લાલ રંગનાં પીછાંની કલગીઓ ધારણ કરી હતી. તેઓએ પોતાના જમણા ખભા ઉપર સફેદ રંગનાં ઉપવસ્ત્રો રાખેલાં હતાં અને સઘળા સુંદરમાં સુંદર અરબ્બી જુવાન ઘોડા ઉપર સવાર થએલા હતા.

ત્યારપછી ત્રણ હજાર મૂર ભાલાદાર સિપાઇઓ ગોઠવાઇને ઊભા હતા. તેઓ દેખાવડા, ચપળ અને ઉંચા કદના આરબ જુવાનો હતા, તેઓએ બરાબર બંધ બેસતાં કપડાં પહેરેલાં હતાં અને તે દરેકના માથાપરની પાઘડીપર રૂપેરી ચાંદ લગાવવામાં આવેલા હતા. તેમના લાંબા ભાલા ઉપર ચકચકીત પોલાદનાં ફળાં હતાં, તે તેમણે સીધા પકડી રાખ્યા હોવાથી એ બધો દેખાવ ચળકતાં હથીયારોનાં વન જેવો ભાસતો હતો.

પછી દસ હજાર તીરંદાજો પણ ગોઠવાએલા હતા. દરેકના ભાથામાં એક સો તીર હતાં અને તેમાંનું એકેક તીર લડાઇને વખતે એક એક ખ્રિસ્તીનો જીવ લેવાને સમર્થ હતું.

ત્યારપછી આફ્રીકાના હબસી ગુલામોની ટુકડીઓ જોવામાં આવતી હતી, જેમની સંખ્યા પાંચ હજારની હતી. તેમની કાળી દેહાકૃતિઓ બરફ જેવાં ઉજળાં વસ્ત્રોમાં સજ્જ થએલી હતી. તેમના દાંત તેમના જાડા અને ખડબચડા કાળા ઓઠની વચ્ચે ચમકતા હતા તે તેમની નાની પાઘડીઓપરના રૂપેરી ચાંદના સરખો ભાસ કરાવતા હતા. તેઓ મોટી તલ્વારોથી સજ્જ થએલા હતા અને એ તલ્વારો તેમની બાજુએ ખુલ્લી લટકી રહી હતી. એ દરેક ખુલ્લી તલ્વાર તેમના કમરપટ્ટાની સાથેના નાકામાં ભેરવવામાં આવી હતી. તેઓની પછી ચાર હજાર સિપાઇઓનું મોટું ઘોડેસવાર લશ્કર હતું. તેઓની પીઠપર મોટી ગોળ ઢાલો, તલવારો અને લડાઇમાં વાપરવાના કોહાડા જોવામાં આવતા હતા. આ બહાદૂર યોદ્ધાઓ ઉંચા અને બળવાન ચળકતા કાળા રંગના અશ્વોપર સવાર થએલા હતા. આ સવારોના અશ્વો કેવળ કાળા રંગના હતા અને તે સંગ્રહ એટલી કાળજીથી કરવામાં આવેલો જણાતો હતો, તેમાંના એક અશ્વના પગનો દાબડો પણ સફેદ રંગનો જણાતો નહોતો !

આગળ જતાં વીસ હજાર સામાન્ય પાયદલ લશ્કર સજ્જ થઇને ઊભું હતું. લાલ રંગનાં પીછાંવાળી સફેદ બનાતની ટોપીઓ અને ડાબા હાથપર નાની ઢાલો ધારણ કરીને તે સિપાઇઓ ઊભા હતા.

તે ઉપરાંત જૂદાજૂદા દેખાવની અને જૂદાજૂદા કામપર નીયત કરવામાં આવેલી બીજી લશ્કરી ટુકડીઓ પણ ત્યાં હતી, અને એ બધું મળીને એકંદરે દોઢ લાખ માણસોનું જંગી લશ્કર કોર્ડોવાના રસ્તાઓપર અસારના પ્રસંગે સલામી કરવાને ગોઠવાઇ ગયું હતું.

પણ એ પ્રસંગ કયો હતો ? તે પ્રસંગ ખ્રિસ્તી કુમારિકાઓની સવારીના કોર્ડોવામાંના પ્રવેશનો હતો. અસ્તુરીયન રાજ્યની નિર્બળતા દર્શાવનારો અને એ રીતે મૂરોની વીરતાની ઉંચી પ્રશસ્તિ કરનારો તથા મુસલમાનોની અભિમાની વૃત્તિને આનંદ ઉપજાવનારો તે પ્રસંગ હતો. અસ્તુરીયાની જીવતી ખંડણી આવી પહોંચવાનો એ અવસર હતો.

આ મનોરંજક દૃશ્ય જોવાને જ કોર્ડોવાના રસ્તાઓ, ગલીકુંચીઓ, ઝરૂખાઓ અને બારીઓ ચીકાર ભરાઈ ગયાં હતાં અને પ્રત્યેક પ્રેક્ષકના વદનપર આતુરતા દૃશ્યમાન થતી હતી. ઘરનાં છાપરાંપર અને મીનારાઓપર, બૂરજોપર અને કિલ્લાની દિવાલોપર, ખાનગી મકાનોપર અને જાહેર મસ્જીદોપર–દરેક સ્થળે કોર્ડોવાની જનતા એ જ દૃશ્ય જોવા માટે ભરાઇ ગઇ હતી.

અગણિત અવાજોનું અદ્‌ભુત મિશ્રણ થએલું તે વખતે માલૂમ પડી આવતું હતું. રણશિંગડાંનો ગંભીર ધ્વનિ, તુરાઇનો નાદ, ઝાંઝનો અવાજ, ઘોડાના મ્હોંનો બરડબરડ અવાજ, તેમના પગના જમીનપર થતા થબકારા તથા મ્હોંના ખોંખારા, લડાયક શસ્ત્રાસ્ત્રોનો ખડખડાટ અને લોકોની મોટી મેદની એકત્ર થવાથી સ્વાભાવિક રીતે જ થતા જૂદાજૂદા પ્રકારના અવાજો એ બધાનું મિશ્રણ ઘણું વિલક્ષણ હતું. લોકોએ પહેરેલાં વસ્ત્રોની વિવિધતા પણ ઘણી મોટી હતી. લશ્કરના જૂદાજૂદા રંગના પોશાકો, મકાનોના શણગારો, દરેક બાજુએ ફરફરી રહેલા વિવિધ રંગનાં ધ્વજાપતાકાઓ એ બધું મધ્યાન્હના સૂર્યના પ્રચંડ પ્રકાશમાં ઘણું મનોરંજક દૃશ્ય અર્પી રહ્યું હતું.

કોર્ડોવાના ઉત્તર દિશાના દરવાજામાં ખ્રિસ્તી કુમારિકાઓની સવારીએ પ્રવેશ કર્યો હતો.

સર્વ કુમારિકાઓએ પોતાના બુરખાનાં વસ્ત્રો પોતાના વદન ઉપર ખેંચી આણ્યાં હતાં; પરન્તુ તેમની દેહાકૃતિની સુપ્રમાણતા,

ઘોડાપર સવારી કરવાની તેમની સુંદર છટા અને તેમના નાજુક પગ તથા સુકોમળ ઘુંટણોનો દેખાવ, એ બધાથી એ સુંદરીઓના આગમનથી ઉશ્કેરાએલી જિજ્ઞાસાવાળા પ્રેક્ષકોની રસવૃત્તિમાં વધારો થયા વિના રહ્યો નહિ.

જ્યારે એ કુમારિકાઓ સરઘસના આકારમાં કોર્ડોવાના રસ્તા ઉપર થઇને પસાર થવા લાગી ત્યારે જનસમુદાયમાં ગંભીર શાન્તિ–પ્રશંસા તથા અંતઃકરણપૂર્વકની દિલસોજીની શાન્તિ પ્રસરી રહી. લશ્કરી વાજું વાગતું બંધ કરવામાં આવ્યું હતું, એટલે આ સંકુચિત હૃદય દર્શાવનારા વિજયનું સૂચન કરનારો એક પણ શબ્દ કુમારિકાઓને સંભળાવવાની કોઇ હિંમત ભીડી શક્યું નહિ. અનેક ઝરૂખાઓમાંથી અને ઝનાનાની જાળીઓમાંથી ખુશબોદાર ફૂલના ગજરા અને હાર કુમારિકાઓ ઉપર ફેંકવામાં આવતા હતા.

એ સ્વર્ગ સમાન સુંદર નગરમાં જ્યારે ખ્રિસ્તી સુંદરીઓએ પ્રવેશ કર્યો, ત્યારે મૂરોએ જે કોમળ, લાગણીભર્યું અને સંપૂર્ણ સલુકાઇવાળું વર્તન ચલાવ્યું હતું તે તો અસાધારણ હતું.

કોઇએ એ કુમારિકાઓ પ્રત્યે દુષ્ટતાભર્યો દષ્ટિપાત કર્યો નહિ, કોઇએ એક પણ અમર્યાદ શબ્દ તેમને સંભળાવ્યો નહિ, પરન્તુ તેઓ બાદશાહી મહેલ તરફ ગમગીન ચહેરે પ્રયાણ કરી રહી હતી, તે વખતે તેમના તરફ કરવામાં આવતો દષ્ટિપાત સંપૂર્ણ સહાનુભૂતિ તથા હૃદયની સુકોમળતાથી ભરપુર દેખાઈ આવતો હતો. એ મૂર જનસમુદાયમાંના પુરૂષોનાં હૃદયો સન્માનભરી પ્રશંસાથી ભરેલાં અને ઘણીખરી સ્ત્રીઓનાં હૃદયો સ્ત્રીજનને સ્વાભાવિક ઈર્ષ્યાથી ભરેલાં ભાસતાં હતાં.

મૌન રીતે ચાલી રહેલી સિપાઇઓની હારોની વચ્ચે ઘીચોઘીચ ભરેલા રસ્તાઓની મધ્યમાં થઇને–ઉદાર અંતઃકરણની મૂર પ્રજામાં એ ખ્રિસ્તી સુંદરીઓની સવારી આસ્તે આસ્તે આગળ વધી

રહી હતી. અત્યારે ખ્રિસ્તી અંતઃકરણો પ્રત્યેની વિરૂદ્ધતા મૂર લોકોનાં હૃદયોમાંથી ભુલાઇ ગઈ હતી.

છેવટે, બાદશાહનો વિશાળ મહાલય દેખાવા લાગ્યો. એ એક જંગી ઇમારત હતી. તેની ઉપર મોટા ઘુમ્મટો, ઉંચા મીનારાઓ અને ચળકતા ચાંદથી શણગારેલા બૂરજોનાં અણીદાર ટોચીઆં આવી રહેલાં હતાં.

અરબ્બી વાર્તાઓમાં એક મોટા પક્ષી સંબંધી વાત આવે છે; તેની મોટી પાંખો જેમ ધીમે ધીમે ખુલે છે, તેમ બાદશાહી મહેલના જૂદાજૂદા મોટા વિભાગો ધીમેધીમે દૃષ્ટિગોચર થવા લાગ્યા. પછી નાની અને સુંદર કમાનવાળા પૌર્વાત્ય સ્થાપત્યની પદ્ધતિના એક દરવાજાની હેઠળ થઇને એ સવારી ધીમેધીમે પોતાને રસ્તે વળવા લાગી. એ રીતે ધીમેધીમે ખ્રિસ્તી સુંદરીઓમાંની છેલ્લી કુમારિકા મહાલયની ફરતા કોટની અંદર અદૃશ્ય થઈ ગઇ, એટલે દરવાજાનાં જંગી બારણાં બંધ થઇ ગયાં અને એ લાવણ્યવતી લલનાઓની સવારી એકત્ર થએલા જનસમુદાયની દૃષ્ટિની પાર ચાલી ગઇ.

મહાલયની સમીપેના ચોકમાં આવી પહોંચતાં કુમારિકાઓની સવારી અટકી.

સુંદર પોશાકમાં સજ્જ થએલા એક સો કાળા–હબસી પુરૂષ ગુલામો કુમારિકાઓના ઘોડાને સંભાળવા તથા તેમને ઘોડાપરથી નીચે ઉતરવામાં મદદ કરવા માટે આગળ આવ્યા અને પછી એક સો સુંદર મૂર છોકરીઓ જેઓ બધીએ સુંદર વસ્ત્રો પરિધાન કર્યાં હતાં તેઓ એ કુમારિકાઓની સેવામાં રહેવા માટે હાજર થઇ.

પછી તુરત જ ખ્રિસ્તી કુમારિકાઓને અને તેમની રક્ષિકાઓને મહાલયનાં વિશાળ તથા સુંદર સ્નાનગૃહોમાં લઇ જવામાં આવી. સુગંધિત જળમાં મજાહથી સ્નાન કરી રહ્યા પછી એ સુંદર કુમારિકાઓને મૂર પોશાક પહેરવા માટે આપવામાં આવ્યો.

ખ્રિસ્તી પોશાક ઉતારી નાંખીને ઇસલામી પોશાક ધારણ કરવાનું

આ વસ્ત્રપરિવર્તન જ એ ખ્રિસ્તી સુંદરીઓના પતન તથા માન-ભંગની પહેલવહેલી અને સ્પષ્ટ સાબીતી હોય એવું જણાતું હતું.

હાલકાં કુળની ખ્રિસ્તી કુમારિકાઓ કરતાં ઉંચાં કુળની ખ્રિસ્તી કુમારિકાઓને પોતાની આ પરિવર્તિત સ્થિતિ ઓછી હૃદયવિદારક લાગી, કારણકે ઉંચાં કુળની કુમારિકાઓને એવી આશાથી આશ્વા-સન મળ્યું હતું કે તેઓને મૂર બાદશાહના અંતઃપુરમાં આનંદ-વિનોદ તથા મોજમજાહ મળવાનાં હતાં; પરન્તુ હલકાં કુળની કુમારિકાઓ વધારે સરલ હૃદયની તથા લાગણીવાળી હતી અને તેમને એવી મનોરંજક આશાઓનો સંતોષ મળે તેમ નહોતું.

કુલિન કુમારિકાઓ તો પોતાના પિતાઓના અસ્તુરીયામાંના સુંદર મહેલો તથા જાગીરમાંના કિલ્લાઓમાં મોજમજાહ તથા સુસ્ત જીંદગી ગાળવાને ટેવાએલી હોવાથી સ્વાભાવિક રીતે જ તેઓની જીંદગી પતિત થઇ હતી તથા તેમની લાગણીઓ બુટ્ટી બની ગએલી હતી; પરન્તુ મધ્યમવર્ગની કુમારિકાઓ પોતાનો સમય વધારે ઉપયોગી રીતે ગાળવાને તથા પોતાની જાતને તેમજ પોતાનાં માતા-પિતાના ગૃહસૂત્રને ઉપયુક્ત થઇ પડવાને ટેવાએલી હતી.

કુલિન કુમારિકાઓ માત્ર એટલું જ વિચારતી હતી કે પોતે અતિસુંદર હોવાથી મૂર બાદશાહને આપવાની ખંડણીમાં પોતાની પસંદગી થવા પામી હતી અને એ રીતે તેમના સૌન્દર્યના ગુમાનને પણ તૃપ્તિ મળતી હતી. પરન્તુ મધ્યમ વર્ગની કુમારિકાઓને પોતાના સૌન્દર્યને માટે ગુમાન નહોતું એટલે તેમને એ પ્રકારની તૃપ્તિ થવાનું કશું કારણ નહોતું. તેઓને તો પોતાનાં માતાપિતાથી આ પ્રમાણે નિર્દયતાપૂર્વક વિખૂટી પાડવામાં આવી હોવાથી અને ખંડણી માટે પસંદ કરવામાં આવી હોવાથી પ્રાપ્ત થએલી પતિતતા તથા અપમાનને કારણે ઉંડી લાગણી થઇ આવતી હતી.

વસ્ત્રોનું પરિવર્તન થઇ ગયું અને હવે ખ્રિસ્તી કુમારિકાઓ વિધવિધ પ્રકારનાં મૂરીશ વસ્ત્રાભૂષણોમાં સજ્જ થએલી નજરે પડવા લાગી.

સ્નાનગૃહની બાજુના વિશાળ વસ્ત્રાગારમાં હવે સૌન્દર્યનો અપૂર્વ સ્રોત દૃગ્ગોચર થવા લાગ્યો. જેટલી પોશાકની વિવિધતા હતી તેટલી એ લાવણ્યવતી લલનાઓની સુંદરતામાં પણ વિવિધતા દેખાવા લાગી, કારણકે એ પોશાકમાં પ્રત્યેક સુંદરીની વશિષ્ટ સુંદરતા સ્પષ્ટ સ્વરૂપમાં પ્રતીત થતી હતી.

પરન્તુ જ્યારે તેમની સેવામાં હાજર થએલા ગુલામોએ એ કુમારિકાઓની સંખ્યા ગણી, ત્યારે માલૂમ પડી આવ્યું કે તે સંખ્યા કરાર મુજબ એક સોની નહિ પણ નવ્વાણુની હતી. લેડી ઈલ્ડીફોન્સાએ એક કુમારિકા ઓછી હોવાનું કારણ બાદશાહ અબ્દુ રહેમાનની સમક્ષ જાહેર કરવાનું માથે લીધું.

વસ્ત્રાગારમાંથી એ સુંદરીઓને એક વિશાળ ખંડમાં લઇ જવામાં આવી. ત્યાં વિધવિધ પ્રકારની મૂરીશ વાનીઓ ભોજનને માટે મેજો ઉપર પીરસીને તૈયાર રાખવામાં આવી હતી. રસદાર મિષ્ટાન્નો, મધુરાં ફળો, તાજી મીઠાઇઓ, વિધવિધ જાતિના મુરબ્બા તથા અથાણાં, શરબત–નારંગીનો રસ–મધ–મસાલાદાર પીણાંથી ભરેલા પ્યાલા, એ બધું મેજો ઉપર વ્યવસ્થિત રીતે ગોઠવી દેવામાં આવ્યું હતું. જ્યારે કુમારિકાઓ એ ભોજનના પદાર્થો જમવા લાગી ત્યારે કોઇ સ્થળે અદૃશ્ય રહેલાં વાદિત્રોનું મધુરૂં સંગીત એ વિશાળ ખંડમાં શ્રવણગોચર થવા લાગ્યું.

જ્યારે ભોજન પૂરૂં થયું, ત્યારે કુમારિકાઓને એક સરઘસના આકારમાં ગોઠવવામાં આવી, અને તેમને અનેક સુંદર–શણગારેલા ખંડોમાં થઇને, કેટલીક સુવાસિત ચાલોમાં થઇને, એક વિશાળ ચોક કે જેમાં ફુવારા ઉડી રહ્યા હતા તથા અસંખ્ય પક્ષીઓ સોનાનાં પિંજરાંમાં ગાઇ રહ્યાં હતાં તેમાં થઇને અને છેવટે એક મનોરમ બગીચો કે જેમાં દુનિયાનાં સારામાં સારાં મનપસંદ પુષ્પોનો દબદબાભર્યો સંચય એકત્ર કરેલો જોવામાં આવતો હતો તેમાં થઇને તેમને બાદશાહ અબ્દુ રહેમાનના ઓરડાની સમીપે લઇ જવામાં આવી.

સુંદર અને ચકચકિત દ્વાર તુરત જ ખોલવામાં આવ્યાં, એટલે મૂલ્યવાન વસ્ત્રોમાં સજ્જ થએલા રાજ્યના અમલદારો તથા ભભકાદાર પોશાકવાળા હજુરીયાનું વૃંદ એકદમ આ સુંદરીઓના સરઘસને માર્ગ આપવાને પાછું હઠી ગયું. એ ઓરડો બાદશાહ અબ્દુર્રહેમાનના ઓરડાના મોખરામાં આવેલો હતો અને રાજકર્મચારીઓને માટે તે રાખવામાં આવ્યો હતો. ત્યાંથી પસાર થઇને એ નવ્વાણુ ખ્રિસ્તી કુમારિકાઓ પોતાની વૃદ્ધ રક્ષિકાઓની સાથે મૂર બાદશાહની હજુરમાં દાખલ થઇ.

## પ્રકરણ ૧૬ મું.

### નવ્વાણુ કુમારિકાઓ.

બાદશાહ અબ્દુર્રહેમાન બીજો તે સમયે લગભગ ચુમાળીશ વર્ષની વયનો હતો અને ખરેખર તે એક સુંદર પુરૂષ હતો.

તેનો ચહેરો ગંભીર અને લગભગ તીવ્રતાસૂચક હતો. તેની વદનચર્યા ગૌરવશીલ અને દમામદાર હતી. રીતભાતમાં જોકે તે ઠાવકો હતો, તોપણ તે સમયની તથા જે જાતિનો તે હતો તે મૂર જાતિની સંસ્કૃતિ તેનામાં પરિપૂર્ણ ભરેલી હતી. તેનામાં બુદ્ધિમત્તા હતી, કાવ્ય અને લલિતકળાઓનો તે શોખીન હતો, યુદ્ધવીર તરીકે તે વિખ્યાત થએલો હતો અને તેની પ્રજામાં એક ન્યાયપ્રિય તથા ન્યાયનો પૂર્ણ સખ્તાઇથી અમલ કરનાર બાદશાહ તરીકે તે ઓળખાતો.

કોઇ વાર તેણે ઉતાવળે અથવાતો અવિચારી રીતે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરી નાંખ્યો હોય એવું જાણવામાં આવ્યું નહોતું; પરન્તુ જે બાબત તે બોલતો તે બાબત તે જરા પણ ફેરફાર વિના કરી બતાવતો અને જે કાંઇ શબ્દો તે મુખમાંથી ઉચ્ચારતો તેને તે અડગ રીતે વળગી રહેતો.

પોતાના ખાનગી જીવનમાં તે વિલાસી અને વિષયપિપાસુ હતો. તેનું જનાનખાનું દુનીયાની સુંદરમાં સુંદર સ્ત્રીઓથી ભરેલું હતું. એ સ્ત્રીઓની સંખ્યામાં અસ્તુરીયાની વાર્ષિક ખંડણીથી ઘણો વધારો થવા પામ્યો હતો.

પરન્તુ એમ માની લેવાનું નથી કે દરવર્ષે જે નવી નવી સો સુંદરીઓ આવતી તેઓ બધી બાદશાહી જનાનખાનામાં જ રહેતી. તેમાંની ઘણી બાદશાહના માનીતા હજુરીયાઓને, રાજ્યના મોટા ઓધ્ધેદારોને અને જૂદા જૂદા પ્રાંતોના હાકેમોને બક્ષીસ કરવામાં આવતી—તેથી દરવર્ષે આવતી એક સો અસ્તુરીયન કુમારિકાઓ-માંથી ભાગ્યે જ વીસેક સુંદરીઓ બાદશાહ અબ્દુ રહેમાનના અંતઃ-પુરમાં રહેવા પામતી.

બાદશાહ મર્દાની રમતોનો બહુ શોખીન હતો. એવી રમતોમાં તે પોતે ઘણી વાર ભાગ લેતો અને પોતાના હરીફોને દ્વંદ્વયુદ્ધમાં પોતાને હરાવવાને બનતું કરવા ખાસ સૂચના કરતો; પરન્તુ બાદ-શાહ તરીકેની ગુમાની વૃત્તિને તૃપ્ત થવા દેવાની ખાતર પોતાની મેળે હારી ન જવાનું તે દરેક હરીફને આગ્રહપૂર્વક કહેતો.

આ પ્રમાણે બાદશાહ હમેશાં એવી રમતોમાં વિજયી થતો નહિ; એવું માલૂમ પડયું હતું કે એવાં મર્દાની યુદ્ધોમાં જે યોદ્ધાઓ બાદશાહને હરાવી શકતા તેઓ પાછળથી બાદશાહના ખાસ માનીતા થઇ પડતા. બાદશાહની ન્યાયપ્રિયતાના સંબંધમાં જે લોકમત બંધાયો હતો તે લોકમતને આવા બનાવોથી મજબૂતી મળતી અને તેથી જે બહાદૂર મૂર પ્રજાનો તે બાદશાહ હતો તે પ્રજામાં તેની લોક-પ્રિયતા વધવા પામી હતી.

અબ્દુ-રહેમાન સુધરેલા વિચારનો અને તેજસ્વી બુદ્ધિવાળો હતો, છતાં તે સમયની પ્રજામાં જે વહેમીપણું હતું તેનો અંશ તેનામાં હતો. જ્યોતિષ વિદ્યાપર તેની શ્રદ્ધા હતી તેથી એ વિદ્યાના

જે નિપુણ વિદ્વાનો તેના દરબારમાં હતા તેમની પાસેથી તે પોતાના અનુકૂળ–પ્રતિકૂળ ગ્રહોની ચાલ વિષે વારંવાર પ્રશ્નો પૂછતો હતો.

પરન્તુ આ જ્યોતિષીઓ સારી પેઠે જાણતા હતા કે ગ્રહો તથા ઉપગ્રહોની અસર વિષેની બાદશાહની શ્રદ્ધા કોઇ વાર નાશ પામ્યા વિના રહેવાની નથી, કારણકે એ બાબતનું પોકળ જાણી જવાને બહુ વિચારશક્તિની કે શોધખોળની જરૂર પડતી નથી. આ કારણથી કોઇ અગત્યને પ્રસંગે તેઓ બાદશાહના વિચારો, ઇચ્છાઓ અને લાભોને અનુસરીને ગ્રહોની સારી–માઠી અસર ચાલતી હોવાનું બાદશાહને કહેતા.

કોઇ કોઇવાર ઓછી અગત્યની બાબતોમાં તેઓ બાદશાહની ઇચ્છાની વિરૂદ્ધ વાતો પણ કહેતા; પરન્તુ આ માર્ગ તેઓ એટલા માટે જ લેતા કે જેથી બાદશાહ પાસે તેમની આબરૂ જળવાઇ રહે તથા બાદશાહના અભિપ્રાય પ્રમાણે કિંવા તેની ઇચ્છાઓને અનુસરીને જ ગ્રહોની અસર ચાલતી હોવાની તેમની વાતો ઉપર બાદશાહને કશો વહેમ આવે નહિ કે અશ્રદ્ધા ઉત્પન્ન થાય નહિ.

બાદશાહ અબ્દુ રહેમાન આ પ્રકારનો માણસ હતો. પૂર્વોક્ત રીતે તેની હજુરમાં નવ્વાણુ કુમારિકાઓને દાખલ કરવામાં આવી હતી.

તત્સમયનો દેખાવ અત્યંત રમણીય અને રસોત્પાદક હતો.

ખ્રિસ્તી સુંદરીઓના પોશાકોની વિવિધતા તેમના વિશિષ્ટ સૌંદર્યની વિવિધતા જેટલી જ આકર્ષક હતી. સઘળી કુમારિકાઓ અત્યંત વિલાસી તથા અનુપમ સૌંદર્યવતી દેખાતી હતી. તેમનાં સુપુષ્ટ–સુપ્રમાણ અવયવો, ખુલ્લા સ્કંધપ્રદેશો તથા ઘાટીલા કંઠપ્રદેશો, તેમનાં અવયવોની સુઘટિત આકૃતિઓ તથા દોષહીન સુપ્રમાણતા, મોહકતા–સુંદરતા તથા લાવણ્યનું મનોરંજક મિશ્રણ, કુમારિકાઓના જૂદા જૂદા પ્રકારના દેખાવો તથા વિવિધ રીતભાત–એ બધાથી તેમની આકર્ષકતા તથા મોહકતા એટલી બધી વધી ગઇ હતી કે એ

પ્રકારની આનંદદાયક અસરનો અનુભવ પૂર્વે જેને ન થયો હોય તે તો એ દૃશ્ય જોઇને મુગ્ધ બની ગયા વિના રહે નહિ.

એક સુંદરી એવી હતી કે જેની આંખોમાં વાદળાંથી અંધારી બનેલી મધ્યરાત્રિની કાળાશ આવી વસી હતી અને જેનો અંતરાત્મા ગૌરવયુક્ત સ્પેનીશ તેજસ્વિતાથી ભરપૂર હોય એમ તેની વદનચર્યા ઉપરથી જણાતું હતું. બીજી સુંદરી એવી હતી કે જેના કાળા કેશનો કલાપ વિશાળ-તેજસ્વી ભાલપ્રદેશપરથી તેના સ્કંધપ્રદેશપર ઝૂલતો ફરફરી રહ્યો હતો, અને જે એક મહારાણી થવાને જ સરજાએલી હોય એવું તેના ભાલપ્રદેશની વિશાળતા ઉપરથી માલૂમ પડતું હતું.

દેવાંગના સરખી આકૃતિવાળી એક રમણી એવી હતી કે જેની ગતિ, રીતિ તથા સ્થિતિમાં કોઇ દૈવી તત્ત્વ પ્રેરાયલું હોય અને તેના આત્મા તથા દેહમાં તંતુએ તંતુએ તથા અણુએ અણુએ મધુરી દિવ્યતા વ્યાપી રહેલી હોય એવું માલૂમ પડતું હતું. વળી એક બીજી રમણી એવી હતી કે જેની ઉંચી દેહાકૃતિ ભરાવાદાર તથા અંગોપાંગો સુપુષ્ટ અને સુપ્રમાણ હતાં; એ ઉપરથી જણાઇ આવતું હતું કે તેની કન્યાવસ્થા વીતી ગઈ છે અને હવે તેનામાં યૌવનના સૌંદર્યની છોળો ઉડી રહી છે.

એક કુમારિકા એવી હતી કે જેના રતાશ પડતા ભૂરા વાળની લટો તેના સુંદર સ્કંધ તથા વક્ષપ્રદેશ ઉપર સોનાના તારનાં ગુંચળાંની પેઠે પડી હતી અને જેની ઉત્સાહદર્શક વદનચર્યા બાદશાહના પ્રશંસાસૂચક દૃષ્ટિપાતથી વધારે આવેગયુક્ત બની ગઇ હતી. વળી બીજી કુમારિકા એવી હતી કે જેના ઘેરા લાલ રંગના વાળ તેના ઘાટદાર મસ્તક પાછળ સુઘડતાથી ગુંથીને તેનો અંબોડો વાળવામાં આવ્યો હતો તથા જેની મનોરમ કાળી આંખો તેણે ભયપૂર્વક નીચી ઢાળી દીધી હતી, અને પોતાના હૃદયના થડકારા તે સ્પષ્ટ રીતે સાંભળી શકતી હતી.

એક કન્યા એવી હતી કે તેનો ચહેરો સહેજ ઝાંખા રંગનો પણ સુઘડ હતો અને જેના ચહેરાપર સહેજ પણ આવેશ થઇ આવતાં તેનું ઉમદા રૂધીર તરી આવતું હતું તથા તેની મોટી કાળી આંખો બાદશાહના દૃષ્ટિપાતથી એકદમ નીચી ઢળે અને તેથી પોપચાં બંધ થઇ જાય તે પહેલાં વિજળીની પેઠે ચળકતી હતી; વળી એક બીજી ગુલેગુલાબ મધુરી કન્યા એવી હતી કે જેના શરીરની ચામડી બરફના આછા આવરણ તળે ઢંકાએલા શીયાળાના ગુલાબના ફુલના જેવી પારદર્શક, આછી ગુલાબી અને સુશ્વેત રંગની હતી.

એક રૂઆબદાર મનોહારિણી એવી હતી કે જેનું વદન ઘઉં-વર્ણું હતું, ભવાં લાંબાં તથા વિશાળ હતાં, અંગોપાંગ મોટાં તથા ભરાવદાર હતાં અને દેહાકૃતિ મોટી તથા પ્રતાપી હતી; વળી એક બીજી ગૌરવર્ણીયા રમણી એવી હતી કે જેની દેહયષ્ટિ નાજુક અને મનોરમ હતી, વાળ ભરાવદાર તથા અત્યંત બારીક હતા, આંખો સુકોમળ તથા કાળા રંગની હતી અને ઓષ્ઠ પ્રવાલ સરખા રક્ત-વર્ણીય હતા.

એક ઘનશ્યામા સુંદરી એવી હતી કે જેના રૂધીરનો ગાઢ રક્તવર્ણ તેના કપોલના સુંદર ભૂરા રંગની ઉપર તરી આવ્યો હતો, તેણે ધારણ કરેલાં તંગ વસ્ત્રો તેનાં અવયવોની સુઘટિતતા પ્રકટ કરતાં હતાં અને તેની દેહલતામાં અણુએ અણુએ ઔત્સુક્ય તથા વિકારનો આવેશ વ્યાપી રહેલાં હતાં; બીજી એક બાળા એવી હતી કે જે પાંડુ વર્ણની, ઉંચી અને ગ્રીસીયન વદનરેષાઓથી યુક્ત હતી, જેની દેહયષ્ટિ નાજુક અને આરસના પૂતળાને માટે એક સંપૂર્ણ નમૂનારૂપ હતી, જેના મસ્તકની વિશાળતામાં પ્રશસ્ત બુદ્ધિમત્તા પ્રતીત થતી હતી અને એ મસ્તકની પાછળ રેશમ જેવા સુંવાળા તથા કાળા વાળ ગુંથીને ગ્રીસની સ્ત્રીઓની પેઠે તેનો અંબોડો વાળવામાં આવ્યો હતો.

પરન્તુ તે સ્થળનાં વિધવિધ આકર્ષણો અને અનુપમ મોહકતાનું વર્ણન હવે આપણે પૂરૂં કરીશું, કારણકે એ પ્રસંગના દેખાવનું સંપૂર્ણ

વર્ણન કરવાને તથા મૂર બાદશાહની હજુરમાં એકત્ર થએલાં સંખ્યાબંધ ખેંચાણોનું ચિત્ર આલેખવાને એક ખાસ જૂદું પુસ્તક લખવાની જ જરૂર પડે.

બાદશાહે ધીમે ધીમે પોતાની દૃષ્ટિને એ નવ્વાણુ કુમારિકાઓ ઉપર ફેરવી વાળી. કોઈ કુમારિકા તેની રસવૃત્તિને વધારે અનુકૂળ લાગતી તો તેની ઉપર તેની દૃષ્ટિ બીજી કુમારિકાઓ કરતાં વધારે વખત પુનઃ પુનઃ રસળવા લાગતી; તોપણ આ સુંદરીઓની મંડળીના આ પ્રકારના અવલોકનથી બાદશાહના આચરણમાં કશી અસભ્યતા દેખાઇ આવતી નહોતી; બ્હીકણ અને શરમાળ બાળાઓ તેથી જોકે ગુંચવાઇ જાય પરન્તુ એકંદરે એ દૃષ્ટિપાત કોઈનાં મન ઉપર આઘાત નીપજાવે તેવો દેખાતો નહોતો.

એ પ્રમાણે જ્યારે બાદશાહ નિરીક્ષણ કરી રહ્યો અને તેથી ઉત્પન્ન થએલા સંતોષની દીપ્તિ હજી તેના વદન ઉપર જ હતી, તે વખતે મુખ્ય રક્ષિકા બાદશાહના આસન તરફ આગળ વધી અને બાદશાહની સમીપે ઘુંટણે પડીને બોલીઃ

“શાહોના શાહ! આપ નામવરને જણાવતાં મને અત્યંત શોક થાય છે કે માત્ર નવ્વાણુ અસ્તુરીયત કુમારિકાઓ આપ નામવરના મહેલમાં પહોંચી શકી છે.”

અબ્દુ રહેમાને કહ્યું: “ખ્રિસ્તી બાઈ! તું ઊભી થા અને મને કહે કે ખંડણીના કરાર મુજબ અસ્તુરીયામાં તો કુમારિકાઓની પૂરેપૂરી સંખ્યા તૈયાર કરવામાં આવી હતી ને?”

લેડી ઇલ્ડીફોન્સાએ જવાબ આપ્યો: “હા, ખુદાવિંદ! અને ખોવાએલી કુમારિકા અલ્જીનોરા ડચુડેલા કરતાં વધારે લાવણ્યવતી કુમારિકા ભાગ્યે જ બીજી કોઇ આ પૃથ્વી ઉપર જન્મ પામી હશે.”

મૂર બાદશાહે પ્રશ્ન કર્યો: “શું તે રસ્તામાં જ મરણ પામી? તું કહે છે તે સ્વર્ગલોકની અપ્સરાને અવલોકીને મને આનંદ પ્રાપ્ત કરવામાં શું મૃત્યુ વિઘ્નકર્ત્તા થઇ પડયું?”

રક્ષિકાએ જવાબ આપ્યોઃ "ના, જહાંપનાહ! માર્ગમાં લૂટારાઓએ અમારા પર હલ્લો કર્યો અને અલ્જીનોરાને તેઓ ઉચકી ગયા."

આ સાંભળીને અબ્દુ રહેમાનના વદનપરની શાન્તતા હવે ખળભળી ઉઠી. તે બોલી ઉઠયોઃ "ઓહ! શું લૂટારાઓએ એમ કર્યું? આ અત્યાચાર કરવાને કયા લૂટારાઓ હિંમત ભીડી શકયા વારૂ?"

લેડી ઇલ્ડીફોન્સાએ જવાબ આપ્યોઃ "નામવર! ત્યારપછી જે કાંઇ વિગતો મારા જાણવામાં આવી છે તે ઉપરથી હું કહી શકું છું કે લૂટારાઓની તથા ધાડપાડુઓની એક ટોળી છે જે આપ નામવરના રાજ્યના ઉત્તર દિશાના પ્રાંતોના લોકોને ત્રાસ આપે છે. તેઓએ જ આ અપરાધ કર્યો છે. માડ્રીડ અને ટોલીડોની વચ્ચેના રસ્તામાં આ અત્યાચારનો પ્રકાર બન્યો એટલે મેં ટોલીડો ખાતેના અધિકારીઓ પાસે આ બાબતની રીતસર ફરીયાદ કરી. તેઓ તરફથી મને આ ખબર મળી છે."

બાદશાહના વદન ઉપર એકદમ ક્રોધાવેશ તરી આવ્યો અને તે પોતાના મનમાં જ બરબડયોઃ "આ કારાઅલીનું જ કામ હોવું જોઇએ." પછી થોડી ક્ષણો ઉંડો વિચાર કરીને તે બોલ્યોઃ "બાઇ! અમે આ બાબતની તપાસ કરીશું. આ બનાવમાં અમે તને દોષમુક્ત કરીએ છીએ અને અમારો વડો વજીર અસ્તુરીયાની ખંડણી માટે મળતી કુમારિકાઓની પહોંચ રીતસર આપી દેશે. પરન્તુ એક કુમારિકાના અપહરણના સંબંધમાં ઘટતી તપાસ ચલાવવામાં અમે બિલકુલ વિલંબ કરીશું નહિ."

પછી બાદશાહે તાળી પાડી કે તુરત જ રાજ્યાસનની બાજુએ આવેલું એક દ્વાર જરા પણ અવાજ કર્યા વિના ઉઘડયું અને એક હબસી ગુલામે એ વિશાળ ખંડમાં પ્રવેશ કર્યો.

અબ્દુ રહેમાને તેને કહ્યુંઃ "અમારા મુખ્ય જ્યોતિષીને અમારી પાસે હાજર થવાનું ફરમાવ."

ગુલામે ઠેઠ આરસ જડેલા ભોંયતળીયાસુધી મસ્તક નમાવીને નમન કર્યું અને પછી તુરત જ તે ત્યાંથી ચાલ્યો ગયો. થોડી વારમાં એ જ દ્વાર પુનઃ ઉઘડયું અને લગભગ સાઠ વર્ષની વયનો, એક વયોવૃદ્ધ સન્માન્ય દેખાતો પુરૂષ આગળ આવ્યો. તેણે પોતાને શરીરે એક લાંબો પીળો ઝભ્ભો ધારણ કરેલો હતો અને ઝભ્ભા ઉપર સંખ્યાબંધ નાના નાના રૂપેરી ચાંદ તથા તારાનો શણગાર જોવામાં આવતો હતો. મસ્તકપર તેણે તે જ રંગની એક લાંબી ટોપી ધારણ કરી હતી જેની કિનારી ઉપર કાળા રેશમથી કાંઈ ગૂઢ મંત્રાક્ષરોનું ભરતકામ કરવામાં આવેલું હતું. લાલ રેશમની એક જાડી દોરી તેણે પોતાની કમરની આસપાસ ઢીલી બાંધી હતી. તેની દાઢી જે અત્યારે સફેદ બની ગઇ હતી તે તેની છાતી ઉપર ઠેઠ કમરે બાંધેલી લાલ દોરીસુધી લાંબી ઝૂલી રહી હતી. લાંબા ફણાવાળા પીળા જોડા તેણે પહેર્યા હતા. તેના હાથમાં ગ્રહો તથા ઉપગ્રહોની ગતિ માપવાનું વેધક યંત્ર હતું અને તેનો ચહેરો રૂઆબદાર, ગંભીર તથા પ્રતાપી હતો.

બાદશાહના આસનભણી આદાબસર ડગલાં ભરીને અને વદન ઉપર વિચારશીલતા ધારણ કરીને એ મુખ્ય જયોતિષીએ અત્યંત નીચા નમી બાદશાહને કુર્નિશ બજાવી અને જાણે કે ગમે તેવી સુંદર સ્ત્રીઓ ઉપર દૃષ્ટિપાત કરવો એ એક સંતપુરૂષના ગૌરવની હાનિ કરનારૂં હોય, તેમ એ નવ્વાણુ કુમારિકાઓ તેમજ તેમની રક્ષિકાઓ તરફ નજર કર્યા વિના તે બાદશાહની સમીપે તેના હુકમોને ઝીલી લેવાની રાહ જોતો ઊભો.

બાદશાહે કહ્યુંઃ “ અહો! વિદ્વાનોના શિરોમણિ અલસનમ! આ વિશ્વમંડળમાંના ગ્રહો તથા નક્ષત્રો પોતાની ગુપ્ત અસરો અને સ્વર્ગલોકની વિલક્ષણ વાતો તારી આગળ ખુલ્લી કરે છે તેમ જ તેમના સર્વ ભેદો ઉકેલવાને તું સમર્થ છે; અરબ્બી ઇતિહાસમાં અને મીસરના તત્ત્વજ્ઞાનમાં જે કાંઈ ગૂઢ તથા રસભરિત છે તે સર્વ જ્ઞાન તું ધરાવે છે અને મનુષ્યનાં ચર્મચક્ષુઓથી અદૃશ્ય રીતે તથા કાનોથી

અશ્રાવ્ય રીતે ભૂતપ્રેતની સાથે વાર્તાલાપ ચલાવવાની શક્તિ તું ધરાવે છે; એવા હે અદ્દ્ભુત સામર્થ્યવાળા અલસનમ! તારી સલાહ મને સર્વ પ્રસંગે બહુ મૂલ્યવાન થઈ પડી છે, તો આ વખતે પણ તારી સલાહની મને અનિવાર્ય અગત્ય હોવાથી તું સલાહ આપ!"

જ્યોતિષીએ ગંભીર સ્વરે જવાબ આપ્યો: "કહો, કહો, નામવર! આપને ભય પામવાનું કયું કારણ ઉપસ્થિત થયું છે? આપનો આ ગુલામ પોતાના માલેકને માટે પોતાથી બનતું કર્યા વિના રહેશે નહિ."

બાદશાહે પૂછ્યું: "ગઈ રાત્રે તેં નક્ષત્રોની ચાલની તપાસ કરી હતી?"

અલસનમે જવાબ આપ્યો: "અહો જંગે બહાદૂર અબ્દુ રહેમાન! આપનો આ ગુલામ જ્યારે પોતાના બુરજ ઉપર ઊભો રહીને આકાશભણી નજર કરે છે, ત્યારે તેની દૃષ્ટિએ સઘળો ભવિષ્યકાળ તરી આવ્યા વિના રહેતો જ નથી. હા, નિશાદેવીના ગૂઢ-અશ્રાવ્ય શબ્દો સાંભળવાને તેમ જ ખુદાઇ કિતાબમાં લખેલા મનુષ્યના ભવિષ્યને વાંચવાને હું હમેશાં ખબરદાર રહું છું."

બાદશાહે પૂછ્યું: "અને અલસનમ! ગઈ રાત્રે તારા જાણવામાં શું આવ્યું?"

જ્યોતિષી બાદશાહના ચહેરા ઉપરથી પૂરી રીતે કળી ગયો હતો કે કાંઇ પણ અપ્રિય બનાવ બનવા પામ્યો છે, એટલે તેણે જવાબ આપ્યો: "કિબ્લે આલમ! ગઈ રાત્રે વાયુની મંદ લહરિમાં કોઈના ધીમા વિલાપનો ધ્વનિ સંભળાતો હતો; નક્ષત્રો પણ ક્રુદ્ધ તથા વિષાદપૂર્ણ દેખાતા હતા; તે ઉપરથી મને ભય રહેતો હતો કે કદાચ કાંઈ અમંગળ બનાવ બનવા પામશે; પરન્તુ ગઇ રાત્રે સ્વર્ગલોકનું વાતાવરણ એટલું બધું ગહન હતું કે તેને ઉકેલવાનું મને બહુ જ મુશ્કેલ થઇ પડયું અને તે એટલા મોટા પ્રમાણમાં કે આપનો આ ગુલામ ગઇ રાત્રિના જેટલો પૂર્વે કોઈ વાર ગુંચવાયો નહોતો.

આ બધા દેખાવ ઉપરથી હું માત્ર એટલું નિશ્ચિત કરી શક્યો કે ટૂંક વખત પહેલાં બનેલા કોઇ અમંગળ બનાવને લીધે આ ગૂઢ અવાજો અને અપશુકનો થતાં હોવાં જોઇએ; પરન્તુ એકકે શુકન મને એવું તો જણાયું નહિ કે જેથી ભવિષ્યમાં આવી પડનારી કોઈ આપત્તિનું સૂચન થતું હોય. ”

બાદશાહે કહ્યું: “ સંતશિરોમણિ અલસનમ! તેં ગૂઢ અવાજો અને આકાશના નક્ષત્રોના દેખાવોનો અર્થ બરાબર કહી બતાવ્યો છે, કારણકે એક અમંગળ બનાવ ખરેખર બનવા પામ્યો છે અને હવે તારે મને એ બનાવની અંદર સમાએલો ભેદ ઉકેલવાને તારી સલાહવડે મદદ કરવી જોઇશે. તું એક વિદ્વાન અને સાચાબોલો જોષી છે. હવે હું કહું તે સાંભળી લે. અસ્તુરીયાની એક સો કુમારિકાઓ પોતાના વતનના ઉત્તરના પ્રદેશમાંથી આપણા દક્ષિણમાં આવેલા પાટનગર ક્રોર્ડોવા તરફ આવવાને નીકળી હતી; પરન્તુ માડ્રીડ છોડીને ટોલીડો તરફ જતાં તેઓની સવારી ઉપર બ્હારવટીયાના ટોળાએ હલ્લો કર્યો અને તેમાંની એક ખ્રિસ્તી સુંદરીને તેઓ બળાત્કારે ઉંચકી ગયા. આ અત્યાચાર કરનારાઓ કારાઅલીની સરદારી હેઠળના બ્હારવટીયા હોવા જોઇએ, તે વિષે તો અમને શંકા નથી; પરન્તુ આ દુનિયામાં ખુદાએ મોકલેલા હાકેમ જેવા પોતાના બાદશાહની સામે થવામાં એ બ્હારવટીયાઓનો શો ઇરાદો હોવો જોઇએ ? ”

બાદશાહની આ માંગણી સાંભળીને અલસનમ સ્વાભાવિક રીતે જ બહુ અકળાઈ-ગભરાઇ ગયો; પરન્તુ જે બાબતનો ખુલાસો તેની પાસેથી બાદશાહે માંગ્યો હતો, તે બાબત સંબંધી કશું અનુમાન કરવામાં પણ જોખમ સમાએલું હોવાથી તે તેમ કરવાની હિંમત બીડી શકયો નહિ, કારણકે થોડી વારમાં જ આ બનાવ સંબંધી બાદશાહ તરફથી તપાસ ચલાવવામાં આવે એ સ્વાભાવિક હતું અને એવી તપાસને અંતે તેના ભવિષ્યકથનનું અનુમાન સાચું પડે

એવો સંભવ નહોતો; એ કારણથી તેના હૃદયમાં મોટો ભય વસી રહેલો હતો; આ ભયને કારણે એક પણ શબ્દ ન ઉચ્ચારતાં તેણે વદન ઉપર ભારે ગંભીરતા અને ઠાવકાઇ ધારણ કરી અને પછી તેણે ધીમે ધીમે પોતાનું માથું ધુણાવ્યું.

ખ્રિસ્તી સુંદરીઓ આ દૃશ્ય જોવામાં એટલી બધી લીન બની ગઈ કે તેમને પોતાની તે સમયની વસ્તુસ્થિતિનું અને કેટલીકને પોતાની દુઃખભરી મનઃસ્થિતિનું સ્મરણ પણ રહ્યું નહિ. તેમાંની કેટલીક સુંદરીઓ એટલી સમજણી અને હોશિયાર હતી કે અલસનમ ઢોંગી અથવા તો સુંઠને ગાંગડે ગાંધી બનનારના જેવો એક જોષી હતો એવું સમજી ગઇ અને બીજી કેટલીક એટલી સરલ સ્વભાવની અને ભોળી હતી કે તેઓ અલસનમના વદનની ગંભીરતા તથા તેનું મંદ મસ્તકધૂનનાં જોઈને તેનામાં સાચું-દૈવી જ્ઞાન ભરેલું હોવું જોઇએ એવું માનવા લાગી.

અલસનમની સાચી વર્તણુકને એક દૃષ્ટિપાતથી જ ઓળખી જનારી ખ્રિસ્તી સુંદરીઓમાં પેલી તરૂણ બાળા ઇસાબેલા રોઝા પણ હતી. આ બાળાને વાચકો ભૂલી ગયા નહિ હોય. કુમારિકાઓની સવારીમાં લેડી ઇલ્ડીફોન્સાના જમણા હાથપર સવારી કરનારી, અલ્જીનોરાની સખી અને અલ્જીનોરા તથા જોને પોતાનાં વસ્ત્રો તથા સ્થાન અદલબદલ કર્યાં હોવાની માહિતી ધરાવતી એક જ કુમારિકા તે આ ઇસાબેલા રોઝા હતી.

આ બાળા જોકે ભાગ્યે જ સત્તર વર્ષની વયની હતી, તોપણ તેનામાં ભારે માનસિક ચાપલ્ય તથા તીવ્ર બુદ્ધિમત્તા હતી. જ્યારે અલસનમ વદન ઉપર ગંભીરતાનો દેખાવ ધારણ કરીને પોતાના મનની મુંઝવણને છુપાવી રહ્યો હતો, ત્યારે ઇસાબેલાએ તેના ઉપર દૃષ્ટિપાત કરતાં જ તેના મગજમાં એવો વિચાર ઉદ્‌ભવ્યો કે અત્યારના પ્રસંગનો લાભ પોતે એક યા બીજી રીતે લેવા માંગે, તો એમ બનવું સંભવિત છે.

આ વિચારનો ચમકારો જ્યારે પહેલવહેલો ઇસાએલાના મગજમાં થયો, ત્યારે જોકે એ ઝાંખો અને અસ્પષ્ટ હતો, તોપણુ એ વિચાર તેના મગજમાં ટક્યો અને તુરત જ તે સ્થિર થયો. એકાદ ક્ષણુમાં જ એ વિચાર વિસ્તાર પામ્યો અને એક યોજના તેની સઘળી વિગતો સાથે રચાવા લાગી. એક વધુ ક્ષણુમાં તો તે યોજના રચાઇ પણુ ખરી અને અસાધારણુ ત્વરાથી તેના કલ્પનાપ્રદેશમાં તે દૃઢ બની ગઇ.

તેના સદ્ભાગ્યે તે બાળા બાદશાહના આસનની બાજુએ એવી રીતે ઊભી હતી કે તે અલસનમના વદન ઉપર તાકી શકે, અને અલસનમ બાદશાહના આસનની બરાબર સમીપે ઊભો હતો. ઇસાએલાએ પોતાની દૃષ્ટિને અલસનમના વદન ઉપર સ્થિર કરી અને પોતાની તથા અલસનમની દૃષ્ટિ હવે ક્યારે એક થાય તેની તે રાહ જોવા લાગી.

સુમારે બે મિનિટ આવી જ ગંભીર ચુંપકીમાં વીતી ગઈ. એ સમયમાં પૂર્વે કહ્યા મુજબ અલસનમે ગંભીરતાપૂર્વક પોતાનું મસ્તક ધુણાવીને પોતાની દૃષ્ટિને નીચી નમાવી હતી, જાણે કે તે કાંઇ એકાગ્ર ધ્યાનમાં લીન બની ગયો ન હોય ! છેવટે બાદશાહને સંતુષ્ટ કરવાને કાંઇ પણુ જવાબ આપવાની અથવાતો વખત મેળવવાની આવશ્યકતા તેને જણુાવાથી અલસનમે ધીમે ધીમે અને અર્થસૂચક રીતે પોતાની આંખો ઉંચી કરી—એ જ વખતે તેણે જોયું કે ઇસાએલા પોતા તરફ એકાગ્ર ધ્યાન લગાવી રહી છે.

ઇસાએલાએ એક જ ક્ષણુમાં જોઇ લીધું કે છેવટે પોતાની તથા અલસનમની દૃષ્ટિ એક થવા પામી છે, એટલે કાંઇ ગૂઢ અને સ્પષ્ટ અર્થ સૂચવતી રીતે તેના વદન ઉપર એકાએક ઉત્સાહ ચમકી ઉઠ્યો. અલસનમની દૃષ્ટિ પણુ ઇસાએલાના વદન ઉપર રસળવા લાગી એટલે ઈસાએલાએ સત્વર એવી ઇશારત કરી કે જેથી પોતાને કાંઇ અગત્યની વાત કહેવાની હોય એવું અલસનમના સમજવામાં તુરત જ આવી જવા પામે.

સામો ઉત્તર વાળતાં અલસનમે પણ એવો અર્થસૂચક દૃષ્ટિપાત ઇસાબેલા ભણી કર્યો કે જેથી પોતે ઈસાબેલાની ઇશારતનો મર્મ સમજ્યો હોવાનું ઇસાબેલાના જાણવામાં આવે. તેનો એ અર્થસૂચક દૃષ્ટિપાત ઇસાબેલા સિવાય અન્ય કોઇના જોવામાં આવ્યો નહિ; તેવી જ રીતે ઈસાબેલાની ઇશારત પણ અલસનમ સિવાય બીજા કોઇના જોવામાં આવવા પામી ન હતી.

એ સમયવર્તી અને લુચ્ચા જોષીએ ગાંભીર્ય તથા જ્ઞાનીપણાનો દેખાવ ધારણ કરીને જવાબ આપ્યોઃ “અહો નામવર! આ જ્યોતિષ વિદ્યા એવી છે કે તેનો પ્રયોગ તો જ્યારે ચોપાસ રાત્રિનો અંધકાર વિસ્તરી જાય ત્યારે જ થઇ શકે અને ત્યારે જ તેમાંના ભેદો પરિપૂર્ણ રીતે માલૂમ પડી આવે. આપ નામવરે જે પ્રશ્નો આ ગુલામને પૂછ્યા છે તેના ઉત્તરો હું રાત્રિ પડ્યા પહેલાં બરાબર મેળવી શકીશ નહિ. આ દૈવી વિદ્યા મને આઠે પહોર અને ચોવીસે કલાક હાજરાહજુર રહે છે અને જે બનાવથી આપ નામવર ગુંચવાયા છો તથા નાખુશ થયા છો તે બનાવ સાથે સંબંધ ધરાવતી કેટલીક અદ્દ્ભુત તથા અગત્યની બાબતોનો ઝાંખો ખ્યાલ તો મારી એ વિદ્યા મને અત્યારથી જ આપવા લાગી ગઇ છે; પરન્તુ જે ગુપ્ત ધ્વનિ મારા અંતરાત્મામાં ગુંજી રહેલો છે તે ધ્વનિનાં આ પ્રાથમિક સૂચનો જ એકદમ અત્યારે ને અત્યારે જ કહી નાંખવાની હિંમત હું ચલાવી શકતો નથી. તેટલામાટે હું આ બાબત સંબંધે કાંઇ પણ ખુલાસો કરવાને હિંમત ધરૂં તે પહેલાં થોડા વખતને માટે હું આપની પાસે યાચના કરૂં છું.”

બાદશાહે કહ્યું: “ભલે, હું વખત આપું છું, અલસનમ! આજરાત્રે નક્ષત્રોની ગતિનું નિરીક્ષણ કરજે અને ગૂઢ ધ્વનિ શું કહે છે તે સાંભળી લેજે; અને કાલે સ્હવારે તારા નિરીક્ષણ તથા શ્રવણનું પરિણામ અમને વિદિત કરજે.”

ઇસાબેલા તુરત સમજી ગઇ કે બાદશાહ અબ્દુ રહેમાન અલ-

સનમ પાસેથી બીજે દિવસે ખુલાસો કરવાનું વચન માંગી રહ્યો છે; એટલે તેણે તેવું વચન બાદશાહને આપવાનો અલસનમ તરફ જોઇને ઇશારો કર્યો. બાદશાહની માંગણી પ્રમાણે વચન આપવાનું હવે અલસનમમાં ધૈર્ય આવ્યું અને તે બોલ્યોઃ "ખ્રિસ્તી સુંદરીના હરણના બનાવની આસપાસ અત્યારે જે ભેદનું જાળું વીંટળાઇ વળ્યું છે તે ઉપર કાંઇક પ્રકાશ પાડવાને હું આવતી કાલે શક્તિમાન થઇશ, એ સંબંધે મને કશો સંશય નથી."

પછી અલસનમે એક વાર ફરીથી બાદશાહની સમીપે નીચા નમીને વંદન કર્યું અને અત્યંત ગંભીરતા તથા ઠાવકાઇથી બાજુના દ્વાર તરફ તે ચાલ્યો. પરન્તુ ઈસાબેલાની પાસે થઇને જતાં જતાં તેણે તેના ઉપર અર્થસૂચક દૃષ્ટિપાત કરતાં અત્યંત ધીમા સ્વરે ત્વરાપૂર્વક કહ્યું: "સૂર્યાસ્ત સમયે, બગીચામાં ફુવારા પાસે."

આ શબ્દો અલસનમે ઈસાબેલા તરફ પોતાનું વદન ફેરવ્યા વિના ઉચ્ચાર્યાં, એટલું જ નહિ પણ તે ઉચ્ચારતાં તેણે પોતાના કોઇ પણ અવયવની કશી વિશિષ્ટ ગતિ કરી નહિ, તે ક્ષણભર અટક્યો નહિ કે કશો ઇશારો પણ કર્યો નહિ, એટલે ત્યાં રહેલાં બીજાં સ્ત્રી-પુરૂષો આ બે જણ વચ્ચે ગુપચુપ ચાલેલો વાતચીતનો વ્યાપાર સમજી શક્યાં નહિ.

ઈસાબેલાના કાને અલસનમના શબ્દો બરાબર પકડી લીધા. જે પરતંત્રતાની સ્થિતિને તે ધિક્કારી રહી હતી તે સ્થિતિમાંથી પોતાની મુક્તિ કરાવનારા જ તે શબ્દો થઈ પડશે એવી આશા સાથે તેણે અલસનમના શબ્દોને પોતાના અંતરના ઉંડામાં ઉંડા ભાગમાં ડુબાવી દીધા.

પછી બાદશાહે ખ્રિસ્તી સુંદરીઓને તથા તેમની રક્ષિકાઓને ત્યાંથી ચાલ્યા જવાની ઇશારત કરી, એટલે તેઓ બાદશાહ સમીપે ઘુંટણે પડી, નમન કરી ત્યાંથી ચાલી ગઈ.

પાસેના ઓરડામાં હબસી ગુલામો કુમારિકાઓની સેવામાં હાજર જ ઊભા હતા, તેઓ બધી કુમારિકાઓને એક ખંડમાં તેડી ગયા. ત્યાં કુમારિકાઓએ પોતાની રક્ષિકાઓની રજા લીધી, કારણકે રક્ષિકાઓનું કામ હવે પૂરૂં થઇ ગયું હતું અને હવે રક્ષિકાઓ પુનઃ એ કુમારિકાઓની નજરે પડે એવો સંભવ નહોતો. આ પ્રમાણે છેલ્લી સલામ પરસ્પર કરવામાં આવી, કેટલીક આંખો આંસુથી ભીંજાઈ પણ ખરી અને પછી બાદશાહના અંતઃપુરમાં તેમના નિવાસમાટે જે ઓરડાઓ સજ્જ કરી રાખવામાં આવ્યા હતા ત્યાં તેમને લઇ જવામાં આવી.

# પ્રકરણ ૧૭ મું.

## બગીચામાં છૂપી મુલાકાત.

બાદશાહનું અંતઃપુર અથવાતો કોર્ડોવા ખાતેના મૂર રાજમહાલયમાં સ્ત્રીઓના નિવાસ માટે રાખવામાં આવેલા ઓરડાઓના મોખરામાં એક વિશાળ અને સુંદર બગીચો આવી રહેલો હતો તથા એ બગીચાની આસપાસ ચાર દિવાલો આવી રહેલી હતી.

આ ઓરડાઓ સંખ્યાબંધ હતા અને તે બધા સુંદર રીતે સજ્જ કરવામાં આવેલા હતા. ઓરડાઓમાં બધે જાડા ગાલીચાઓ બિછાવી દેવામાં આવ્યા હતા અને નરમ ગાદી તકીયાવાળા કૉચો ગોઠવવામાં આવ્યા હતા. ગાલીચાની અટાપટાવાળી કાંગરીમાં કલાના કાંઇ કાંઈ નમૂનાઓ તથા અરબ્બી લિપિમાં લેખો ઉતારવામાં આવ્યા હતા. સુંદર રંગોથી ઓરડાની છતને રંગવામાં આવી હતી. કેટલીક છતો ઉપર જંગલનાં મનોરમ દૃશ્યો, સૃષ્ટિસૌંદર્યનાં સ્થાનો અને લીલોતરીવાળાં મેદાનો ચીતરવામાં આવેલાં હતાં, જ્યારે બીજી કેટલીક છતો ઉપર મનુષ્યની આકૃતિઓ, ભૂત-પ્રેતો તથા દેવદૂતોનાં ચિત્રો આલેખવામાં આવેલાં હતાં.

મોટા ખંડોની અંદર સ્થંભો આરસના અથવા તો સ્ફટિકના હતા. એમાંના કેટલાક સ્થંભોની આસપાસ કાંસાના અથવા સોનાના બનાવેલા સર્પો વીંટાળવામાં આવેલા હતા અને એ સર્પોની લીલાં પાનાંની બનાવેલી આંખો બારીઓની જાળીમાં થઇને આવતાં ચંચલ પ્રકાશમાં ચમક ચમક થઈ રહી હતી. બીજા સ્થંભો અબનુસના લાકડાના હતા અને તે સર્પાકૃતિના કોતરી કાઢેલા હતા. આ બધું દૃશ્ય આંખને પચરંગી અને મનોરમ લાગ્યા વિના રહેતું નહિ.

અંતઃપુરમાં અનેક ખંડો, અનેક ચાલો અને ઓરડાની હારોની વચ્ચે આવેલા અનેક માર્ગો હતા, પરન્તુ એ બધાંની સુંદરતા કરતાં આ વિશાળ ખંડોની સુંદરતા સર્વાંશે ચડી જતી હતી.

પુષ્પોથી ભરેલાં મોટાં તબક, સુગંધી પદાર્થોથી ભરેલી બરણીઓ, બળતી અગરબત્તીવાળી ધૂપદાનીઓ, સ્વાદિષ્ટ ફળો, ફરમાસુ પકવાન્નો, સર્વ જાતની મીઠાઇઓ તથા અનેક જાતનાં શરબતોથી ભરચક ગોઠવવામાં આવેલાં મેજો, જૂદી જૂદી જાતનાં વાદિત્રો, સ્ત્રીજાતિની રસવૃત્તિને આરામ તથા વિનોદ આપવા માટે ભરત-ગુંથણ કરવાનાં ચોકઠાં તથા બીજી વસ્તુઓ, પૂતળાંઓ તથા ચિત્રો, મૂલ્યવાન પડદાઓ તથા કનાતો, મોટાં રંગીન કુંડાઓમાં નારંગી, બદામ, દાડમ તથા લીંબુનાં વૃક્ષો, નૃત્યાંગનાઓ તથા ગાયિકાઓ, અહર્નિશ જલધારા ઉડાવતા ફુવારાઓ અને સોનેરી પિંજરાંઓમાં કલરવ કરી રહેતાં અગણિત પક્ષીઓઃ આવું બધું મૂર બાદશાહના અંતઃપુરમાં વસતી રમણીઓના સુખ, વિનોદ તથા આનંદને માટે રાખવામાં આવેલું હતું, તે તરફ આ ખ્રિસ્તી રમણીઓની દૃષ્ટિનું હવે આકર્ષણ થયું.

આ મનોરમ સ્થળે એ નવ્વાણુ કુમારિકાઓને દાખલ કરવામાં આવતાં એક પ્રૌઢ વયની સ્ત્રીએ તેમને આવકાર આપ્યો. આ સ્ત્રી અંતઃપુરની રક્ષિકા તેમજ રાજમહાલયના એ વિભાગની વ્યવસ્થાપિકા હતી.

તે પ્રૌઢાએ આ ખ્રિસ્તી રમણીઓને અંતઃપુરની બીજી રમણીઓ કે જેઓ ત્યાં નિવાસ કરી રહેલી હતી અને અસાધારણ સૌંદર્ય ધરાવતી હતી તેમની સાથે તેમના ઓરડાઓમાં લઇ જઇને ઓળખાણ કરાવી.

એ અંતઃપુરનિવાસિની રમણીઓમાં ગાલ દેશની ખુશમીજાજી બાળાઓ, પ્રફુલ્લ હેલ્વેશીયન પ્રમદાઓ, મોરીટેનીયન શ્યામાઓ, સ્પેનની મૃગાક્ષી માનિનીઓ, ઈટાલીની આવેશવતી અબળાઓ, જર્મનીની સુંદર કેશકલાપધારિણી કામિનીઓ, જ્યોર્જીઅન તથા સરકાશીયન ગૌરાંગિનીઓ–દરેક જાતિ અને સ્ત્રીસૌંદર્યની વિવિધતાના સુંદરમાં સુંદર નમૂનાઓ જોવામાં આવતા હતા.

પરન્તુ આ અંતઃપુરની જાળીવાળી બારીઓમાંથી દૃષ્ટિએ પડતા વિશાળ અને સુંદર બગીચાના સંબંધમાં હવે થોડું કહેવું જોઇએ.

આ મનોરંજક સ્થળમાં બગીચો ઉછેરવાની જે રસવૃત્તિનું દર્શન થતું હતું તે રસવૃત્તિ ખરેખર અનુપમ પ્રકારની માલૂમ પડી આવતી હતી. ત્યાં મનપસંદ પુષ્પો નેત્રને અહ્લાદ આપી રહ્યાં હતાં અને મિષ્ટ ફળો રૂચિને જાગૃત કરી રહ્યાં હતાં. જાંબુડીયા રંગની દ્રાક્ષોનાં મોટાં ઝુમખાંવાળા વેલાનાં જૂથ અંતઃપુરના મોખરાના બધા ભાગ ઉપર છવાઇ ગએલા હતા અને બગીચાના એક ખૂણાપર આવેલા મોટા ઉંચા બૂરજના નીચેના ભાગની આસપાસ પણ એ વેલા ચડીને વીંટળાઈ વળેલા હતા. એ બૂરજ મુખ્ય જ્યોતિષી અલસનમના નિવાસસ્થાન તથા વેધસ્થાન તરીકે વપરાતો હતો.

એ સુંદર બગીચાથી જડ પ્રકૃતિના સૌંદર્યમાં જે અસાધારણ વૃદ્ધિ થઇ રહેતી હતી તેથી એ સ્થાનનું એકંદર દૃશ્ય અત્યંત મનોરમ લાગતું હતું. વિકારનો ઉચ્છ્વાસ ભરતાં પુષ્પોની વચ્ચે, પરિમલ વહાવતા મંદ મંદ શીતળ વાયુનો સુખદ સ્પર્શ અનુભવતી, મંદ ધ્વનિ કરતા જલઝરણ તથા અહર્નિશ જલધારા ઉડાવતા જલયંત્રના મધુર સંગીતને અનુસારે, ગુલરોપની બનેલી કુંજો તથા વિધવિધ

રંગનાં સુંદર પુષ્પોથી લચી રહેલી લતાઓના મંડપોની અંદર, આ અંતઃપુરનિવાસિની અપ્સરાઓ–માધુર્યના સાગરમાં ઝુલતી દેવાંગનાઓની પેઠે–રાજમહાલયરૂપી સ્વર્ગમાં ઇતસ્તતઃ રમણ કરી રહેલી હતી.

વળી તે બગીચાની અંદર એવાં મોટાં તરૂવરો હતાં કે જે પુષ્પોની સુકોમળતા તથા નાશવંત સુંદરતાની સાથે સરખાવતાં ભરાવાદાર અને મજબૂત હતાં. એ જંગી વૃક્ષોનાં થડ એટલાં મોટાં હતાં કે જે ઉપરથી તે સેંકડો વર્ષોનાં જૂનાં જણાતાં હતાં અને તેમનાં પાંદડાંઓના વિસ્તારથી બની રહેલા લીલા રંગના મુકુટો મૃત્યુલોકના કોઇ પણ રાજાના રાજમુકુટ કરતાં વધારે ગર્વપૂર્વક ઝૂલી રહેલા હતા.

પશ્ચિમ દિશાની ક્ષિતિજ અસ્ત પામતા સૂર્યનાં છેલ્લાં કિરણોથી ગુલાબી રંગ ધારણ કરી રહી હતી. ગુલાબના છોડ તથા બદામનાં વૃક્ષો મંદ મંદ વહતા વાયુમાં પોતાની ખુશબોનો સંભાર ભરતાં હતાં. ઝરણાં તથા ફુવારાનાં પાણી પશ્ચિમાકાશમાં ડૂબતા સૂર્યની પ્રભાથી લાલ રંગનાં બની ગયાં હતાં. આ વખતે લાવણ્યવતી તરૂણ બાળા ઇસાબેલા સંકેત–સ્થાનપર આવી પહોંચી, કે જે સ્થળે તે અત્યારે જ્યોતિષી અલસનમને મળવાની હતી.

અંતઃપુરમાંની બીજી સુંદરીઓ અત્યારે બગીચામાંથી અંતઃપુરની અંદર ચાલી ગઇ હતી, કારણકે વાળુ કરવાનો વખત થઇ ગયો હતો. આથી આ સુંદરીને કોઇ જોઇ જવા પામે એવો ભય રહેલો નહોતો.

ફુવારાની પાસે જ એક માંડવો આવી રહેલો હતો જે ગુલાબના છોડ અને તેવા જ બીજા કાંટાવાળા રોપાઓનો બનાવવામાં આવેલો હતો. આ માંડવો એવો હતો કે જેમાં બેઠેલાં માણસોને અંતઃપુરની બારીઓની જાળીમાંથી કોઇ જોઇ શકે નહિ, એટલું જ નહિ પણ તેની છાયામાં ભરાઇ બેસનારાંઓ બહારથી તે તરફ આવનારને જોઈ તથા ઓળખી શકે એવી તેની રચના કરવામાં આવેલી હતી.

આ જ માંડવામાં ઇસાબેલા અલસનમના આગમનની રાહ જોતી બેઠી; પરન્તુ તે આ સ્થળે આવ્યાને બહુ વાર થઇ નહિ, એટલામાં તેણે એક વૃદ્ધ સ્ત્રીની આકૃતિને જાડા કપડાના બુરખા ધારણ કરીને તે સ્થળ તરફ આવતી જોઇ.

એ આકૃતિનો વિચિત્ર દેખાવ જોઇને આ સુંદરીને હસવું આવ્યા સિવાય રહ્યું નહિ, જોકે અત્યારે તેને આનંદ ઉપજે તેવો કાંઈ પ્રસંગ ન હતો. પરન્તુ જ્યારે તેણે એ વૃદ્ધ દેખાતી સ્ત્રીની આકૃતિને ફુવારા પાસે થોભતી અને ચારે દિશાએ આતુરતાથી નિહાળતી જોઇ, ત્યારે ઈસાબેલાના ધ્યાનમાં આવ્યું કે કદાચ એ પોતે જોષી અલસનમ હશે અને તેણે જ આવો હાસ્યજનક વેશબાદલો કર્યો હશે.

તે તુરત જ એ માંડવાના પ્રવેશદ્વાર તરફ આગળ વધી અને એ વિચિત્ર આકૃતિના મુખમાંથી જે હર્ષોદ્‌ગાર નીકળી પડયો તે ઉપરથી ઈસાબેલાની ખાત્રી થઈ કે તે અલસનમ હોવાનું પોતાનું અનુમાન જરા પણ ખોટું નહોતું.

તે ખરેખર અલસનમ જ હતો. મ્હોંપરનો બુરખાનો ભાગ ઉંચો કરીને તેણે પોતાનો દાઢીવાળો ચહેરો ખુલ્લો કરતાં ઇસાબેલાની પાછળ પાછળ એ માંડવામાં-લતામંડપમાં પ્રવેશ કર્યો.

અલસનમ બોલ્યો: "ખ્રિસ્તી કુમારિકા! તું અહીં આવી ચૂકી છે તે ઉપરથી સમજાય છે કે તેં મને જે છૂપી ઇશારતો બાદશાહની કચેરીમાં કરી હતી તે સમજવામાં મેં કશી ભૂલ કરી નથી; પરન્તુ તારે મને જે કાંઇ કહેવાનું હોય તે હવે ખુદાની ખાતર ઉતાવળે કહી નાંખ, કારણકે અંતઃપુરના આ બગીચાની અંદર મને કોઇ જોઇ જશે, તો પછી મારાં સોએ વર્ષ પૂરાં થઇ ગયાં જાણજે."

એ જોષી મહારાજની મીઠી મશ્કરી કરવાની લાલચને છેવટે નહિ થોભાવી શકવાથી ઈસાબેલા બોલી: "અને વિદ્વદ્વર્ય અલસનમ! તમારા ગ્રહોની અસરથી શું તમે બચી શકશો નહિ?"

અલસનમે ગંભીરતા ધારણ કરીને કહ્યું: "બાળા! ગ્રહો કાંઇ હમેશાં પોતાના ઉપાસક ઉપર કૃપા કરતા નથી, પરન્તુ આપણી આ મુલાકાતની માંગણી કરવાનો તારો હેતુ શો છે? અને જે અણગમતો બનાવ બન્યો છે તેથી બહુ અકળાએલા તથા ચિંતાતુર બની ગએલા બાદશાહની સમક્ષ ખાત્રીપૂર્વક વચન આપવાને તેં મને શા હેતુથી બાદશાહની કચેરીમાં તારા દેખાવવડે ઉત્તેજન આપ્યું હતું તે હવે કહે!"

પોતાના સ્વરમાં ત્વરા ધારણ કરીને તે બાળા બોલી: "આપણે નકામી વાતચીતમાં વખત નહિ ગાળીએ, પરન્તુ ઉતાવળે આપણી મુદ્દાની વાત ઉપર જ આવીશું. હવે સાંભળો; હું દુઃખી છું, મારી ભવિષ્યની સ્થિતિથી અસંતુષ્ટ છું અને તેથી આ સ્થળેથી નાસી છૂટવા બહુ આતુર છું. હું તમારી જે સેવા બજાવું, તેના બદલામાં મારા આટલા કામમાં મદદ કરવાની શક્તિ તમારામાં છે?"

અલસનમે જવાબ આપ્યો: "હા, બાળા! હું તને મદદ કરી શકું તેમ છું."

તેણે પૂછ્યું: "પણ કેવી રીતે?"

અલસનમ બોલ્યો: "જે છૂપે રસ્તે હું મારા બૂરજમાંથી આ બગીચામાં આવવા શક્તિમાન થયો છું, તે જ છૂપે રસ્તે થઇને હું તને મુક્ત કરી શકું તેમ છું."

સાવધાન અને ડાહી ઈસાબેલા બોલી: "પણ હું તમને એવી અમૂલ્ય ખબર આપું કે જેથી બાદશાહની પાસે એક જ્યોતિષી તરીકેનું તેમજ છૂપા ભેદ ઉકેલવાની ગૂઢ શક્તિ ધરાવનાર તરીકેનું તમારૂં માન અદ્ભુત રીતે વૃદ્ધિ પામે, તો તમે મને પછી આ ભયાનક સ્થળેથી મુક્ત થવામાં તુરત જ મદદ કરશો તેની મારી પાસે જામીનગીરી શી?"

અલસનમે પ્રશ્ન કર્યો: "બાળા! જો હું તને છેતરૂં, તો શું તું મને બાદશાહની પાસે ખુલ્લો પાડી શકે નહિ? એ રીતે શું મારૂં

બધું માન—બલકે મારી જીંદગી જ તારા હાથમાં રહેલી નથી? બાદશાહની હજૂરમાં તું મને ખુલ્લો પાડે અને જણાવી દે કે આ બાબતની બધી ખબર મને પૂરી પાડનાર તો તું જ હતી, તો પછી અબ્દુ રહેમાન મારા પ્રત્યે જરા પણ દયા બતાવે જ નહિ."

ઈસાબેલા મધુર સ્વરે બોલી: "ખરી વાત. ત્યારે હવે મારે જે કાંઈ કહેવું છે તે સાંભળી લો. જ્યારે કુમારિકાઓની સવારીએ માદ્રીડની પડોશમાંના મૂર મહાલયમાં ઉતારો કર્યો, ત્યારે એક તરૂણ અને સુંદર સ્ત્રીએ એક અલ્જીનોરા નામની બાળા, જે અસ્તુરીયા તરફથી ખંડણી માટે પસંદ થએલી બાળાઓમાંની એક હતી, તે બાળાની જગ્યા લીધી. અલ્જીનોરા મારી સહપ્રવાસિની સખી હતી; અને જ્યાં જ્યાં અમે રાત્રિને સમયે વિસામો લેવા માટે થોભતાં ત્યાં ત્યાં અમે બેઉ જણીઓ એક જ ઓરડામાં નિવાસ કરતી. જે સ્ત્રીએ અલ્જીનોરાની જગ્યા લીધી અને એ રીતે અલ્જીનોરાને છૂટી કરીને નસાડી મૂકી તે સ્ત્રી—એ પ્રમાણે—મારી સહપ્રવાસિની બની. તેણે મને કેટલાક પ્રમાણમાં પોતાના વિશ્વાસમાં લીધી અને કહ્યું કે મૂર બાદશાહની મુલાકાત લેવાની તેને અત્યંત જરૂર હતી અને તે નામદારની પાસે ઘણી જ અગત્યની બાબતો તેને નિવેદન કરવાની હતી. સવારીમાં અલ્જીનોરાની જગ્યા તેણે લીધી ને તેનું કારણ તેણે મને એ પ્રમાણે દર્શાવ્યું હતું. મેં તેને કહ્યું કે આ પ્રમાણે વેશબાદલો તથા જગ્યાનો ફેરફાર કરીને રક્ષિકાઓને પણ છેતરવાનું કામ થાય અને હું તે જાણ્યા છતાં તે તરફ ચશ્મપોશી બતાવું તો તેથી બાદશાહ મારા ઉપર ગુસ્સે થયા વિના રહેશે નહિ. મેં એ રીતે મારો ભય વ્યક્ત કર્યો, પરન્તુ તેણે મારો ભય દૂર કરતાં એવી ખાત્રી આપી કે જે બાતમી પોતે મૂર બાદશાહની પાસે પહોંચાડનાર છે તે બાતમીથી પોતે બાદશાહની એટલી બધી કૃપાને પાત્ર થઈ પડશે, કે તેથી બાદશાહની પાસે પોતાને માટે કે અન્ય કોઇને માટે જે કાંઇ વરદાન તે માંગશે તે વરદાન આપવાની તે ના કહેશે નહિ. આ પ્રમાણે તેણે

મને મુક્ત કરાવવા માટે બાદશાહની પાસે યાચના કરવાનું વચન આપ્યું અને તેના બદલામાં તેની ગુપ્ત વાત ગુપ્ત જ રાખીને સવારી કોર્ડોવામાં આવી પહોંચે ત્યાંસુધી તેને અલ્જીનોરા તરીકે પસાર થવામાં મદદ કરવાનું મેં માથે લીધું. પરન્તુ માડ્રીડ અને ટોલીડોની વચ્ચે લૂટારાઓએ સવારી ઉપર હલ્લો કર્યો અને એ એક જ સ્ત્રીને તેઓ ઉચકી ગયા. આ પ્રમાણે તેનું અપહરણ કાંઇ હેતુપુરઃસર થયું હોવું જોઇએ અને વળી એ હલ્લાનો હેતુ પણ એ જ હોવો જોઇએ એમ મને લાગ્યું કારણકે લૂટારાઓએ રક્ષિકાઓના કે કુમારિકાઓનાં ઘરેણાંને તો બિલકુલ હાથ લગાડચો નહોતો. બસ, જેટલું હું જાણતી હતી, તેટલું બધું મેં હવે તમને કહી દીધું છે."

અલસનમ બોલ્યોઃ "તારી બાતમી ઘણી જ અગત્યની છે. કાલે સ્હવારે આ બાતમીના જ પાયા ઉપર ચણતર ચણીને બાદશાહે મારી પાસેથી જે ખુલાસાની માંગણી કરી છે તેનો હું જવાબ આપીશ. પરન્તુ હું એવી રીતે કામ આગળ ચલાવીશ કે જેથી મારી તરફના ખુલાસાને તારી તરફથી પુષ્ટિ મળે છે કે નહિ તે જાણવાને બાદશાહ તને પોતાની હજુરમાં બોલાવશે; અને એ કામ તારે એવી રીતે બજાવવું કે જેથી આપણી વચ્ચે કોઇ જાતની છૂપી મસલત હસ્તી ધરાવે છે એવું કોઇના જાણવામાં આવી જાય નહિ. બસ, તું માત્ર આટલું કરજે, એટલે કાલે સાંજે જ હું તને અહીંથી નસાડીશ, એટલું જ નહિ પણ તારે જયાં જવું હોય ત્યાં જવા માટે એક બદલાવવાનો તૈયાર વેશ, એક ઘોડો અને એક ચાકર પણ તને સોંપીશ."

ઈસાબેલાએ પ્રશ્ન કર્યોઃ "પરન્તુ અલ્જીનોરાની જગ્યાએ સવારીમાં પેલી અજાણી સ્ત્રી ગોઠવાઈ એ બનાવ તરફ મેં ચશ્મપોશી બતાવી તેથી બાદશાહ મારા પર ગુસ્સે થાય તો?"

અલસનમે ઇસાબેલા તરફ ગૂઢ અર્થસૂચક દૃષ્ટિપાત કરતાં જવાબ આપ્યોઃ "તો પછી, સુંદરી! માત્ર ગ્રહો જ તારૂં રક્ષણ કરશે; તું તે માટે જરા પણ ચિંતા કરીશ નહિ."

ઇસાબેલા અલસનમના કથનનો મર્મ સમજીને બોલી: "ભલે ત્યારે, તેમ."

લતાકુંજમાંની પોતાની બેઠકપરથી ઉઠતાં અલસનમ બોલ્યો: "હવે હું તારાથી છૂટો પડીશ અને મારા ખૂરજ તરફ જઇશ. હિંમત રાખજે—તારો ભાગ કાલે સ્હવારે બરાબર ભજવજે અને સાંજે જ તું જરૂર મુક્ત થઇશ એમ માનજે."

પરન્તુ અલસનમ ઉપરના શબ્દો પૂરેપૂરા બોલી રહ્યો નહિ, એટલામાં તો થોડે છેટેથી કોઇના સ્વરો સંભળાવા લાગ્યા અને ત્યાર· પછી તુરત જ કોઇનાં પગલાંનો અવાજ પણ આવવા લાગ્યો. અલસનમે ઇસાબેલાને તદ્દન ચુપકી ધારણ કરાવવાને વિજળીના આંચકાના જેવી ત્વરાથી તેનો બાહુ પકડયો અને તેના કાર્યથી ઈસાબેલા તુરત સમજી ગઈ કે અલસનમ અત્યંત ભયભીત બની ગયો હોવો જોઇએ. અત્યારે ચોમેર અંધકાર છવાઇ ગયો હતો, રાત્રિ પડી ચૂકી હતી, અને વળી લતાકુંજમાં તો ગાઢ અંધકાર વિસ્તરેલો હતો, એટલે અલસનમના વદનપરના ભાવો જોવાને ઇસાબેલા શક્તિમાન નહોતી.

નજીક ને નજીક આવનારાઓમાંના એકનો સ્વર સંભળાયો: "ત્યારે આયેશા! આવતી કાલે—" અલસનમ તથા ઇસાબેલાએ તુરત જ એ સ્વર ઓળખી લીધો. સ્વર બાદશાહનો પોતાનો જ હતો. આગળ સંભળાયું: "આવતી કાલે જ એ નવી આવેલી ખ્રિસ્તી સુંદરીઓને ઇસલામી નામો આપવાનું કામ તું કરી નાંખજે."

એક સ્ત્રીના સ્વરમાં જવાબ અપાયો: "બહુ સારૂં નામવર ! આપની આજ્ઞા માથે ચડાવીશ."

અત્યંત ભયાતુરતાથી બોખરે બની ગએલે સ્વરે અલસનમ બબડયો: "યા ખુદા! આ તો બાદશાહ પોતે અને અંતઃપુરની મુખ્ય રક્ષિકા છે!"

અલસનમની ભયાતુરતા જોઇને ઇસાબેલા પણ ભયથી કંપી ગઇ, કારણકે હવે તેને વિચાર સૂજી આવ્યો કે અંતઃપુરના ગુપ્ત

વિભાગમાં પ્રવેશ કરનાર પુરૂષને જો મોતની સજા થાય તો જે સ્ત્રી એ પુરૂષની સંગિની તરીકે માલૂમ પડી આવે તેને પણ મોતની જ સજા થયા વિના કેમ રહે? આ વિચાર આવતાં તેના આખા શરીરમાં કંપારી છૂટી અને તેનું હૃદય એવું અચેતન બની ગયું કે જાણે સાક્ષાત્ મૃત્યુનો આઘાત જ ન થયો હોય અને તેથી તેનાં અવયવો ઠંડાં ન પડી જતાં હોય!

અબ્દુ રહેમાન આગળ બોલ્યો: "આયેશા! આજનો સંધ્યાકાળ બહુ રમણીય લાગે છે, અને અત્યારની સુગંધી મંદમંદ વાયુલહરિનો આસ્વાદ લેવાની મને ઇચ્છા થઇ આવી છે. ચાલ-આપણે આ લતાકુંજમાં થોડી વાર બેસીએ અને આજે આવેલી નવી કુમારિકાઓને આપવાનાં બરાબર બંધબેસે તેવાં ઇસલામી નામો શોધી કાઢીએ."

"ઓ બાપરે!" એવો ઉદ્ગાર કરતો અલસનમ બાદશાહને તથા અંતઃપુરની રક્ષિકાને ત્યાં આવતાં સાંભળીને એકદમ બાદશાહની દયા યાચવાને ધુંટણમંડીએ પડ્યો. લતામંડપ પુષ્પો, લતાઓ તથા પાંદડાંના જૂથને લીધે અત્યંત ઘીચ બની ગયો હતો એટલે તે જૂથમાંથી માર્ગ કરીને બહાર નીકળી જતાં અવાજ થયા વિના રહે જ નહિ અને અવાજ થાય તો પછી ગુપચુપ છટકી જવાની ગોઠવણ ધૂળમાં મળી જાય તેમ હતું.

ઇસાબેલા તો એક પાટલી ઉપર દિગ્મૂઢ બનીને બેસી જ રહી જાણે કે તે એક જડ પૂતળું ન હોય! જ્યારે અબ્દુ રહેમાન અને આયેશા વાતચીત કરતાં કરતાં ધીમે ધીમે લતાકુંજમાં પેઠાં ત્યારે તો ઇસાબેલાનો દમ બંધાઈ ગયો અને તેની છાતી ભરાઇ ગઇ.

આ ક્ષણે અલસનમ એકદમ સાહસિક થયો. ઘણી વાર ભારે નિરાશામાંથી સાહસિક બુદ્ધિનો ઉદ્ગમ થાય છે તેવી રીતે અત્યારે અલસનમમાં સાહસિકતા આવી. તેણે પોતાના બુરખાને પાછો મ્હોં ઉપર ખેંચી આણ્યો, ધુંટણમંડીએથી તે ઊભો થયો અને લતાકુંજના

પ્રવેશદ્વાર તરફ ચાલ્યો; પરન્તુ જ્યાં તે બાદશાહ અને આયેશાની બાજુએ થઇને અંધારામાં ને અંધારામાં પસાર થવા લાગ્યો ત્યાં બાદશાહે પૂછ્યું:

"કોણ છે તું? આજે નવી આવેલી સ્ત્રીઓમાંની કોઇ તું છે? બોલ, તારૂં નામ શું?"

આયેશા બોલી: "તારે નામવર બાદશાહના સવાલનો જવાબ આપવો જોઇશે: તને પૂછનાર બીજું કોઇ નહિ પણ બાદશાહ અબ્દુ રહેમાન પોતે જ છે."

એક પણ શબ્દ ઉચ્ચારવાને અશક્ત બની ગએલો અલસનમ ભયચકિત થવાથી સ્તબ્ધ ઊભો રહ્યો. તેની બધીએ હિંમત એક ક્ષણમાં જ ઉડી ગઈ, તેની સમયસૂચકતા તેનો ત્યાગ કરી ગઇ અને તે એક મૃતદેહની પેઠે જ જડ, મૌન તથા ગતિહીન બનીને ઊભો રહ્યો.

અંતઃપુરની રક્ષિકા બોલી: "આ ભીરૂતા અજબ છે." એમ બોલીને તેણે અલસનમનો હાથ પકડયો અને કહ્યું: "તું ગમે તે હોય, પણ મારી સાથે ચાલ."

"દયા કરો! દયા કરો! ખુદાવિંદ! દયા કરો!" ભયભીત થએલો અલસનમ એકદમ બોલી ઉઠયો અને પુનઃ ઘુંટણમંડીએ પડીને અત્યંત દયાજનક સ્વરે કાકલુદી કરી બાદશાહની દયા યાચવા લાગ્યો.

અંતઃપુરની રક્ષિકા પુરૂષનો સ્વર સાંભળીને ચીસ નાંખી ઉઠી. એ સ્વર હજી રક્ષિકાથી કે બાદશાહથી ઓળખી શકાયો નહોતો કારણકે અત્યંત ભય પામવાથી અલસનમનો સ્વાભાવિક સ્વર અત્યારે વિકૃત બની જવા પામ્યો હતો. પરન્તુ અબ્દુ રહેમાને એક ત્રાડ મારીને મ્યાનમાંથી પોતાની તલ્વાર ખેંચી કાઢી અને અલસનમને લતાકુંજના અંધકારમાંથી ચંદ્રના પ્રકાશમાં બહાર ખુલ્લા બગીચામાં ખેંચી આણ્યો. પછી એ બિચારા અલસનમના મ્હોં ઉપર ઢાંકેલો બુરખો ફાડી નાંખતાં અને પોતાના ગંભીર-ઠાવકા-સંતસરખા જોષી મહારાજને ઓળખતાં બાદશાહ આશ્ચર્યથી અવાક્ બની ગયો!

આયેશા પણ આશ્ચર્યથી સ્તબ્ધ બની ગઇ હતી; પરન્તુ બીજી જ ક્ષણે સ્વસ્થ બનતાં તેને સંશય આવ્યો કે અલસનમ આ પ્રકારનો વેશબાદલો કરીને જ્યારે બગીચામાં આવ્યો છે ત્યારે તેમાં તેનો કાંઇ હેતુ હોવો જોઈએ. આ સંશય આવતાં તે લતાકુંજની અંદર પેઠી અને તુરત જ ભયથી લગભગ બેભાન બની જતી ઇસાબેલાને ખેંચી આણતી બહાર નીકળી.

ઇસાબેલાના સુંદર પરન્તુ અત્યારે ભયથી પ્રેતવત્ પાંડુ બની ગએલા વદનપર ચંદ્રનો પ્રકાશ પડતાં આયેશા આશ્ચર્ય તથા ક્રોધાવેશપૂર્વક બોલી ઉઠીઃ "આ તો નવી આવેલી કુમારિકાઓમાંની એક છે !"

અલસનમના માથાપર પોતાની તલ્વાર ઉગામીને બાદશાહ તેને સંબોધતો બોલ્યોઃ "દુષ્ટ અલસનમ! આ રીતે શું તું મારા અંતઃપુરની પવિત્રતાનો ભંગ કરવાની અને અસ્તુરીયાથી નવી આવેલી સુંદર કુમારિકાને ભ્રષ્ટ કરવાની હિંમત ભીડી શકે છે?"

અલસનમ બોલ્યોઃ "ક્ષમા કરો! કિબ્લે આલમ! મારા પર દયા કરો! હું મારો બધો અપરાધ હવે કબૂલ કરૂં છું."

બાદશાહના શબ્દો ઉપરથી ઈસાબેલાને પોતાની જાત પ્રત્યેની પોતાની આ સમયની ફરજ સમજાઇ આવી. પોતાના ખંડિત થએલા સ્વમાનનું રક્ષણ કરવાની ઇચ્છાથી હિંમત ધારણ કરીને તે બોલીઃ "આપ નામવરની શંકાઓ જોકે આધારવાળી માલૂમ પડે છે—" એક સ્પેનીશ કુમારિકાને છાજતા ગૌરવથી તે આગળ બોલીઃ "તોપણ આપની એ શંકાઓ મને કાંઈ ઓછી હાનિકારક નથી." એ શબ્દો બોલતાં નિર્મળ ચંદ્રપ્રકાશમાં ઈસાબેલાના કપોલ ઉપર તેનું ઉત્તમ રૂધીર તરી આવ્યું.

ઈસાબેલાના આ જવાબથી ઉદ્દ્ભુત થએલા આશ્ચર્યને લીધે બાદશાહનો ક્રોધ કાંઇક વિરમવા લાગ્યો અને તે બોલ્યોઃ "તો પછી

રાત્રિને સમયે તમારો અહીં મેળાપ થયો તેનું કારણ શું? અને અલસનમે આ પ્રમાણે વેશબાદલો કર્યો છે તેનું કારણ શું?"

ઇસાબેલાએ જવાબ આપ્યો: "જો આપ નામવર મારું કથન શ્રવણ કરવાની કૃપા કરશો, તો હું આ બાબતનો બધોએ ખુલાસો કરીશ." ઇસાબેલામાં હવે વધુ ને વધુ હિંમત આવતી જતી હતી અને તે વધારે સ્વસ્થ બનતી જતી હતી.

"બોલ!" એમ કહેતાં બાદશાહે પોતાના હાથમાંની તલ્વાર નીચી નમાવી અને અલસનમને બીજા હાથમાંથી છૂટો કર્યો, એટલે બાદશાહના તાત્કાલિક ક્રોધની આહુતિ બનતો તે બચી ગયો અને તેટલા પ્રમાણમાં તે ભયમુક્ત બન્યો.

ઇસાબેલાએ તુરત જ અબ્દુ રહેમાન પાસે ખુલાસો કરવા માંડ્યો કે પોતે કચેરીમાં અલસનમને છૂપી ઇશારત કરી હતી, તે ઉપરથી અલસનમે કચેરીમાંથી પાછા ફરતી વેળાએ પોતાને ધીમે સ્વરે સંકેતસ્થાન તથા મળવાનો સમય જણાવી દીધાં હતાં. પછી ઇસાબેલાએ અલ્જીનોરા તથા જોનનો જે વૃત્તાંત અલસનમને કહી સંભળાવ્યો હતો તે બધો તેણે બાદશાહને કહી સંભળાવ્યો.

આ બધો સંક્ષિપ્ત વૃત્તાંત ઈસાબેલાએ નિખાલસ દિલથી અને કશું પણ છુપાવ્યા વિના કહી સંભળાવ્યો હતો. પોતે અંતઃપુરમાંથી નાસી છૂટવાની આશા રાખતી હતી અને તેમાં મદદ કરવાનું અલસનમે પોતાને વચન આપ્યું હતું એ વાત પણ તેણે બાદશાહથી છુપાવી નહિ. ટુંકામાં, તેણે બધીએ વાત કહી નાંખી અને તેના વૃત્તાંતમાં જે નિખાલસપણું તથા સત્યતા સમાએલાં હતાં તે બાદશાહ તથા અંતઃપુરની રક્ષિકાના ધ્યાનમાં આવતાં તેથી તેમના ઉપર ઉંડી અસર થવા પામી.

અબ્દુ રહેમાને અલસનમ તરફ જોઇને કહ્યું: "અને દુષ્ટ ઠગારા! શું આ રીતે જ તું નક્ષત્રોની ચાલ જોઇને ભવિષ્ય કહેતો હતો તથા ભૂતોના ભેદી અવાજો સાંભળતો હતો કે? આજે સાંજે

તો તેં જે ગ્રહોને સાધ્યા છે તે આ ખ્રિસ્તી કુમારિકાની ચળકતી આંખો માત્ર છે; અને જે ભેદી અવાજો તારા કાનોમાં પડ્યા છે તે પણ આ સુંદર કુમારિકાના મુખમાંથી નીકળતાં મંજુલ સ્વર સિવાય બીજું કશું નથી."

કંપતા અલસનમે પોતાના બચાવને માટે ફાંફાં મારતાં એક દલીલ કરવાની હિંમત ધરી: "ખુદાવિંદ! આ સ્ત્રીએ આપની સમક્ષ કબૂલ કર્યું છે કે તેણે જ મને આ મેળાપની લાલચ આપી હતી, અને વળી તેના તરફનો વૃત્તાંત જાણી લેવાનો મારો હેતુ આપ નામવરના જ હિતને અર્થે હતો."

અબ્દુ રહેમાને સખ્તાઇથી અને તિરસ્કારદર્શક સ્વરે પૂછ્યું: "પણ તું કેવી રીતે આ બગીચામાં આવી શક્યો?"

અલસનમે થરથર ધ્રૂજતાં કહ્યું: "બાદશાહે આલમ! હું રહું છું તે બૂરજ તળે એક ભોંયરૂં છે અને એ ભોંયરામાં થઇને બગીચામાં આવવા માટેનું એક ગુપ્ત દ્વાર છે જે દ્વાર મેંદીના રોપ અને ફળફૂલના છોડવાવડે ઢંકાએલું જ રહે છે. એક દિવસ અચાનક તે મારા જોવામાં આવ્યું, પરન્તુ ખુદાના કસમ લઇને હું કહું છું કે આજે પહેલી જ વાર મેં આ ગુપ્ત દ્વારનો ઉપયોગ અહીં આવવામાં કર્યો છે."

અલસનમ તરફથી દૃષ્ટિ ફેરવીને ઇસાબેલા રોઝા તરફ જોતાં બાદશાહે કહ્યું: "ખ્રિસ્તી ગુલામડી! આજે તેં મને કાંઈ અવનવી વાતો સંભળાવી છે, અને તારામાં જે અંતઃકરણની શુદ્ધતા રહેલી છે તેથી તારા પર મારી કૃપા ઉતરે છે. વારૂ, અલ્જીનોરાની સવારીમાંની જગ્યા જે તરૂણ તથા સુંદર સ્ત્રીએ લીધી હતી તેનું નામ તું જાણે છે?"

ઇસાબેલાએ જવાબ આપ્યો: "ના, નામવર! તેણે મને પોતાનું નામ કોઈ વાર કહ્યું જ નથી. તે સ્પેનીશ સ્ત્રી નથી પરન્તુ એક જર્મન તરૂણી છે, અને તે બધી ભાષાઓમાં સારી પેઠે પ્રવીણ છે. અહો ખુદાવિંદ! પરન્તુ એક વાત આપને કહેતાં હું વિસરી ગઇ—"

બાદશાહે પૂછ્યું: "કઇ વાત વારૂ?"

"તેની પાસે એક વીંટી હતી, જેના પર મૂર લિપિના કાંઇ અક્ષરો કોતરવામાં આવેલા હતા—"

"અહો! અરબ્બી અક્ષરોવાળી માણેકની વીંટી?" અબ્દુ રહેમાન બોલ્યો. ઇસાબેલાના કથાનકમાં અત્યારસુધી બાદશાહને જે કાંઈ રસ પડયો હતો તેના કરતાં હવે તેને વધારે રસ પડતો હોય એવું માલૂમ પડવા લાગ્યું.

તેણે જવાબ આપ્યો: "હા, નામવર! તે સ્ત્રીએ મને ખાત્રીથી જણાવ્યું હતું કે એ વીંટી ચમત્કારિક હતી અને તેના પ્રભાવથી પોતે આપ નામવરની કૃપાપ્રસાદી પ્રાપ્ત કરી શકશે એટલું જ નહિ પણ આપ નામવર પાસેથી જે કાંઇ વરદાન પોતાને જોઇશે તે તે મેળવી શકશે. તે સ્ત્રી અને અલ્જીનોરાએ પોતાની જગ્યાઓ અદલ બદલ કરી હતી તે તરફ ચશ્મપોશી બતાવતાં મને જે ભય લાગતો હતો, તે ભય દૂર કરાવતાં તેણે મને આ પ્રકારની ખાત્રી આપી હતી."

અત્યંત ઉત્સુક બની જતો અબ્દુ રહેમાન બોલ્યો: "અને તેં એ વીંટી જોઇ હતી ખરી કે? તને બરાબર ખાત્રી છે કે વીંટીમાં માણેક જડેલું હતું અને એ માણેક ઉપર મૂર લિપિના કાંઈ અક્ષરો કોતરેલા હતા?"

ઈસાબેલાએ જવાબ આપ્યો: "હા નામવર! એ વાત તો હું આપને ખાત્રીથી કહી શકું છું, કારણકે મૂર ભાષા હું જાણું છું—આજકાલ અસ્તુરીયાના લોકોમાં મૂર ભાષાનું જ્ઞાન સાધારણ બની ગયું છે—એટલે એ જ્ઞાનથી તે માણેક ઉપર કોતરેલા અક્ષરો હું વાંચી પણ શકી હતી. તે ઉપર આપ નામવરના જન્નતનશીન પિદર અબ્દુ રહેમાન પહેલાનું પુણ્યવંતું નામ કોતરેલું હતું!"

"ત્યારે તો એ જ—એ જ તે વીંટી!" પહેલાં કરતાં વધારે ઉત્સુક માનસિક સ્થિતિમાં બાદશાહ બોલ્યો: અને અલસનમ, ઇસાબેલા તથા આયેશા તેના ચહેરા ભણી આશ્ચર્ય તથા ઔત્સુક્યથી

નિહાળી રહ્યાં. પુનઃ તે ધીમે સ્વરે બોલ્યોઃ "બરાબર, એ જ તે વીંટી અને હજી તે જીવે છે! અહો! ખુદાના રાહ ન્યારા છે!"

અબ્દુ રહેમાન લતામંડપની પાસે થોડી ક્ષણો આમથી તેમ પરિક્રમણ કરવા લાગ્યો અને હવે ઈસાબેલાના હૃદયમાં કાંઈક આશાનો અંકુર ફૂટ્યો, કારણકે તે સમજી કે પોતે બાદશાહને આપેલી ખબર ઘણી કીંમતી અને અગત્યની નીવડી હતી. હવે કયો રસ્તો લેવો તે બાબત બાદશાહ અત્યારે વિચાર કરી રહ્યો હતો અને ઈસાબેલા અત્યંત ઉત્સુકતાપૂર્વક તેના ભણી જોઇ રહી હતી.

એકાએક વિચાર કરતાં થોભીને અને ધ્રૂજતી ઈસાબેલાને સંબોધીને તે બોલ્યોઃ "ખ્રિસ્તી દાસી! અમારો કાયદો તો એવો છે કે જે સ્ત્રી આ બગીચામાં કોઈ પુરૂષની મુલાકાત લે તેને મોતની જ સજા થવી જોઇએ અને કાયદાનો અમલ પૂરેપૂરી સખ્તાઈથી જ કરવો એવો અમારો રીવાજ છે. પરન્તુ જે સંયોગો ઊભા થયા છે તે સંયોગો હેઠળ તારા પર કાયદાનો એટલી સખ્ત રીતે અમલ કરવો એ મને દુઃખદાયક થઈ પડચા વિના રહે નહિ. હવે મારો ચુકાદો સાંભળી લે. આજથી એક માસ પછી કોર્ડોવામાં મર્દાનગીની શરતોનો એક અખાડો કરવામાં આવનાર છે. એ શરતોમાં ભાગ લેવા માટે બધા દેશો તથા બધી પ્રજાઓમાંના મલ્લો, યોદ્ધાઓનો સ્વીકાર કરવામાં આવશે. આ અખાડાનું જાહેરનામું કેટલાક મહિના પહેલાં દેશે દેશમાં ફેરવવામાં આવ્યું છે એટલે આ બાબતની ખબર ચોમેર ફેલાઈ ચૂકેલી છે. હવે બાકી રહેલા વખત દર્મિયાન જનાનખાનાની બીજી સ્ત્રીઓથી તને છૂટી રાખવામાં આવશે અને એ અખાડાના દિવસસુધી હું તને મારી હજુરમાં બોલાવીશ નહિ. ત્યારપછી જો કોઇ ખ્રિસ્તી યોધ્ધો તારી તરફથી હું જે યોદ્ધાની નીમણુક કરૂં તે યોદ્ધાની સાથે લડાઈ કરશે તો તે લડાઇના પરિણામ ઉપર તારૂં ભાગ્ય અવલંબી રહેશે. જો મારી તરફથી પસંદ થએલો યોધ્ધો તેમાં જીત મેળવશે, તો મારા જનાનામાંની બીજી સ્ત્રીઓના જેવું જ

જીવન સ્વીકારી લેવાને તારે તૈયાર થઇ રહેવું પરન્તુ જો તારી તરફનો યોધ્ધો વિજય મેળવે, તો હું તને આ ફરજમાંથી મુક્ત કરીશ એટલું જ નહિ પણ તને મૂલ્યવાન ભેટો બક્ષીસો સાથે વળાવીશ. તારા સંબંધમાં મારો ચુકાદો એ પ્રકારનો છે અને તે વિષે આખી દુનિયામાં ઢંઢેરો પીટાવવામાં આવશે, જેથી કોઇ ખ્રિસ્તી યોધ્ધો તારી તરફથી યુદ્ધ કરવાને બહાર આવી શકે."

ઈસાબેલા હર્ષ તથા શોકની મિશ્રિત લાગણીઓથી રડી પડી. તેને હર્ષ એથી થયો કે એક માસને માટે તો શિક્ષા મુલ્તવી રહી અને ત્યારપછી પણ મુક્તિ મળે એવો સંભવ હતો પરન્તુ તે સાથે તેને શોક એ પ્રકારના ભયને લીધે થયો કે કદાચ અખાડામાંના દ્વંદ્વ યુદ્ધનું પરિણામ એકંદરે પોતાને નિરાશ કરનારૂં નીવડે.

અલસનમ તરફ જોઇને અબ્દુ રહેમાન આગળ બોલ્યો: "અને અલસનમ! આ ખ્રિસ્તી સુંદરીને મેં જે શબ્દો હમણાં કહ્યા છે તે જ શબ્દો તારા સંબંધમાં પણ મારે કહેવા જોઇએ. કાયદો એવું ફરમાવે છે કે જે પુરૂષ આ બગીચામાં ચોરીછૂપીથી પ્રવેશ કરે તેને મોતની જ સજા થાય અને કાયદાનો અમલ ભારે સખ્તાઇથી કરવો એવો મારો રીવાજ છે; પરન્તુ તું એવા સંજોગોને લીધે અહીં આવવા પામ્યો છે કે જે સંજોગોને લીધે તારો અપરાધ ઓછો થવા પામે છે. તે કારણથી તારા પર કાયદાનો સખ્તાઇથી અમલ કરવાનું મને દુઃખદાયક થઇ પડે તેમ છે. તેટલા માટે હવે મારો ચુકાદો તું સાંભળી લે. અસ્તુરીયામાંથી આવેલી ખંડણીની કુમારિકાઓમાં અલ્જીનોરાની જગ્યા લેનારી સ્ત્રી અમારી હજુરમાં હાજર થાય તેટલા માટે ઢંઢેરો પિટાવવામાં આવશે અને ઇનામો જાહેર કરવામાં આવશે; વળી તેને પકડનાર લૂંટારાઓના કબ્જામાં હજીસુધી જો તે હશે તો તેમના હાથમાંથી તેને મેળવવાના બીજા ઉપાયો પણ લેવામાં આવશે. આજથી એક માસની અંદર જો તે અમારી કચેરીમાં આવીને હાજર થશે, તો તને પૂરેપૂરી માફી આપવામાં

આવશે; પણ જો તેમ નહિ બને, તો શરતોના અખાડામાં એકઠા થએલા લોકોના ટોળાની સમક્ષ તને ફાંસીને લાકડે લટકાવીને મારી નાંખવામાં આવશે. તેટલા વખતસુધી તારે તારા બૂરજમાં એક કેદી તરીકે રહેવું એવું અમારૂં ફરમાન છેઃ બસ, હવે ચાલ્યો જા!"

અલસનમ પેલા ગુપ્ત માર્ગદ્વારા પાછો પોતાના બૂરજમાં ચાલ્યો ગયો. આયેશા ઈસાએલા રેઝાને જનાનખાનામાં પાછી લઇ ગઇ, જ્યાં તેને બીજી સ્ત્રીઓથી અલગ રાખવાને માટે જનાનખાનામાં એક જૂદો જ વિભાગ નિવાસ માટે કાઢી આપવામાં આવ્યો, અને અબ્દુ રહેમાન પેલી ભેદભરી માણેકની વીંટીના સંબંધમાં સાંભળેલી વાતથી પોતાના મનમાં ઉદ્ભુત થએલી ગંભીર તથા અગત્યની બાબતો વિષે વિચાર કરતો એકલો બગીચામાં જ બેસી રહ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### ધર્માધ્યક્ષની વૈરવૃત્તિ.

મૂર રાજ્યમાં કોર્ડોવા ખાતે પૂર્વ પ્રકરણમાં વર્ણવેલા બનાવો જે સાંજે બની ગયા, તે જ સાંજે અસ્તુરીયામાં વેલેડોલીડ ખાતે એક ભયાનક બનાવ બનવા પામ્યો.

ધર્માધ્યક્ષના મહાલયના ભોંયરાના એક ઓરડામાં ઝેવીયર વિલેના તખ્ત ઉપર મૂકેલી એક ખુરશીપર બેઠો હતો. તેના માથા પર ક્રોસ સાથે જડેલી ઇશુની મૂર્તિ લટકાવેલી હતી. એ ભયાનક ધર્મગુરૂની બન્ને બાજુએ કેટલાક પહેરેગીરો ઊભા હતા. તેમના વદનપરની ભયાનકતા પણ ધર્માધ્યક્ષના વદનપર જડાઇ ગએલી તીવ્રતા તથા સખ્તાઇને અનુરૂપ માલૂમ પડતી હતી.

તે સ્થળે પ્રસરી રહેલી ગરમી ઘણી સખ્ત હતી, તોપણ એ ગુંગળાવી નાંખે તેવી ગરમીનું કશું કારણ જોવામાં આવતું નહોતું.

એ ભયાનક ઓરડામાં એક ઝાંખો દીવો બળી રહ્યો હતો, છતાં તપાવીને લાલચોળ કરેલા લોખંડની તથા છુપાવી રાખેલી આગની સખ્ત ગંધ આવી રહી હતી.

ઓરડાની જમીનના એક ભાગમાં કેટલાક ચોરસ ફીટનું લોખંડનું એક મોટું અને જાડું પતરૂં જમીનથી એક ઇંચ જેટલું ઉંચું ગોઠવેલું હતું. એ પતરાની બે બાજુએ લોખંડના બે જાડા ચોરસ સળીયા પત્થર ઉપર સમાંતર ગોઠવેલા જોવામાં આવતા હતા. એ પતરૂં એવી રીતે ગોઠવવામાં આવેલું હોવું જોઇએ કે જેથી તેને બે બાજુના ખાંચાવાળા ચોરસ સળીયાદ્વારા પોતાની જગ્યાએથી આઘું હડસેલી દઇ શકાય.

આ પતરા ઉપર એક મોટો લોખંડનો આંકડો ઓરડાની છતમાં જડવામાં આવેલો દેખાતો હતો અને તે આંકડામાં એક મોટી સાંકળની કડી ભેરવીને તે સાંકળને લટકાવવામાં આવેલી હતી. આ બધી યંત્રરચના ઉપર ધર્માધ્યક્ષ અને પેલા પહેરેગીરો એવી દૃષ્ટિથી જોઈ રહ્યા હતા કે જે દૃષ્ટિપરથી એ યંત્રનો શો ઉપયોગ કરવામાં આવનાર છે તે સંબંધી તેમને માહિતી હોવાનું જણાઈ આવતું હતું.

થોડી ક્ષણોમાં એક દ્વાર ઉઘડયું અને બે પહેરેગીરો પોતાની સાથે એક માણસને લગભગ નગ્નાવસ્થામાં લઇને તે સ્થળે આવ્યા. તેની કમરની આસપાસ મજબુત સાંકળો વીંટાળવામાં આવી હતી અને તેની બેઉ હાથની બગલ હેઠળથી તે પસાર કરવામાં આવી હતી. તેના હાથે હાથકડી અને પગે બેડીઓ પહેરાવવામાં આવી હતી. તેના શ્યામ વદનપર ભયની રેષાઓ તરી આવી, પરન્તુ તેના હૃદયમાં થએલો ભયસંચાર એટલો ભારી હતો કે તેના મુખમાંથી કાંઈ ધીમો ઉદ્ગાર પણ નીકળવા પામ્યો નહિ.

ધર્માધ્યક્ષ સખ્તાઇથી બોલ્યો: “ સાદ ! તને આપણો કરાર સાંભરતો હશે. તે કરાર એવો હતો કે જોન ગીલ્બર્ટસ અને સોં-

પાવી જોઇએ, નહિતો એક બદમાશ લૂંટારા તરીકેનું મોત તને પ્રાપ્ત થવું જોઇએ. જોન કારાઅલીના હાથમાંથી નાસી છૂટી છે અને તેથી તારૂં ભવિષ્ય નક્કી થઈ ચૂક્યું છે. ”

હવે કાંઇક સ્વસ્થ થઇને અને ભયપૂર્વક ચોતરફ નજર કરીને તે માણસ બોલ્યોઃ “ પણ નામવર ! જો તે નાસી છૂટી ન હોત, તો તેને જરૂર અહીં પહોંચાડવામાં આવી જ હોત. તેમાં નથી કાંઇ મારો વાંક થયો કે નથી કારાઅલીએ કાંઈ અપરાધ કર્યો—”

ઝેવીયર વિલેનાએ ટૂંકમાં જ જવાબ આપ્યોઃ “ તું તારી મેળે બ્હાના તરીકે રહેવા તૈયાર થયો હતો, તો તેનું ફળ પણ હવે તારે જ ભોગવવું જોઇએ.”

તીવ્ર ઉગ્રતા દર્શાવતાં સાદે જવાબ આપ્યોઃ “ નામવર ! આપ મને જે કાંઈ ઇજા કરશો તેનો કાતીલ કીનો કારાઅલી આપના ઉપર વાળ્યા વિના રહેનાર નથી. ”

ઠંડો તુચ્છકાર દર્શાવતાં ધર્માધ્યક્ષે સામો જવાબ આપ્યોઃ “ તારા દુષ્ટ અને દગાખોર સરદારના ગુસ્સાનો જવાબ વાળવાને હું તૈયાર થઇને જ રહીશ. તેણે જરૂર જોનના નાસી જવા તરફ ચશ્મપોશી બતાવી છે. ”

સાદ જુસ્સાથી વચમાં બોલી ઉઠયોઃ “ કારાઅલી પોતાના કરારનો કદાપિ ભંગ કરતો નથી. આ બનાવના સંબંધમાં તપાસ ચલાવવાને જોઇએ તેટલો વખત આપો અને પછી આપ નામવરને એ બાબતમાં સંતોષ મળ્યા વિના રહેશે નહિ. ”

ઝેવીયર વિલેનાએ જવાબ આપ્યોઃ “ હું જંગલી લૂટારાઓ સાથે એ પ્રકારની શરતો કરતો જ નથી.”

સાદે સામો ટોણો માર્યોઃ “ પણ આપ નામવર એવા માણસોને આપનો સ્વાર્થ સાધવા માટે રોકતાં અચકાતા નથી. ”

ધર્માધ્યક્ષ બોલ્યોઃ “ ઓહ ! બદમાશ ! શું મારી સામે તું મારૂં અપમાન કરે છે ? ચાલો, એની બૂરી દશા હવે એને જોવા દો ! ”

સાદ ગર્જના કરતો બોલ્યો: " અને ખ્રિસ્તી કૂતરા ! તારી દશા તો તેથીએ વધારે ભૂરી અને ભયંકર થશે ! " એ શબ્દો બોલતાં જ સાદ તેને પકડી રહેલા પહેરેગીરોના હાથમાંથી આંચકો મારીને છૂટચો અને એક ઉન્મત્ત થએલા વાઘની પેઠે ધર્માધ્યક્ષ તરફ ધસ્યો. ધર્માધ્યક્ષના મુખમાંથી ચિત્કાર નીકળી ગયો.

પરન્તુ સાદ ધર્માધ્યક્ષને જરા પણ ઇજા કરવાનો સમય મેળવી શકે તે પહેલાં તો પહેરેગીરોએ તુરત જ તેને પાછો પકડી લીધો અને તેણે છૂટવાને બહુ તરફડીયાં માર્યા તોપણ તેને પેલા લોખંડના પતરા તરફ ખેંચી જવામાં આવ્યો.

જ્યાં તેના ખુલ્લા પગ એ પતરાને અડક્યા, ત્યાં તેના મુખમાંથી હૃદયભેદક ચીસ નીકળી પડી. પછી એક ભયાનક યાતના વેઠતા મનુષ્યની પેઠે તે પગ પછાડવા લાગ્યો, અમળાવા લાગ્યો અને ચીસેચીસ નાંખવા લાગ્યો.

તેના પગ હેઠળનું લોખંડનું પતરૂં સખ્ત ગરમ હતું. તે પતરા ઉપર તેના પગનું માંસ ખરેખર ભુંજાઇ જ રહ્યું હતું; પરન્તુ પહેરેગીરોએ પોતાને પગે લોખંડના બનાવેલા મોટા જોડા પહેર્યા હતા એટલે તેમને એ પતરાની ગરમી લાગતી નહોતી. પતરા ઉપર કોઇ જાતનો કાળો રંગ લગાડેલો હતો, નહિતો આખું પતરૂં તપીને લાલચોળ થઇ ગએલું દેખાઇ આવે તેમ હતું.

થોડી ક્ષણોમાં આંકડાપરથી લટકતી પેલી સાંકળને કેદીના શરીરની આસપાસના બંધ સાથે જોડવામાં આવી અને પછી તે સાંકળને ખેંચવામાં આવી એટલે કેદી પણ ખેંચાયો અને તેનું માથું છત સાથે અડક્યું એટલે સાંકળ ખેંચવાનું બંધ કરવામાં આવ્યું.

પછી ખાંચાવાળા ચોરસ સળીયાપરના પેલા પતરાને એક પહેરેગીરે પોતાની તલવારની અણીવડે ધક્કો માર્યો એટલે પતરૂં આખું ખસી ગયું અને એ પતરાને તપાવવાનું સાધન તથા હવામાં ફેલા-

એવી તીવ્ર તથા ગુંગળાવી મારે તેવી વાસનું કારણ ભયાનક રીતે ખુલ્લું થવા પામ્યું.

જ્યારે પતરાને આઘું હડસેલી દેવામાં આવ્યું, ત્યારે લોખંડની બતાવેલી એક જંગી સઘડીમાં ભયાનક આગ સળગતી જોવામાં આવી. એ સઘડીને જમીનમાં ખાડો ખોદીને ગોઠવવામાં આવેલી જણાતી હતી.

સઘડી ઉપરની લોખંડની જાળીપર લાલચોળ થએલા અંગારા ભરેલા હતા. સઘડીને એક પોકળ નળી જોડવામાં આવી હતી જે નળીનો બીજો છેડો જમીનની અંદર થઇને ખુલ્લી હવામાં કોઇ સ્થળે રાખવામાં આવેલો હતો એટલે એ નળી વાટે સઘડીમાં જોરથી પવન આવતો હતો અને અંગારાને લાલચોળ રહેવામાં મદદ કરી રહ્યો હતો.

આ અંગારા આગની જવાળાની પેઠે ભડભડ બળતા નહોતા, પરન્તુ જવાળા વિનાના લાલચોળ કોયલા જ હતા, એટલે તેમાં એક પણ સ્થળે કાળો ડાઘ જોવામા આવતો નહોતો. જે સળીયાની જાળી ઉપર અંગારા હતા તે જાળીનું લોખંડ પણ અંગારાના જેવા જ રંગનું-લાલચોળ બની ગએલું હતું.

એ અંગારાની આગ એટલી તો સખ્ત અને ભયાનક હતી કે એક જીવતા મનુષ્ય પ્રાણીને તો શું પણ એક જીવતા બળદને પણ જો તેના ઉપર ફેંકવામાં આવ્યો હોય તોપણ એક કાગળના તાવની પેઠે અમળાઇને થોડી ક્ષણોમાં જ બળી ભસ્મીભુત થઇ જાય.

એ દોજખી ભઠ્ઠી ઉપર જ્યારે બિચારા સાદને લટકતો રાખવામાં આવ્યો, ત્યારે તે ભયાનક ચીસો, બૂમો, કીકીયારીઓ અને રાડો નાંખવા લાગ્યો; પરન્તુ ડોન ઝેવીયર વિલોનાના પત્થરના હૃદયના જેવી એ મહાલયની દિવાલો અભેદ્ય હતી, એટલે તેની ઉપ-રના સુંદર ખંડોની અંદરનાં માણસોને કે મહેલની સમીપે આવેલા ચોકમાં થઇને જતા રાહદારીઓને આ ભોંયરામાં કેવી ભયાનક અને અધમ ઘટના બની રહી છે તે સંબંધે સંશય પણ આવવા પામ્યો નહિ.

ઘાયલ થએલો સર્પ જેવી રીતે પીડાથી અમળાઇ જાય, તેવી

રીતે સાદ પોતાને બાંધવામાં આવેલી સાંકળોના બંધનમાં ઉંચે લટકતો અમળાવા લાગ્યો. પહેલાં તેના શરીરની ચમડી ઉપર અસંખ્ય ફોલ્લા ઉઠવા લાગ્યા; પછી તેના આખા શરીરે દગ્ધ કરી નાંખતી ભઠ્ઠીની અસરથી બાળી ચામડીના જેવી લાલાશ દેખાવા લાગી કારણકે એ દુર્ભાગી મૂર જીવતો ભુંજાઇ જતો હતો !

મનુષ્યની કરામત અથવા તેનું ઘાતકીપણું એક દુશ્મન ઉપર જે સખ્તમાં સખ્ત અને નિંદ્ય યાતના ગુજારી શકે, તે યાતના અત્યંત ઝનૂની મનુષ્યની વૈરાંધતાને જો તૃપ્ત કરી શકે, તો જ રાક્ષસી હૃદયના ઝેવીયર વિક્ષેનાની વૈરવૃત્તિ અત્યારે તૃપ્ત થઇ શકે તેમ હતું ! પરન્તુ અતૃપ્ત વૈરવૃત્તિ જ કુદરતે તેને બક્ષી હતી, એટલે આ ત્રાસજનક દૃશ્યથી તો ભયાનક દૃશ્યો જોવાની તેની વાઘ સરખી મનોરૂચિ ઉલટી ઉત્તેજિત થવા પામી હતી.

ભઠ્ઠીમાંના અંગારા એ ચીસો નાંખતા બલિદાનની ઉપર નિર્દય રીતે પોતાની દાહકતાનો સંપૂર્ણ મારો ચલાવી રહ્યા હતા; તેથી જે યાતના એ બિચારા મનુષ્યને વેઠવી પડતી હતી તે એટલી ભયંકર હતી કે તે જોઇને રોમ ઊભાં થઈ ગયા વિના રહે નહિ અને હૃદય ચિરાઇ ગયા વિના રહે નહિ.

જોકે માત્ર થોડી ક્ષણોમાં જ પ્રાણ તેના દેહને છોડી ગયા, તોપણ સ્વાભાવિક રીતે એ થોડા લેખાતા સમયમાંએ, જાણે કે ભયંકર, ત્રાસજનક, હૃદયવિદારક યાતના વેઠતાં વર્ષોનાં વર્ષો ગાળ્યાં હોય એવો અનુભવ તેને થયો.

છેવટે, જ્યારે તેની ચીસો ધીમી પડતી પડતી શમી જવા પામી, ત્યારે હાડમાંસની બેડોળ બની ગએલી એ આકૃતિને ભઠ્ઠી ઉપર નીચે ઉતારવામાં આવીઃ અને જ્યારે તે બળવા લાગવાથી દુર્ગંધ આવવા લાગી તથા ઓરડો કાળા દુર્ગંધી ધુમાડાથી ભરાઇ જવા લાગ્યો, ત્યારે ધર્માધ્યક્ષ પોતાના પહેરેગીરોની સાથે મહેલના ભોંયરામાંના એક બીજા યાતનોત્પાદક ખંડમાં ચાલ્યો ગયો.

આ બીજા ઓરડામાં કમાનોવાળી છતમાં ભેરવેલો એક દીવો મંદ પ્રકાશ ફેંકતો બળી રહ્યો હતો. ઓરડાને સામે છેડે ચાર કુંભીઓપર એક મોટું લોખંડનું પાંજરૂં પડયું હતું. પાંજરામાં કોઇ જીવતા પ્રાણીનો મોટો ઢગલો પડયો હતો. એ સ્થળના ઝાંખા અજવાળામાં અને પાંજરાના સળીયાની અંદર તે ઢગલો કાળો તથા ધૃણોત્પાદક દેખાતો હતો. જ્યારે ધર્માધ્યક્ષ પાંજરાની પાસે ગયો, ત્યારે તે પણ તેને જોઇને ધ્રૂજી ગયો. પાંજરામાં એક મોટો કાળો અજગર હતો, જે આફ્રીકન અજગરોની જાતનો હતો અને ચાળીસથી પચાસ ફીટ લાંબો હતો. તેના શરીરનો જાડામાં જાડો ભાગ લગભગ એક માણુસના શરીર જેટલો હતો અથવાતો એક જાડા અને મજબૂત માણુસના સાથળના ઉપલા ભાગ જેટલો હતો.

એ રાક્ષસી પ્રાણી અત્યારે પોતાના પાંજરામાં ગુંચળું વળીને પડેલું હતું. તેનું માથું તેનાં ચીકણાં અને ભયાનક ગુંચળાંઓની અંદરથી સ્હેજ ઉપસી આવતું દેખાતું હતું. તેની નાની આંખો અપશુકનીયા તારાઓની પેઠે ચમકતી ફરકી રહી હતી. પાંજરાની પાસે તેનો રખેવાળ ઊભો હતો. ધર્માધ્યક્ષ ત્યાં આવી પહોંચતાં રખેવાળે તેને નીચા નમીને સલામ કરી.

વદનચર્યામાં જ દુષ્ટ હેતુનું દર્શન કરાવતા ધર્માધ્યક્ષે રખેવાળને પ્રશ્ન કર્યો: " અજગરને ખોરાક આપ્યાને કેટલો વખત થયો ? "

રખેવાળે જવાબ આપ્યો: " આપ નામવરનો એવો હુકમ હતો કે તેને છ અઠવાડીયાંસુધી કશો ખોરાક આપવો નહિ; અને એ હુકમનો બરાબર અમલ કરવામાં આવ્યો છે. "

" બહુ સારૂં. " એમ બોલીને ઝેવીયર વિલેનાએ પોતાની નોંધપોથી ખેંચી કાઢીને તેમાં લખેલી કેદીઓના નામની યાદી ઉપર નજર ફેરવી લીધી. તે ધીમે સ્વરે પોતાના મનમાં જ ગણગણવા લાગ્યો: " આ યાહુદી બેન સોફી બહુ ઘરડો છે એટલે અજગરની સાથે લડવા માટે તે નકામો છે, કારણકે એને તો અજગર બહુ

સહેલાઇથી ભક્ષી જાય. બર્થોલ્ડ નેકારને તો ચૌટા વચ્ચે જ બાળી મેલવામાં આવવો જોઇએ છે, કારણકે લોકોના ટોળાની વચ્ચે એનું મોત થાય એ જરૂરનું છે. પરન્તુ આ વેલાફીઝ ઠીક છે. ધર્મગુરૂઓ અને ધર્મસ્થાનકના માણસો ભભકો, મોજશોખ અને વિષયવિલાસ સેવે છે એવું કહીને તેઓની ઉપર જેણે તિરસ્કાર દર્શાવવાની હિંમત કરી હતી તે જ આ જુવાન માણસ. હા–તે જ ભલે અજગરનો ખોરાક બને!"

આ પ્રમાણે પોતાના મનમાં નિશ્ચય કરીને ઝેવીયર વિલેનાએ નોંધપોથીને પાછી મૂકી દીધી. પહેરેગીરો તરફ તેણે જોયું અને ધર્મોપદેશક વેલાફીઝને પોતાની સમીપે હાજર કરવાની તેમને આજ્ઞા કરી. પહેરેગીરો ચાલ્યા ગયા અને થોડી મિનિટોમાં તેઓ એક સુંદર, ઉંચા અને મજબુત શરીરના જુવાન માણસને લઈ પાછા આવ્યા. એ માણસનું શરીર અર્ધનગ્ન હતું એટલું તેના શરીરની સુઘટિતતા અને સુંદરતા સંપૂર્ણ રીતે દેખાઇ આવતી હતી. તેના સુંદર વદન ઉપર નિઃસ્પૃહતા અંકિત થએલી દેખાતી હતી. તેના હાથ જોડેલા હતા, જાણે કે તે અશ્રાવ્ય પ્રભુપ્રાર્થના કરી રહ્યો ન હોય! ઓરડામાં દાખલ થતાં જ પેલું પાંજરૂં અને તેમાંનું ભયંકર પ્રાણી તેના જોવામાં આવ્યું. જોકે તેના શરીરમાં થઇને એક કંપારી પસાર થઇ ગઇ તો પણ એ કંપારી માત્ર ક્ષણિક જ હતીઃ પોતાની સત્યશીલતાનું ભાન થતાં તેણે એકદમ આત્મસંયમન કર્યું અને પુનઃ તે સત્વર સ્વસ્થ બની ગયો.

એ બલિદાનના મનુષ્યપ્રાણી તરફ સખ્ત દૃષ્ટિપાત કરીને ધર્માધ્યક્ષે કહ્યુંઃ "વેલાફીઝ! તારા માટેની શિક્ષા નક્કી થઈ ચૂકી છે! વેલેડોલીડના વસતીજનોની સમક્ષ જો તું તારા અહિતકર અભિપ્રાયો તથા દુષ્ટ ઉપદેશોનું તારી મેળે જ સંપૂર્ણ રીતે ખંડન કરવાનું કબૂલ નહિ કરે, તો તને પેલા અજગરનાં ત્રાસજનક ગુંચળાંને સોંપી દેવામાં આવશે."

વેલાફીઝે નમ્ર અને કરૂણાર્દ્ર પ્રત્યુત્તર આપ્યો: "આપ નામવર મારા સ્થૂળ દેહનો નાશ કરાવી શકશો, પરન્તુ જેમાં પ્રભુએ સત્યનો પવિત્ર પ્રકાશ ભર્યો છે એવા મારા આત્માનો આપ નાશ કરી શકનાર નથી."

"એટલે શું તું મારી સૂચનાનો અસ્વીકાર કરે છે?" ઝેવીયર વિલેના બોલ્યો. થોડી વારમાં જ થનારી વૈરતૃપ્તિના આનંદથી તેનું શરીર કમ્પી રહ્યું હતું.

વેલાફીઝે શાંત અને ગૌરવપૂર્ણ રીતે ઉત્તર આપ્યો: "મારા અભિપ્રાયોનું મારે બિલકુલ ખંડન કરવાનું નથી, નામવર!"

ધર્માધ્યક્ષે પહેરેગીરોને ઇશારત કરી, એટલે પહેરેગીરો એ વીર યુવકને પાંજરા તરફ દોરી ગયા. પાંજરાની અંદર એકથી બીજા છેડાસુધી એક બીજી લાંબી જાળી હતી જેથી પાંજરાના બે ભાગ બનતા હતા. એક મોટા ભાગમાં અજગર ગુંચળું વળેલો હજી પડયો હતો, અને બીજા નાના ભાગમાં વેલાફીઝને હડસેલી દેવામાં આવ્યો. પાંજરામાં પેસતાંજ વેલાફીઝ ઘુંટણે પડયો અને હાથ જોડી પ્રભુપ્રાર્થના કરવા લાગ્યો. પાંજરાનું બારણું તેને અંદર હડસેલી દેવામાં આવતાંની સાથે જ બંધ કરી નાંખવામાં આવ્યું હતું.

પછી રખેવાળે પાંજરાને બે ભાગમાં વહેંચી નાંખતી વચ્ચેની જાળી ધીમે ધીમે ખેંચી લીધી, એટલે હવે વેલાફીઝ એ વિકરાળ આફ્રીકન અજગરની દયા ઉપર જ રહેવા પામ્યો.

---

## પ્રકરણ ૧૯ મું.

### અજગર: ચોંકાવનારા ખબર.

એ વિકરાળ અજગરની ક્ષુધાતુરતાને તૃપ્ત કરવાને આ પ્રમાણે જે શિકાર અસાધારણ રાક્ષસી ક્રૂરતાપૂર્વક અર્પણ કરવામાં આવ્યો હતો, તે શિકારની ખબર લેવાની દરકાર થોડી વારસુધી તો અજગરે કરી

નહિ. આ ભયાનક અનિશ્ચિતતાના સમય દર્મિયાન વેલાફીઝ મૌન પ્રાર્થના કરતો ઘુંટણુમંડીએ જ પડયો રહ્યો.

આ દશ્ય અત્યારે તો કેવળ શાંત–સ્થિર હતું અને ધર્માધ્યક્ષ, પહેરેગીરો તથા રખેવાળ તે નીરખતા ઊભા હતા. ઝેવીયર વિસેના સિવાયના દરેકના વદન ઉપર દબાવી રાખવામાં આવેલી ત્રસ્તતા માલૂમ પડતી હતી. એ નિર્દય ધર્માધ્યક્ષને તેનું અંતઃકરણ તો સ્પષ્ટ રીતે કહી રહ્યું હતું કે જે તહોમતો એ જુવાન ધર્મોપદેશકે અનેક વાર અસ્તુરીયાના ધર્મસ્થાનક સાથે જોડાએલા પાદરીઓ વગેરે ઉપર મૂકયાં હતાં તે બધાં તેને પોતાને જ સારી રીતે લાગુ પડતાં હતાં. એ દુષ્ટ–નિર્દય ધર્માધ્યક્ષ જેને પોતાનો અંગત શત્રુ માની રહ્યો હતો તેને અત્યારે તેણે પોતાના કબજામાં લીધો હતો. જે વખતે તે આ સત્ય તથા ન્યાયના પવિત્ર હિમાયતીની ઉપર ઝઝૂમી રહેલી દુઃસ્થિતિપર દષ્ટિપાત કરી રહ્યો હતો, ત્યારે પશ્ચાત્તાપ એટલે શું તે તે સમજતો નહોતો અને દયાળુ વૃત્તિનો સંચાર તેના દિલમાં થવા પામે એ કેવળ અસંભવિત હતું.

પરન્તુ વેલાફીઝ પોતે તે વખતે પણ પ્રભુને એવી પ્રાર્થના કરી રહ્યો હતો કે જેવી રીતે પોતે પોતા ઉપર વૈર વાળનારા પામર મનુષ્યોને ક્ષમા કરી રહ્યો છે તેવી જ રીતે પ્રભુ પણ તેમને ક્ષમા કરે ! આ પ્રમાણે જોકે તે મૌન રીતે પોતાના આત્માની પવિત્ર વૃત્તિને પોષી રહ્યો હતો, તોપણ તે વખતે તેના મગજમાં રેલાઇ રહેલી ભક્તિનો પ્રવાહ જરા પણ ઓછો કિંવા સત્વહીન થવા પામ્યો નહોતો. તેનું જીવન કેવળ પાપરહિત અને નિષ્કલંક હતું. તેણે પોતાના જીવનમાં એક પણ કાર્ય એવું કર્યું નહોતું, બલકે એક પણ શબ્દ કે વિચાર એવો ધરાવ્યો નહોતો કે જેને માટે તેને પાછળથી દિલગીર થવું પડયું હોય કિંવા પસ્તાવો કરવો પડયો હોય.

તેની સખાવત જેવી રીતે અગણિત હતી, તેવી જ રીતે તે ભભકા કે દેખાવ વિનાની હતી. ગરીબ, વૃદ્ધ અને અશક્ત મનુષ્યોને મદદ

કરવા તેણે પોતાની મોટી વાહીલોપાર્જીત મીલકત ખર્ચી નાંખી હતી અને તે જાણતો હતો કે આ ક્ષણે સેંકડો બલકે થયો હજારો હૃદયો તેને આશીર્વાદ આપી રહ્યાં હતાં.

આ પ્રમાણે સાક્ષાત્ મૃત્યુની સમીપે—વળી આવા ત્રાસજનક અને ભયાનક મૃત્યુની સમીપે—એ મૃત્યુમુખમાં પડેલા બલિદાનને માટે થોડું આશ્વાસન રહેલું હતું. આ મૃત્યુલોકની સાંકડી મર્યાદાની પેલી પાર દૃષ્ટિપાત કરતો અને ઉચ્ચ કલ્પનાપ્રદેશમાં ઉડ્ડયન કરતો તે એવા અનંત સુખપ્રદેશમાં વિહરવા લાગ્યો કે જે પ્રદેશમાં તેના સુચરિતનાં સારાં ફળો સંગ્રહાયલાં હતાં.

આ પ્રમાણે પાંચ મિનિટ પસાર થઈ ગઈ. તેટલો સમય વેલાફીઝે મૌનભક્તિમાં ગાળ્યો અને એ દૃશ્યના પ્રેક્ષકોએ મનની અંતરીયાળ સ્થિતિમાં ગાળ્યો.

એ સમય પૂરો થતાં અજગરની આંખો વ્યાકુળતાથી ચમકારા મારતી દેખાઈઃ એક પ્રકારની ઉદ્વિગ્નતાથી તેની આંખો ચમકવા તથા ફરકવા લાગીઃ રખેવાળ તથા પહેરેગીરો તે જોઇને રોમાંચ અનુભવવા લાગ્યા; પરન્તુ સખ્ત દિલના, ઘાતકી અને નિર્દય ઝેવીયર વિલેનાને કશી અસર થઈ નહિ.

અજગરનો રખેવાળ આખે શરીરે કંપવા લાગ્યો અને તેનો ચહેરો પ્રેતવત્ ફીકકો પડી ગયો. તે ધીમેથી બોલ્યોઃ "હું આપ નામવરને વિનતિ કરૂં છું કે પાંજરામાંની પેલી જાળી હવે પાછી અંદર ઘાલી દેવાની આપ મને રજા આપો. હજી પણ તેને બચાવી લઇ શકાય તેટલો વખત છે અને આ અજગરનો ભય જ તેને માટે મૃત્યુ જેટલો ત્રાસ આપવાને બસ છે."

ધર્માધ્યક્ષે તીવ્રતાથી સામો જવાબ વાળ્યોઃ "પરન્તુ તું જુએ છે કે તે ભય પામ્યો નથી."

ધીમા અને દૃઢ સ્વરે રખેવાળ હજી આગ્રહ કરતો બોલ્યોઃ "નામવર ! જોકે તે અત્યારે પ્રાર્થનામાં મશગુલ બની રહ્યો છે,